# અર્પણપત્રિકા.



મારા પરમ પૂજનીય, વંદનીય, જ્ઞાનદાતા, વિશ્વવિજેતા, શિરોમણી મહાત્મા **ગુરૂદેવ શ્રી સોહનલાલજી મહારાજ સાહેબ.**

આપે આ ભવસાગર તરવાને માટે જે નાવ ઝુકાવ્યું છે, તે નાવ આ અખિલ વિશ્વનાં આધિ, વ્યાધિ, ઉપાધિરૂપ ખડગ સામે અથડાયા વિના જગત જંજાળરૂપી મોજાં સામે મચાતા યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરતું કરતું દ્વેષ, ઈર્ષા, કુવિચાર, ખટપટ અને અશાંતિરૂપ વમળમાં ગોથાં ખાધા વિના મધ્યસ્થભાવે સત્સંગરૂપી સાનુકૂળ વાયુના આધારે ત્વરિત ગતિથી સુખમય શાંતિમાં પસાર થાય છે. એ નાવનો સર્વ આધાર આપની દીર્ઘકાળની અખંડિત દીક્ષા, આપની વિદ્વત્તા, આપનું જ્ઞાન, આપનું ચારિત્ર, સકળ સૃષ્ટિના પ્રત્યેક પામર જીવ તરફ દયાભાવ ઉપરજ સ્થિત થયેલ છે.

તેમાં વિશેષે મને ભવસાગરમાં ડુબતાને બચાવી, મારો હાથ પકડી, આપના શાંતિકર નાવમાં બેસાડી, મને આપે જે સાહચ્ય કરી છે, તથા આપે આપના અખૂટ જ્ઞાનના પાત્રમાંથી જે થોડી ઘણી શિક્ષા આપી છે, તે શિક્ષાની પ્રસાદીથી, તથા **ધ્યાન** માર્ગ ઉપર મારૂં વહન કરાવી, મારા આત્માને સુરક્ષિત બનાવી, ભવાંતરે દુર્ગતિમાં પડતો બચાવી દેવાની જે કૃપા કરી છે, તે સર્વ ઉપકારનો બદલો હું પામર પ્રાણી આપને કઇ રીતે વાળી આપી મારા આત્માને કૃતાર્થ કરૂં!

તે સર્વ વિચાર મારા મગજને હમેશાં ખળભળાવી નાખે છે, તેના યત્કિંચિત્ બદલામાં આ **"મારી વિશુદ્ધ ભાવના"**નું પુસ્તક આપના કર કમળમાં મૂકી હું થોડાક અંશે કૃતાર્થ થવા માગું છું, માટે આપ તેનો સ્વીકાર કરી મને ભાગ્યશાળી બનાવશો. એવી આશા રાખતો આપનો બાળકઃ— ભિક્ષુ.

**મુનિ મણિલાલજીની**

ત્રિકાળ વંદના સ્વીકારશોજી.

# સ્તવન.

શુભ જ્ઞાન રમીલી રૂડી દેશના રે લોલ,
ભાખે સ્વામી ગોઉમ ગણધાર જો;
ખોયો કાળ અનંત ભવરાશમાં રે લોલ,
મૂરખ જોને તું મન વિચાર જો. શુભ૦ ૧

એક સોયના અગ્ર અવકાશમાં રે લોલ,
તેહમાં શરીર અસંખ્ય નિગોદ જો;
જીવ અનંત કહ્યા જિન વીરજી રે લોલ,
પ્રાણી તિહાં તુજ આદિ વિનોદ જો. શુભ૦ ૨

કોઇ દિન સુરપતિ નરપતિ તું થયો રે લોલ,
પામ્યો હય ગય રાજ ઉદાર જો;
કોઇ દીન રોયો એકીલો રાનમાં રે લોલ,
ઇમ ભટક્યો ચેતન નિરાધાર જો. શુભ૦ ૩

નહી નિજ ગુણ ગોઠની છાકમાં રે લોલ,
માન્યો અગુણ તણો [illegible] જો,
ભમે ચેતન [illegible] નિજ રૂપને રે લોલ,
[illegible] જો શુભ૦ ૪

ભટક્યો ચઉગતિ ભવ મેદાનમાં રે લોલ,
પામ્યો ઉત્તમ નરભવ દેહ જો;
મળે [illegible] જો શુભ સાહેબ રે લોલ,
[illegible] ધ્યાનમાં [illegible] જો. શુભ૦ ૫

[illegible] રે લોલ,
[illegible] નિજ ગુણ [illegible] જો;
[illegible] રે લોલ,
[illegible] જો. શુભ૦ ૬

# પ્રસ્તાવના



આ પ્રવૃત્તિમય જમાનામાં મનની પવિત્રતા, મનની સ્થિરતા. ધ્યાનાવસ્થ દશા, સમાધિ વગેરે સાચી ચિત્તશાંતિના-પરમસુખ પ્રાપ્તિના ઉપાયો લુપ્તપ્રાય થતા નજર આવે છે. અત્યારના કહેવાતા વિદ્વાનોનું માત્ર એકજ ધ્યેય હોય છે, અને તે એજ કે:-જડ વસ્તુઓમાંથી મેળવાય તેટલું સુખ મેળવી લેવું. પૃથ્વીના પડ ઉપરથી, સમુદ્રને તળીયેથી, પર્વતની ટોચ પરથી, આકાશમાંથી કે પાતાળમાંથી ગમે ત્યાંથી સુખનાં સાધનો શોધવાં, ભોગોપભોગની સામગ્રીઓ સંપ્રાપ્ત કરવી, વરાળ, વિદ્યુત્ આદિ જડ વસ્તુઓને કાબુમાં લઇ તેની શકિતદ્વારા ખૂબ ધાંધલ, ખૂબ દોડધામ અને મોટી ઉથલ પાથલ મચાવવી, એજ અત્યારના મહાપંડિતોનું મંતવ્ય છે. કારણ કે તેમને પોતાના આત્મામાંજ જે અનંત શકિતનો તથા અનંત સુખોનો મહાસાગર ભર્યો છે તેનું લવલેશ ભાન હોતુંજ નથી, તેમણે આત્માનંદનો કે ખરી સમાધિનો રસ ચાખ્યો નથી તેથીજ આ ચમત્કારિક લાગતી વસ્તુઓમાં મોહાઈ બંધન, કલેશ અને કષ્ટો પામે છે, અને પરિણામે ભવભ્રમણ વધારે છે.

આ હાલની પ્રવૃત્તિ કરતાં જે સુખ અતિ ઉત્તમ છે, જે સુખને માટે ચક્રવર્તી રાજાઓએ રાજ્યપાટ છોડી એકાંતવાસ સેવ્યો છે, જે સુખને માટે મોટા મોટા મહાત્મા મહાન્ પ્રયાસ કરે છે, જે સુખને માટે જ્ઞાનીઓ મહાપરિષદ્‌માં ગર્જના કરી ઉપદેશ આપે છે, અને જે સુખને માટે જપી, તપી, સંયમી ઉદ્યમ કરે છે; તે પરમાનંદ અખંડ સુખ એક ઠેકાણે બેઠાં બેઠાં શાંતિથી પ્રાપ્ત કરી શકે તેવો સત્ય, સીધો, સર્વમાન્ય અને પ્રત્યક્ષ ફળદાતા ઉપાય એક ધ્યાનજ છે. કોઇપણ વસ્તુ ઉપર ચિત્તની એકાગ્રતા-તન્મયતા તેને ધ્યાન કહે છે. આ વિષય

પરમઉપયોગી અને પરમઉપકાર કારક જણાતાં તે છપાવી પ્રસિદ્ધિમાં મૂકવા કેટલાક ભાઈઓએ નિશ્ચય કર્યો અને થોડાજ સમયમાં ૧૫૭૫ પ્રતોનાં ગ્રાહકો અગાઉથીજ નોંધાઈ ગયાં જેથી આ પુસ્તક પ્રસિદ્ધિમાં આવવા પામ્યું છે. જે જે જ્ઞાનપ્રેમી બંધુઓએ વિનામૂલ્ય વહેંચવા અર્થે આ પુસ્તક છપાવ્યું છે તેમના મુબારક નામો આ નીચે આપવામાં આવ્યાં છે.—

| રૂપિઆ. | છપાવનારનું નામ. | પ્રત. |
|---|---|---|
| ૧૩૦ | કોઠારી જીવરાજ તલકચંદ | ૩૨૫ |
| ૮૦ | શેઠ ચતુર્ભુજ કચરા લખાણી | ૨૦૦ |
| ૪૦ | સંઘવી ત્રિભુવન ભાઇચંદ | ૧૦૦ |
| ૪૦ | પા. દેવજી પ્રાગજી | ૧૦૦ |
| ૩૦ | માસ્તર કૃપાશંકર ઝુંઝાભાઇ | ૭૫ |
| ૨૦ | કોઠારી અમૃતલાલ ભીમજીભાઇ | ૫૦ |
| ૨૦ | દોશી રામજી માણેકચંદ | ૫૦ |
| ૨૦ | મકાણી હીરચંદ કચરા | ૫૦ |
| ૧૦ | પારેખ વખતચંદ રામજી | ૨૫ |
| ૧૦ | શા. ઝવેરચંદ મૂળચંદ ( સાયલાવાળા ) | ૨૫ |
| ૧૦ | મહેતા ફુલચંદ વીરજી | ૨૫ |
| ૧૦ | શા. બેચર ગોપાલજી | ૨૫ |
| ૧૦ | મહેતા કપુરચંદ પાનાચંદ | ૨૫ |
| ૧૦ | પા. મનસુખલાલ બેચર | ૨૫ |
| ૧૦ | કોઠારી નથુભાઇ ઝીણા | ૨૫ |
| ૧૦ | ડો. શામજી ટોકરશી | ૨૫ |

| | | |
|---|---|---|
| ૧૦ | શા. ભાઇદાસ બેચરદાસ દોશી | ૨૫ |
| ૧૦ | શા. હીરાધર રૂગનાથ | ૨૫ |
| ૧૦ | શેઠ માણેકચંદ પાનાચંદ | ૨૫ |
| ૧૦ | મહેતા ત્રિભુવન વાલજી | ૨૫ |
| ૧૦ | દામાણી હીરાચંદ ગોવિંદજી | ૨૫ |
| ૧૦ | મહેતા મૂળજી રણછોડ | ૨૫ |
| ૧૦ | શા. મલુકચંદ કુંવરચંદ | ૨૫ |
| ૧૦ | દેશાઇ વનેચંદ કાળીદાસ | ૨૫ |
| ૧૦ | દોશી વિઠ્ઠલજી રેવાશંકર | ૨૫ |
| ૧૦ | મહેતા લક્ષ્મીચંદ નરભેરામ | ૨૫ |
| ૧૦ | વીરાણી શ્યામજી વેલજી | ૨૫ |
| ૧૦ | મહેતા પ્રભુદાસ મૂળજી રામજી | ૨૫ |
| ૧૦ | વોરા તેજશી લાધાભાઈ | ૨૫ |
| ૧૦ | ખંઢેરીયા કરમચંદ હેમરાજ | ૨૫ |
| ૧૦ | પા. ગુલાબચંદ પોપટ | ૨૫ |
| ૧૦ | મહેતા લક્ષ્મીચંદ ડોસાભાઇ | ૨૫ |
| ૧૦ | કોઠારી જેચંદ અજરામર | ૨૫ |



# ગ્રંથકર્તાનું નિવેદન.



આ પુસ્તકનો લેખ મારા સ્વાનુભવની સંકેલનાની ઝાંખી સિવાય કશું નથી. સ્વાનુભવ બે પ્રકારનો હોય છે. એક વિચારણીય અને બીજો દ્રશ્ય. આ મારો સ્વાનુભવ દ્રશ્ય છે. તે દ્રશ્ય સ્વાનુભવ કયો? તે કથવા હૃદય ના પાડે છે. પણ મારા બંધુઓ, બ્હેનો અને માતાઓના કલ્યાણ અર્થે, નારકીના દુઃખને સુખ માની ભવાટવીમાં પરિભ્રમણ કરતા પામર આત્માઓના ઉદ્ધાર અર્થે, માતાના ઉદરમાં ઉંધે મસ્તકે નવ માસ સુધી ટંગાઇ જન્મ લેનાર અને મૃત્યુના પંજામાં સપડાએલ પ્રાણીઓની નાડીઓ તૂટવાથી થતાં અવર્ણનીય દુઃખ ભોગવનાર ક્ષુલક જીવોના જન્મ મરણના ફેરા ટાળવા અર્થે તે દ્રશ્ય-મારા જીવનપર્યંત ન ભુંસાય, ન ભૂલી જવાય તેવું તે અગમ્ય દ્રશ્ય પ્રકાશિત કરવા મારો આત્મા મને ફરમાન કરે છે. તે કયું? હું તમને કહું? હા! આ હાકાર શબ્દ કયાંથી આવ્યો? હં. હું સમજ્યો. અંતરિક્ષથી. અહાહા!! તે તો કુદરતી ફરમાન માટે મારે કહેવુંજ પડશે. સાંભળો ત્યારે.

હું શ્રી વાંકાનેર મધ્યે સંવત્ ૧૯૭૬ ના ભાદ્રપદ શુક્લ સપ્તમીની રળીયામણી રાત્રિએ ધ્યાનાદિક કર્મોથી પરવારી મધ્ય રયણીએ નિદ્રાવશ હતો. ચોકસ તે તંદ્રા કે સુષુપ્તિ નહિ, પણ નિદ્રા જ હતી, તેવામાં અચાનક કોઇ એક અગોચર ધ્વનિએ મને જગાડયો, ધ્વનિ ફરી સંભળાયો નહિ. જાગતાની સાથે મારાં નિત્યકર્મ પ્રમાણે હું ધ્યાનવશ થયો. પણ ત્યાં તો તે સમાધિવશ દશામાં એકાએક અતિ તેજોમય આભાસ દ્રષ્ટિગોચર પડયો. એ ભાસ કેવી રીતે સમીપ આવી દ્રષ્ટિગોચર થાય તે તો સમાધિદશા ભોગવતો મહાત્માજ જાણી શકે, તે વિષે અત્રે વિવેચન કરવું અસ્થાને ગણાય. અસ્તુ.

હું દિગ્મૂઢ બની ગયો, મારી દશા પલટાઈ ગઈ. મેં વંદન કર્યું. વંદનની સાથે કલ્યાણ શબ્દનો પ્રતિધ્વનિ સંભળાયો. તે વખતે હું સ્વપ્નાવસ્થામાં તરવરતો ન હતો. હું ખરેખર જાગ્રત હતો. જાગ્રત એટલુંજ નહિ પણ પૂર્ણ ભાન સહિત હતો. તે તેજોમય દિવ્ય સ્વરૂપ ચંદ્ર સૂર્યથી પણ વિશેષ દિવ્યતાનું ભાન કરાવતું હતું. હું ખરેખર તે અંતિમ તેજની ઝાંખી કરી શકયો નહિ તે દિવ્ય પ્રકાશની દ્રષ્ટિ ઝીલી શકયો નહિ. પ્રશ્ન થયો કેમ પૂર્ણ દશ્ય માટે અશક્તિમાન્ બને છે? મેં નમ્રતાઈથી હકાર કર્યો. ધ્વનિ પુનઃ સંભળાયો "જો જો નિહાળી લે" તરતજ મારી અશક્તિ નષ્ટ થઈ. હું તે તેજોમય સ્વરૂપને પૂર્ણ રીતે નિહાળી શક્યો. અહાહાહા!!! આ દેહે કદી નહીં અનુભવેલો એવો અપૂર્વ આનંદ તથા પ્રેમ હું મારા હૃદયમા અનુભવવા લાગ્યો. મેં નમ્ર વાણીથી સવાલ કર્યો. ઓ દિવ્ય આત્મન્! મારાં ધ્યાન કર્મોની અપૂર્ણતાના પરિણામે મને આપના યથાર્થ સ્વરૂપનું ભાન આવી શકતું નથી. આપ દિવ્ય જ્યોતિ છો તે તો સિદ્ધજ છે.

જવાબ મળ્યો—હે વત્સ! મહાન્ નૃપતિઓ જેને માટે રાજપાટ છોડી, જટા વધારી, જંગલ નિવાસ કરી, અતુલ્ય કષ્ટ વેઠે છે, જેને માટે મોટા મોટા સંયમી યોગીશ્વરો અને તપસ્વીઓ આહાર તૃષાદિક છોડી ઉંધે મસ્તકે તપ કરી પોતાનો અમૂલ્ય પ્રાણ ત્યાગ કરે છે. જેને માટે જગતનાં સર્વ પ્રાણીઓ નિરંતર ધ્યાન તપ આદિ નિત્ય કર્મો કરે છે. તે સર્વને પ્રવર્તાવનાર તારા સહાયક સ્વરૂપે જેને તું માને છે "સોઽહં અસ્મિ" તે હું છું.

હું પવિત્ર દર્શન માટે ઉપકાર માનવા લાગ્યો. પુનઃ મારું કલ્યાણ શબ્દનો ધ્વનિ સંભળાયો. વત્સ! હું તારા યોગધ્યાન મનોનિગ્રહથી નજર હું પડ્યું તે અપૂર્ણ છે જે સીમાએ પરિમિત સીમાએ. તે સીમાઓ તે પહોંચ્યાં નથી. જો હું તને તે પૂર્ણતાની સાક્ષાત્ પરિચયની સર્વ અદ્વિતીય અંતર કર્મ સહ

કરવાની ચાવી (કુંચી) સોંપું છું; અને તેજ ચાવી તારૂં અને સમગ્ર જગતનું કલ્યાણ કરવા સમર્થ છે. જો કાન દઈ સાંભળ * * * મારા બંધુઓ! માતાઓ! અને આ જગતના સર્વ જીવો! તેજ અક્ષરશઃ સોનેરી કથન હું આપને બોધદ્વારા નિવેદન કરૂં છું તે આચરશો તો મારી સાથે તમારૂં પણ કલ્યાણ છે. ફરીથી કહું છું કે તે ઉપદેશ મારો નહિ; પણ પેલા મહાન દિવ્ય તેજધારી પરમ આત્માનો છે. જે આત્માને તમે હમણાજ ઓળખ્યો છે.

"મન એવ મનુષ્યાણામ્ કારણં બંધ મોક્ષયોઃ
બંધાય વિષયાસકતં, મુકત્યૈ નિર્વિષયં મનઃ"

અર્થ—મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ એક માત્ર મનજ છે, એ મન જો વિષયાસક્ત એટલે શબ્દાદિ વિષયોમાં આસક્ત રહે તો બંધનું કારણ થાય છે અને વિષયોથી વિરક્ત થાય તો મુક્તિનું કારણ થાય છે.

આ આપણું શરીર છે તે રથ સમાન છે, આત્મા એ રથમાં બેસી સંસારયાત્રા કરવા નીકળેલો જાણે મુસાફર છે. એ મુસાફર મહાન્ બલાઢય અને અનંત ઋદ્ધિનો ધણી છે તેથી તેને આપણે રાજાની ઉપમા આવીએ. હવે એ આત્મારૂપ રાજા જે શરીરરૂપ રથમાં બેઠેલો છે. તે રથને સંસારમાં આમતેમ ઘુમાવનાર ઇંદ્રિયો-રૂપી પાંચ મહા બળવાન્ ઘોડાઓ જોડેલા છે. અને મનરૂપી સારથી જે તે રથને હાંકવાનું કામ કરી રહ્યો છે. શબ્દાદિ પાંચ વિષયો તે માનો કે લીલું લીલું ઘાસ છે. એ વિષયરૂપી ઘાસ ઇંદ્રિયો રૂપી ઘોડાને ઘણુંજ ભાવે છે, તેથી ઘાસને જોતાંજ ઘોડાઓ ઉન્મત્ત થઇ તે ખાવાની લાલચે સીધો માર્ગ છોડી વિષમ માર્ગે દોડે છે; આથી આડા ખાબોચીયાં કે ઉંડી ખાઇઓમાં તે રથ ઉથલી પડે છે. પરિણામે રાજા ઘણો દુઃખી થાય છે, રાજા સારથીને સડક જેવા

સીધા માર્ગેજ રથ ચલાવવાને વારંવાર કહે છે. પણ સારથી રાજાના હુકમનો અનાદર કરે છે. કારણ કે રાજા પોતાના અનંત સામર્થ્યનું ભાન ભૂલી જઈને સારથીને વશ થઈ ગયો છે. જેમ સિંહનું બાળક બકરાના ટોળામાં રહીને પોતાને બકરૂં માનતો હતો તેમ રાજા પોતાને બકરી જેવો ગણીને મનનો દોરવ્યો દોરાય છે, પણ જો રાજા પોતાનું ખરેખરૂં રૂપ પ્રકાશે તો મનરૂપી સારથી તેની આગળ ગરીબ બકરી જેવો બની તેની આજ્ઞામાં રહે છે. અને એવી રીતે મનરૂપ સારથી જ્યારે આજ્ઞાવર્તી થાય છે, ત્યારે ઘોડાઓની લગામ મજબુત પકડી રાખી તેમને ઉન્માર્ગે જવાજ દેતો નથી, અને સીધી સડક દોડતો દોડતો તે રથ સ્વર્ગ કે મોક્ષરૂપ ગતિના દ્વાર આગળ જઈ ઉભો રહે છે. નહિ તો દુર્ગતિની ભયંકર ખાઈઓમાં ફેંકી દે છે.

મન એજ બિચારા મનુષ્યોને નર્કની ઉંડી ખાઈઓમાં ધકેલી દે છે. મન એજ મનુષ્યને ભવઅટવીમાં ભૂલા પાડી ભટકાવી મારે છે. મનની ચંચળતાની પરિસીમા નથી. મનની ગતિ આગળ વિદ્યુત્‌ની ગતિ કંઈપણ હિસાબ વગરની છે. વાસ્તવિક રીતે આત્મા સર્વોપરી રાજા છે. અને મન તેના દીવાનરૂપે મનાય છે કે જેણે આત્મ મહારાજાની આજ્ઞામાં વર્તવું જોઈએ. પણ આત્મા એટલો બધો બળહીન થઈ ગયેલો અનુભવાય છે, કે મનરૂપી દીવાને તેના ઉપર વિજય મેળવ્યો છે અને તે એટલે સુધી કે તે આત્માને એક મર્કટની પેઠે નચાવે છે—અને [illegible] ઇચ્છા વિરુદ્ધ. પણ આત્મ મહારાજ મન જેવા દીન દીવાન પાસે [illegible] બની દોરાય છે. [illegible] હવે સ્વર્ગની ઇચ્છા તરફ નરકમાંથી બચ[illegible] [illegible] મનરૂપી હસ્તીને વશ કરવા [illegible] જરૂર છે. [illegible] અંકુશરૂપી સત્ય[illegible] [illegible] એમ ત્રણ હથિયારો છે. તેના [illegible] તે મન વશ કરી શકાય છે.

કહ્યું છે કે-"**જેણે મન જીત્યું તેણે જીત્યું સર્વ ગણાય**"—અર્થાત્ મન ઉપર વિજય મેળવનાર મહારથી આ સંસારમાં સર્વ ઉપર જીત મેળવી મોક્ષગામી બની શકે છે. મનને સૌંદર્ય બહુજ પ્રસન્ન હોય છે. તે સૌંદર્ય કયું? બાહ્ય, આંતરિક નહીં પણ આત્મદ્રષ્ટિ પૂર્વક વિચારતાં અને શમ, દમાદિનો ઉપયોગ મૂકતાં સહજમા સમજાશે કે તે સુંદરતા છેવટ પરિણામે અધ્રૂવ, અનિષ્ટ અને નાશવંત છે. તેમાં શો મોહ! શો પ્રેમ! અજર અમર અવિનાશી પૂર્ણ પ્રેમ જ્યોતિથી પ્રકાશિત મારો આત્માજ છે. તેજ પ્રકાશ નિહાળે તોજ બાહ્ય સુંદરતા ઉપર ધિક્કાર ઉત્પન્ન થશે, અને તે ધિક્કાર ઉત્પન્ન થતાં મન નિર્બળ બની જશે, અને પછી તેના ઉપર વિજય પ્રાપ્ત કરી શકાશે. અનિત્ય ભાવના ભાવવાનો કાર્યક્રમ, મનના દુષ્ટ તરંગોને હાંકી કાઢે છે. તે ભાવના અતિ સુંદર છે. જગની તમામ વસ્તુઓ પૌદ્ગલિક છે. પુદ્ગલથી ઉત્પન્ન થઇ છે અને પુદ્ગલમાં લય પામે છે છતા શારીરિક સુંદરતા ઉપર શો વૃથા મોહ? મૂર્ખ વિચાર કર કે તે નાશવંત છે, કોડી બદામની કિંમતની છે. દુર્ગંધીનો કુંપ છે, લાળ, લીંટ, લોહી, પરૂ, મળ, મૂત્રનો ભંડાર છે જરાવસ્થાને પાત્ર છે. તેવાં લાખો અને કરોડો સુંદર શરીરો સડી જઇ તારી દ્રષ્ટિ આગળ બળી ખાખ થઇ ગયાં, છતાં તારો મોહ ન છૂટયો, અરેરે! તું ન બુઝયો તે નજ બુઝયો! કોટાનુકોટી જન્મ મરણનાં અગાધ દુઃખ વેદતો થકો કાળના ઝપાટે પરિભ્રમણ કરતાં તું પારાવાર આધિ વ્યાધિ અને ઉપાધિના ચાકડે ચઢી ટીપાયો, પણ તારા આત્માનો ઘાટ સરખો ન થયો તે નજ થયો. ધિક્કાર છે! ફીટકાર છે! તને કે છતી આંખે, છતી દ્રષ્ટિએ, છતી બુદ્ધિએ દુઃખના દાવાનળમાં ઝીપલાવે છે. સુખના સાગરોને ઠોકર મારી અસહ્ય, અતોલ, દુઃખાતિદુઃખનો ભોકતા બનવા તારી મનોવાંચ્છના ટળતી નથી. આવી ભાવના ભાવવાથી ધ્યાનમાં પ્રવર્તાશે, અને છેવટે મનહાણુમાં લાવી શકાશે.

## મનવશીકરણની અગમ્ય ચાવી.

ઘણા લોકો કહે છે કે પ્રયત્ન કરવા છતાં પણ મન વશ કરી શકાતું નથી. પણ તે સર્વ મનની નિર્બળતા સિવાય અન્ય કશું નથી. કોઈ પણ વ્રત નિયમ; સામાયિક, પોષધ કે સંયમાદિક વગેરે ઉત્તમોત્તમ વ્રતો લીધા છતાં પણ મન મર્કટની પેઠે નાચતું કુદતું રહે છે. એમ ઘણાઓ ફર્યાદ રજુ કરે છે. પણ તેના પ્રત્યુત્તરમાં એટલુંજ કહેવું યોગ્ય છે કે અમુક મહાન્ ઉપયોગી કાર્ય માટે ગાડીમાં બેસી બીજે ગામ જવું હોય, અને જો ન જવાય તો હજારો રૂપીયાની નુકશાની સહન કરવી પડે તેવું હોય તો પછી જે ભાવનાથી ગાડીનો અઘોર મધ્યરાત્રિનો એક કલાક અને પંદર મિનિટનો ટાઇમ ચુકાતો નથી, તેજ ભાવનાથી ભયનિગ્રહ વગેરેની મજબુત સાંકળો વડે મનને બાંધી શકાય છે. નહિતર કહો કે તમને જેટલો પ્રેમ તમારાં સ્ત્રી પુત્ર ધન ધામ વગેરેમાં છે; તેટલો પ્રેમ પ્રભુના નામમાં, પ્રભુના ધામમાં, પ્રભુના કહેલ શાસ્ત્રસિદ્ધાંતમાં નથી. તમે તો મહાન્ દયાળુ પ્રભુ વીરને છેતરો છો. તેની આજ્ઞાઓને ઠોકર મારો છો. તેનું એક મજબુત કારણ એવું છે કે ધન ધામ સ્ત્રી પુત્રાદિક કે જે ચર્મ ચક્ષુ વડે અનિત્ય અસત્ય છે, છતાં પ્રત્યક્ષપણે સત્ય ભાસે છે, તેવીજ રીતે પ્રભુનો સાક્ષાત્કાર થયો નથી, તેથી જે હમેશાં દરેક ક્ષણે નજરે તરે છે તેનોજ પ્રભુ જેવી પરોક્ષ વસ્તુ કરતાં સત્ય ભાસ થાય છે. પણ જ્ઞાનવડે જોતાં આ સઘળું જગત્ ચૌદ રાજ લોક વગેરે તે આત્મ પ્રકાશની જ્યોતિના આભાસથી જેવું છે તેવું પ્રત્યક્ષ દેખાય છે.

હવે તે જ્ઞાન પ્રકાશનો ઉજાસ કઈ દિશા તરફથી આવે છે તે દિશા તરફ પ્રયાણ કરો, અર્થાત્ અંતરાત્માને વિવેક પૂર્વક જ્ઞાનદ્રષ્ટિ વડે તપાસો, અને તે પછી ચૈતન્ય અંતરાત્માની શુદ્ધિ ચૈતન્યસ્વરૂપ પ્રભુરૂપે પ્રથમ ઝાંખી થઇ દર્શન થશે. અને પછી અત્યાવના બનાવ પ્રમાણે "સોઽહં" રૂપે પોતાને તાદસ્મ ભાસ થશે. ટુંકામાં

વિષયોમાં વિસ્તરતી મનની વૃત્તિઓને ખાળી તેને આત્માભિમુખ બનાવો. મનને વશ તમે ન થાઓ, પણ મનને તમારા વશ બનાવો, તેની આજ્ઞામાં તમે ન વર્તતાં તે તમારી આજ્ઞામાં રહે તેવો વિજય તે મન ઉપર મેળવો. અને પછી જુઓ કે વ્યાવહારિક કાર્યોમાં અને આત્મસાધનનાં કાર્યોમાં તમો કેવી સફળતા પામી શકો છો. સારાંશમાં શુદ્ધ ધર્મ કરણી કરવા અર્થે અંતર ધ્યાનની ખાસ અગત્યતા છે. અને તે ધ્યાનની વૃદ્ધિ ત્યારે થાય કે જ્યારે પ્રથમ સત્યજ્ઞાનની પ્રાપ્તિ થઇ હોય તે જ્ઞાન પ્રાપ્ત કરાવવા સારૂ શ્રી મહાવીર પ્રણિત સૂત્રના શબ્દો અને વાકયોના અર્થના અનર્થ કર્યા હોય, તેમાં કષાયો ઉદ્‌ભવેલા હોય તે સર્વે દૂર કરાવવાના ઉચ્ચતર આશયથી સિદ્ધાંતોના ઉત્તમોત્તમ વાકયોથી યોજેલી "**મારી વિશુદ્ધ ભાવના**" એ પુસ્તક યોજી મેં તૈયાર કરેલ છે. જેના નિરંતર મનન નિદિધ્યાસનથી મનમાં ઉદ્‌ભવતા દુષ્ટ તરંગો નિવૃત્ત થવા પામશે, અને મનને વશ કરી શકાશે મન વશ થતાંની સાથે ધ્યાનની અજબ જ્યોતિ તમારા હૃદય મંદિરમાં પ્રગટાવી અજ્ઞાન તિમિરનો નાશ કરશે. તે ધ્યાન વડે રત્નત્રયીની પૂર્ણ આરાધના કરી શકાશે હું તે પ્રમાણે તે અલભ્ય લાભ પામી શકયો છું. અને મને સંપૂર્ણ આશા છે કે મારા ભવી બંધુઓ! તે પ્રમાણે તમે પણ અવશ્ય પામી શકશો. અને છેવટે અજ્ઞાન તિમિર નાશ થતાં તમારાં ભવ બંધનો પીટી જશે. અને તદાકારમાં લય પામતા થકા આ અસાર સંસાર સાગર "મારી વિશુદ્ધ ભાવના" ની નૌકાની સહાય વતી તરી જઇ મુક્તગામી બની જશો.

**શ્લોક—યો ધ્રૂવાણિ પરિત્યજ્ય, અધ્રૂવં પરિષેવતે;**
**ધ્રૂવાણિ તસ્ય નશ્યંતિ, અધ્રૂવં નષ્ટમેવ ચ.**

અર્થ—જે કોઇ માણુસ નિશ્ચિત વસ્તુને તજી દઇને, અચોક્કસ વસ્તુને ગ્રહણ કરે છે, તે બંનેમાંથી રખડી પડે છે, કારણ કે નિશ્ચિત વસ્તુ તો તેણે છોડી દીધી છે, અને અનિશ્ચિત છે. તે તો નાશ પામેલી જ ( અસ્થિર ) છે.

વિશેષાર્થ.—ધ્રૂવ એટલે નિશ્ચલ, સદાકાળ સ્થાયી રહે તેવું અને અધ્રૂવ એટલે અચલ, અશાશ્વત. આપણો આત્મા નિત્ય છે. સદાકાળ રહે તેવો છે. તે જો મોક્ષગતિને પામે તો નિશ્ચળતાને પણ પ્રાપ્ત કરવા સમર્થ છે. આવી ધ્રૂવ વસ્તુને છોડી દઇને, તેનું વિસ્મરણ કરીને આપણે બહુધા અધ્રૂવ એવા શરીર, પુત્ર, કલત્ર, ધન, ધાન્યાદિકનેજ નિરંતર સેવીએ છીએ. પરંતુ એ સર્વ નાશવંત હોવાથી આપણને છોડી ચાલ્યાં જશે અથવા આપણે તેને છોડી ચાલ્યા જઇશું. અને આત્મા જેવી ધ્રૂવ વસ્તુને તો પહેલેથી વિસારી મૂકેલી છે તેથી બન્નેમાંથી આપણે રખડી પડીશું. મનુષ્યભવ જેવા ઉત્તમોત્તમ ભવમાં પણ જો આપણે આત્મતત્વને પામી ન શકયા તો પછી મનુષ્યથી ઉતરતી યોનિમાં તો આત્માનું ઓળખાણ થાયજ કયાંથી? માટે હવે અધ્રૂવને છોડી ધ્રૂવને ગ્રહણ કરવાને સત્વર તત્પર થવાની અગત્ય છે આત્મન્! તું વિચાર અને તેની શોધ માટે જે માર્ગ તને સત્ય લાગે તે માર્ગે આગળ વધતો રહે. સત્યગ્રાહી અને સારગ્રાહી થઇશ તો તેને સત્યની પ્રાપ્તિ શીઘ્રપણે થશે.

મારૂં તે સત્ય નહીં, પણ સત્ય તેજ મારૂં છે.

એ વાક્યને નિરંતર વહન કરતો.

લી. તમારો ભિક્ષુક,

મુનિ મણિલાલજી.

# મારી આંતરિક ભાવનાઓ.



सिद्धाणं नमो किच्चा, संजयाणं च भावओ;
अत्थ धम्म गइ तच्चं, आणुपुव्विं सुणेह मे ।

**અર્થ**—અનંત સિદ્ધોને અને સર્વ સંયતીઓને (આચાર્ય ઉપાધ્યાય તથા સર્વ સાધુઓને) ભાવથી નમસ્કાર કરીને અર્થ, ધર્મ અને તત્વ (જ્ઞાન) ને પ્રાપ્ત કરાવનારી જે શિક્ષા હું તમોને આપું છું તે અનુક્રમે શ્રવણ કરો.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

૧. મારો આત્મા **અબંધ** છે તે નિર્વિવાદ સત્ય છે. છતાં તે યોગ *(જ્ઞાન, દર્શન અને ચારિત્ર) ની અપૂર્ણતાના પ્રભાવે બંધ પાસમાં પટકાઇ અનેક પ્રકારનાં અવર્ણનીય અકથનીય દુઃખો ભોગવ્યાં કરે છે. (જેમ રેશમનો કીડો પોતાના મોઢામાંથી લાળ કાઢી

---

* જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે મળીને રત્નત્રયી કહેવાય છે. અને જૈનદ્રષ્ટિએ રત્નત્રયી એજ યોગ છે. આ સ્થળે યોગનો અર્થ મન, વચન, અને કાયાનો વ્યાપાર એવો કરવાનો નથી, પરંતુ જૈન અને જૈનેતર સર્વને માન્ય એવો અર્થ લેવાનો છે. જુદા જુદા દાર્શનિકોએ જુદે જુદે પ્રકારે યોગની વ્યાખ્યા કરી છે પણ તે બધાનો લક્ષ્યાર્થ એકજ છે.

યોગદર્શનના પ્રણેતા પતંજલિ ઋષિએ યોગની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે.

" योगश्चित्तवृत्तिनिरोधः "

ચિત્તવૃત્તિનો નિરોધ તેનું નામ યોગ. વાસ્તવિક રીતે પતંજલિએ જણાવેલા યોગનો અર્થ સંયોગ નથી, પણ વિયોગ છે.

પોતાના શરીરે તે લાળ લપેટતો જાય છે, અને પરિણામે પોતે પોતાની મેળેજ બંદીવાન બને છે, તેમ હું વિભાવ પરિણમનરૂપ તાંતણાઓ કાઢી સ્વતઃ બંધાતો જાઉં છું) તે બંધ પાસમાંથી મુક્ત થઇ કેવી રીતે, ક્યારે અને ક્યા સ્થાને જ્ઞાન પામી નિર્વિકારીણની પરમ પદની ગતિ પ્રાપ્ત કરૂં ? તે વિચાર શ્રેણિની મારી પ્રથમ ભાવના છે.

૨. "**સંગીયાએ**" અર્થાત્ આ આત્મા અનાદિકાળથી દૈહિક તથા પૌદ્‌ગલિક અનિત્ય સુખને સત્ય માની કુસંગે ફસાઇ પડયો છે. રાગ દ્વેષ (કષાય) રૂપી ચીકાશથી તે પરવસ્તુનો સંગ કરે છે. સ્ત્રી, પુત્રાદિ બાહ્ય સંગ અને વિષય, કષાયાદિ અભ્યંતર સંગથી આ આત્મા અનાદિકાળથી ભવભ્રમણ કરી રહ્યા છે. અને પરિણામે પૂર્ણ કષ્ટ પામી પટકાય છે, તેને અસંગપણું ક્યારે અને કેવી રીતે પ્રાપ્ત થાય ? તે મારી બીજી ભાવના છે.

૩. આત્મ મહારાજાએ વિષય, કષાય, ક્રોધ, વૈર, નિંદા, ઇર્ષાદિક આંતરિક ષડ્ રિપુઓનો વધ કરવો જોઇએ. અને તેનો

---

પુરાણ વગેરેમાં યોગ શબ્દનો અર્થ સંયોગજ કરવામાં આવ્યો છે. યાજ્ઞવલ્કયે કહ્યું છે કે:—

"संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः"

જીવાત્મા અને પરમાત્માનો સંયોગ તેનુંજ નામ યોગ

વિષ્ણુ પુરાણ કહે છે કે:—

"तस्या ब्रह्मणि संयोगो योग इत्यभिधीयते"

આત્માની ચેષ્ટાસાપેક્ષ જે અસાધારણ મનોવૃત્તિ તેના ભગવાન સાથેના સંયોગનેજ યોગ કહે છે.

શ્રી હેમચંદ્રાચાર્ય તથા શુભચંદ્રાચાર્ય વગેરે જૈન ગ્રંથકારોએ યોગનો અર્થ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એવો કર્યો છે.

વધ કરવામાંજ તેની ફરજ તથા આનંદ સમાયેલો છે. તેની સમજ સદાય ધારણ કરવી. તે મારી ત્રીજી ભાવના છે.

૪. હે આત્મન્! તને જ્યારે કોઇ પ્રાણી શિષ્ય શિષ્યણી શ્રાવક અને શ્રાવિકા અથવા પુસ્તક પાનાં ભંડાર આદિ કોઇ પણ વસ્તુઓનો મોહ ઉત્પન્ન થાય ત્યારે તું તારા પ્રતિ એટલોજ પ્રશ્ન પૂછે કે તે તને ત્રાણુ શરણુ છે? જવાબમાં નકાર સૂચક પ્રતિધ્વનિ તારા કર્ણગોચર થશે. આ સર્વ મિથ્યા નામધારી અસત્ય વસ્તુઓ તને આશ્રય નહીં આપે અને બચાવી શકશે નહીં એમ નિરંતર વિચાર કરી તેવા તરંગોને રોકવા. એ મારી ચોથી ભાવના છે.

૫. ઘણાં વિચારને અંતે અંતઃકરણમાં એવી દ્રઢ પ્રતીતિ થઇ છે કે "**મૌનદશા**" ધારણ કરવી તેજ શ્રેયસ્કર, છે પણ તેમ કરવા જતાં કષાયો ઉદ્ભવે એમ ધાસ્તી રહે છે, તેથી તે હું હાલ કરી શકતો નથી. નથી કરી શકતો તેનું કારણ કાં તો મારી કાયરતા કાં તો મોહ કે કાં તો લોકૈષણા. જે કહો તે, પણ હાલ મનના પરિણામથી હું થાકયો છું. પણ એટલું તો ચોકસ છે કે "**મૌનદશા**" એજ આત્માને ધારેલ સ્થાને પહોંચાડવાનું "**એરોપ્લેન**" છે. અને તે પ્રમાણે વર્તન કરવાની કોશીષ અને શરૂઆત કરવી તે મારી પાંચમી ભાવના છે.

૬. હું પ્રકૃતિનો ભદ્રિક, સરલ, અને વિનયવંત ક્યા કર્ત્તવ્યથી અર્થાત્ કઇ ફરજ બજાવવાથી ઘણીજ ત્વરાથી બની શકું તેની નિરંતર વિચારણા કરવી, તે મારી છઠ્ઠી ભાવના છે,

૭. આજથી હું વૈર, વિરોધ, ઇર્ષા, ભેદભાવ તજી સર્વ આત્માઓની ક્ષમા ચાહી સર્વ સાથે મૈત્રી ભાવે વર્તન કરીશ. સર્વ સ્થળે ભ્રાતૃભાવ પ્રગટાવીશ. સમદર્શી બની જવામાં મારૂં ખરૂં સૌર્ય બતાવીશ. તેમજ અશાંતિમય સ્થાનમાં ગમન કરીશ નહિ. અને કદાચ આવી ચડું તોપણ હૃદયની શાંતિને છોડીશ નહિ.

શાંતિ સિવાય મારા આત્માનો મોક્ષ નથી. તે સિદ્ધાંતને મારા હૃદયમાં સોનેરી અક્ષરે કોતરી રાખીશ, તેનું નિત્ય દર્શન, મંનન, નિદિધ્યાસન કરીશ. ડગલે ડગલે હું અશાંતિનાં આવરણોને ઠોકર મારી શાંતિના સુરમ્ય માર્ગમાં વિચરીશ. હું પોતે શાંતિના પાઠ ભણીશ, શીખીશ અને મારા પ્રત્યેક બંધુઓને તો શું પણ જન સમુદાયને શાંતિના પાઠ શીખવીશ. શાંતિરૂપી મોક્ષ નગરીના સિંહાસને મારો તેજોમય આત્મા, મહારાજા બની સદાય આરૂઢ બની રહે. તેવી મારી સાતમી ભાવના છે.

૮. હે આત્મન્! તું તારી મહત્તા બતાવવા અને મહત્તા બતાવી, આત્મશ્લાઘા સાંભળી આનંદ માનવાની વૃથા કોશીષ કરતો ના. તું જે જે કર્તવ્યો ધર્મ, ધ્યાન, યોગ, સમાધિ વગેરે આચરે તે તું ગુપ્ત રાખીશ તોજ તને તે સર્વ ફળદાયી નીવડશે; નહિતર તે તને ફળ તો નહિ આપે, પણ ઉલટાં અભિમાન પર્વતની ઉંડી ગુફામાં પછાડી નાંખી તારૂં અકાળ મૃત્યુ કરાવશે. અભિમાનથી તું અંધ બની સરળ માર્ગ મૂકી અવળે રસ્તે ચડી મોક્ષપુરીના બદલે નર્કપુરીના દ્વારમાં ધકેલાઈ જશે. માટે પુરેપુરી સાવચેતી રાખ, અને નિરંતર એમજ વિચાર કર્યા કર કે મેં જે જાણ્યું છે તેના કરતાં ઘણું અનંતગણું જાણવું બાકી રહ્યું છે. મારી આત્મિક શક્તિઓનો જેટલો વિકાસ થવો જોઈએ તેનો અનંતમો ભાગ પણ હજી કરી શક્યો નથી. તીર્થંકર, સિદ્ધ, અને કેવળી ભગવાન આગળ હું પામર કીડા માત્ર છું. એજ વિચાર એહુના જાપ નિરંતર જપવો. તે મારી આઠમી ભાવના છે.

ધર્મ કર્મ અને સમાજમાર્ગોમાં શ્રાવક અને શ્રાવિકાઓમાં આધુનિક જમાનામાં ઘણી જે જે વિરોધભાવ પ્રગટ થયો છે, મારા શાસન-

પણું વધી ગયું છે. તે સર્વનો વિનાશ થઇ સત્યયુગ પ્રવર્તે અને ધર્મનો ઉદ્યોત દિનપ્રતિદિન વધી ભાઇચારો વધે તેવી મારે નિરંતર કોશીષ કરવી. તે મારી નવમી ભાવના છે.

૧૦. જ્યાં જ્યાં મારી દ્રષ્ટિ ઠરે છે ત્યાં ત્યાં ભેદભાવના મજબુત કીલ્લાઓ નજરે પડે છે. તે કીલ્લાઓને શ્રી વીરપ્રભુએ વર્ણવેલા આચાર અને વિચારમા રહી તોડી ફોડી હું કયારે છિન્ન-ભિન્ન કરી નાખું તે મારા વિચારની અખંડ જ્યોત સદાય પ્રજ્વલિત રહે તે મારી દશમી ભાવના છે.

૧૧. ધર્મ ધર્મમાં તથા સાધુ સાધ્વી અને શ્રાવક શ્રાવિકા-ઓમાંથી વિરોધ ભાસનાં પડલ દૂર કરી સત્ય પ્રકાશ હું પડાવી શકું અને તેમને સદ્બોધ આપી સુરસ્તે ચડાવી હું મોક્ષગામી બનાવવામાં કેવી રીતે સહાયભુત બની શકું. તે મારી અગીયારમી ભાવના છે.

૧૨. કોઇપણ ધર્મનું ખંડન કરવા વૃથા કોશીષ કરી મારાં સત્ય કર્મોમાં હું કદી ન્યૂનતા નહિ દેખાડું. કોઇ ઉંચને નીચ અને નીચને ઉંચ વર્ણવી હું મારૂં પોતાનું પોત જગત્ દ્રષ્ટિએ નહી દેખાડું. તે મારી બારમી ભાવના છે.

૧૩. કોઇપણ બાબતમાં આજ દિવસથી કદાગ્રહ કરી અસત્ય આનંદ માની દુનિયાને મારી જૂઠી મહત્તા દાખવવાની કોશીષ નહિ કરવાની હું ભીષણ પ્રતિજ્ઞા અંગીકાર કરૂં છું. તે મારી તેરમી ભાવના છે.

૧૪. મારા તારા પણું છોડી દઇ પ્રત્યેક આત્માઓનું હું કેવી રીતે શ્રેય કરી શકું. સાચો પ્રેમ ભ્રાતૃભાવ પ્રગટાવી ધર્મ

સરિતાના વહનમાં તેમને હું કેવી રીતે આગળ ધસાવી શકું તેજ આત્મગાંઠ વાળવી. તે મારી ચૌદમી ભાવના છે.

૧૫. હે આત્મન્! આ દુનિયામાં તારો કોઇ દુશ્મન નથી. સર્વ તારા મિત્ર છે. કોઇપણ કોઇને નુકશાન કરી શકતું નથી દરેક આત્મા પોત પોતાની કમાણી પ્રમાણે પોતાની આવક કરી શકવાના છે. ફક્ત સત્ય કમાણી દરેક વ્યક્તિને હું કેમ કરાવી શકુ તે મારી પંદરમી ભાવના છે.

૧૬. આજ દિનથી હું સર્વ આત્માઓની જાણે અજાણે મન, વચન, અને કાયાથી થયેલા અપરાધ વિરોધ માટે માફી માગું છું. "સર્વ આત્માઓની ક્ષમા ચાહું છું" સર્વ આત્માઓ મને માફી આપો એવી મારી નમ્ર પ્રાર્થના સ્વીકારશો. એજ મારી અંતરની છેવટની અભિલાષા છે. એ વાત નિર્વિવાદ છે કે મારો કાળ કાલે આવતો હોય તો આજે આવે, અને આજે આવતો હોય તો ભલે અત્યારે આવે. પણ પરમાત્માની સાક્ષીએ ત્રણ કરણ અને ત્રણ જોગે હું અપરાધો નહિજ કરૂં. એવી મારી અડગ ટેકને જાળવી રાખવાની મારી અહર્નિશ અંતરની ભાવના ફળીભુત થાય તે મારી સોળમી ભાવના છે.

ઉપર્યુક્ત સોળે ભાવનારૂપ સાધનથી મારે જે સાધવાનું છે તે મ્હારૂ અંતિમ સાધ્ય મોક્ષ છે. તે કેવી રીતે પ્રાપ્ત કરી શકાય?

**"મોક્ષ કર્મક્ષયાદેવ, સસમ્યગ્જ્ઞાનતઃ સ્મૃતઃ**
**ધ્યાન સાધ્યં મતં તદ્ધિ, તસ્માદ્ધિતમાત્મનઃ"**

જ્ઞાનાર્ણવ સર્ગ ૩ શ્લોક ૧૦.

**ભાવાર્થ**—કર્મનો ક્ષય થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. સમ્યક્ જ્ઞાનથી કર્મનો ક્ષય થાય છે, અને શુભધ્યાનથી સમ્યક્ જ્ઞાન થાય છે, એટલા માટે મુમુક્ષુઓને આત્મકલ્યાણનો હેતુ ધ્યાનજ છે.

આમ હોવાથી હું આર્ત અને રૌદ્ર એ બે માઠાં ધ્યાન છોડી દઈને ધર્મ અને શુકલ એ બે રૂડાં ધ્યાનને ધ્યાઇશ. જગદ્વંદ્ય મહાત્માઓએ જે નિર્ભય માર્ગ ગ્રહણ કર્યો છે એ જ પરમશ્રેયસ્કર માર્ગનું હું અવલંબન કરતો આગળ વધીશ. ધ્યાતા પુરૂષ જેનું ધ્યાન ધરે છે તેવો તે બને છે; તો હું પણ વિશુદ્ધાત્માનું–પરમાત્માનું ધ્યાન કરતાં વિશુદ્ધ થાઉં એમાં શું આશ્ચર્ય. અનાદિકાળથી મોહ-વશ જડ વસ્તુઓમાંજ સુખ માનીને મેં જડ વસ્તુઓનુંજ ધ્યાન કર્યા કીધું. હવે સ્વપરભેદવિજ્ઞાનની જ્યોતિ મારા અંતરાત્મામાં પ્રકટી છે, તેથી મને આત્મ અનાત્મ વસ્તુઓનો ભેદ સમ-જાયો છે. તેથી હું વિભાવ પરિણ્મનને છોડી સ્વભાવમાંજ રમણ કરીશ જ્યાંસુધી આત્મિક આનંદનો અનુપમ રસ મેં ચાખ્યો નહોતો, ત્યાંસુધીજ મને વિષય સુખોમાં રતિ થતી હતી. હવે એનાં એજ વિષય સુખો મને ઝેરથી પણ વધારે અકારાં–વધારે ભયંકર ભાસે છે. મધુકર જ્યારે પુષ્પપર બેસી મધુપાન કરતો હોય છે ત્યારે તેની ફૂદાફૂદ, તેનું ઉડાઉડ, અને તેનો ભૂં ભૂં ભૂં કરતો ગુંજારવ એ બધું શમી જાય છે. અને તે માત્ર મધુ પીવામાંજ મશગુલ બની રહે છે. તેવીજ રીતે હે પ્રભો! હું પણ આપના જ્ઞાન-બગીચામાં વિહરીશ. જ્ઞાનરૂપ સુધામધુનું નિરંતર પાન કરીશ. અને એમા એવો તો તલ્લીન થઇ જઇશ કે મારા મન, વચન

કાયાના યોગો એની મેળેજ ચપળતા છોડી દઈ પ્રશાંતપણાને પામશે અને મારો આત્મા પણ પરમ શાંતિ અનુભવશે. અંતમાં મારા પરમ ધ્યેય સ્વરૂપ સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથને ભકિત ભાવે વંદન કરી વિરમું છું.

**ચઇત્તા ભારહં વાસં, ચક્કવટ્ટી મહઙ્ઢીઓ;**
**સંતિ સંતિકરે લોએ, પત્તો ગઇ મણુત્તરં.**

ઉત્તરાધ્યયન. અ. ૧૮

**અર્થ**--મહાન્ ઋદ્ધિના ધણી શાંતિનાથ ચક્રવર્તી (સોળમા તીર્થંકર) જે જગત્‌ને શાંતિના આપનાર હતા તે ભારત વર્ષનો ત્યાગ કરીને અનુત્તર એટલે પ્રધાન એવી મોક્ષની ગતિને પ્રાપ્ત થયા.

સર્વ જગત્ શુભ ધ્યાનના પ્રતાપે શાંતિના ઘરમાં આવે, તેને સત્યની પ્રતીતિ થઇ તેના સર્વ દોષોની નિવૃત્તિ થવા પામે. જગત્‌ના જીવો દેખાતી બાહ્ય સમૃદ્ધિ કરતાં અનંતગુણી અધિક આત્માની ગુપ્ત ઋદ્ધિ સમૃદ્ધિ અને ગુપ્ત શકિતઓને ઓળખી તેનો ઉપયોગ કરતા થાય અને આખરે આ ભવજળને પાર પમાડનારૂં કેવળજ્ઞાન પ્રાપ્ત કરે એવી અંતઃકરણની ઉંડી ભાવના છે.

| | |
|---|---|
| **વાંકાનેર,**<br>સં૦ ૧૯૭૯ના ભાદ્રપદ<br>શુક્લ નવમી, | સદૈવ શાંતિ ગવેષી,<br>**મુનિ મણીલાલજી.** |



શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાળજી સ્વામી ગ્રંથમાળા-મણકો ૭મો.

(ધ્યાનવૃદ્ધિ તથા મનોસ્થિર કરવા અર્થે શ્રી મહાવીરપ્રણિત સિદ્ધાંતો માંહેથી ચુંટી કાઢેલાં ઉત્તમ વાક્યોનો સંગ્રહ.)



અર્હદ્ભ્યો નમઃ

# મારી વિશુદ્ધ ભાવના.



ॐ कार विन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः
कामदं मोक्षदं चैव ॐकाराय नमोनमः ॥

દુહો.

સમકિતીને કુણ શીખવે, એણિગતની રીત;
અપૂર્વ ધારા ઉલ્લસે, (જેણે) સિદ્ધશું બાંધી પ્રીત. ૧

પદ.

(ભૂધર હું તમને ભૂલ્યોરે, ભટકું છું ભવમાં-એ રાગ)

આત્મ અનુભવ ભૂલ્યોરે, પુદ્ગલને પ્રેમે;
ઇણ સંગે દુઃખમાં ડુલ્યોરે, પુદ્ગલને પ્રેમે. એ ટેક.

પ્રકૃત્તિને સંગે. મોહથી હું બહુ માલ્યો;
નિંદાએ નર્કમાં ચાલ્યોરે. પુદ્ગ. ૧

નિવૃત્તિને નિરખી, કોપી મેં ક્રોવજ કીધો ;
વિષ પ્યાલો વેગે પીધોરે. પુદ્દગ. ૨
ઈર્ષા બહુ અંગે રાખી, માયામાં બહુ મુંઝાણો ;
ધર્મ ઝગડે બહુ ઝુંઝાણોરે. પુદ્દગ. ૩
ઇણુ સંગે આ સંસારે, રખડી બહુ કાળ મેં કાઢયો;
નયણાવિણ નાકને વાઢયોરે. પુદ્દગ. ૪
હવે સદ્દગુરૂને સંગે, અંતર ી તજી અવળાઇ ;
ચૈતનની એ ચતુરાઈરે. પંચ જ્ઞાનને પ્રેમે,
આત્મ અનુભવ જાગ્યોરે, શુદ્ધ જ્ઞાનને પ્રેમે(એ ટેક) પંચ ૫
વિષય કષાયને મુકી, પર વસ્તુપર હવે થુંકી ;
રહ્યો સુમતિને સંગે ઝુકીરે. પંચ ૬
પ્રવૃત્તિને છોડી, નિવૃત્તિ શું નેહ જોડી ;
સમ્યક્ શુદ્ધ લીધું દોડીરે. પંચ ૭
શુદ્ધ સ્વરૂપને જાણી, નિશ્ચેથી મળ્યા મુજ નાણી ;
મણિલાલજીએ મન આણીરે. પંચ ૮



## નિશ્ચય, શુદ્ધ રત્નત્રયનું સ્વરૂપ.

### દુહા

જૈનધર્મ શુભ આદરી, પુદ્દગલ પ્રેમ નિવાર;
શુષ્કક્રિયા ને જ્ઞાનના, મદનો કર પરિહાર. ૧
આત્મઋદ્ધિએ આત્મા, સરખા સર્વ કહાય ,
સાધર્મિક ગણિ સેવના, કરતા કર્મ ક્પાય. ૨
જીવાદિક પર દ્રવ્યને, જાણે અનુભવી જેહ ;
સરને દ્રશ્યા દ્રશ્યથી. સાચો સમકિતી તેહ ૩
ષટ દ્રવ્યોના ખંતથી, જાણે ગુણ પર્યાય ;
ભિન્નાભિન્ન કરી ભેદને, સાધે મોક્ષ ઉપાય. ૪

વસ્તુ સ્વરૂપે વસ્તુને, નયથી જે નિરખંત ;
સ્વાદ્વાદ પ્રમાણથી, હઠવિણ ગ્રહી હરખંત. ૫
આગ્રહ છોડી ઉરથી, આત્મ સ્વરૂપ અવલોય ;
નિશ્ચય નાણ તે જાણીએ, કરે ન આવર્ણ કોય. ૬
પંચ અજીવને પરિહરી, જીવ ગુણ જાણી જેહ;
સ્વગુણમાં સ્થિરતા થઇ, રમણ કરે ભવી તેહ. ૭
ચારિત્ર શુદ્ધ તિયોગથી, કાપતો કર્મ કઠોર ;
ક્ષણમાં ક્ષપક શ્રેણિ કરી, ચઢનો ચિત્ત ચકોર. ૮
સોહં સોહં શબ્દની, અનહદ ધુનિએ આય ;
ઇંગલા પિંગલા સુષ્મના, સ્વર સાધંતો જાય. ૯
બંકનાળ ષટ્ ચક્રને, ભેદી જ્યોતિ જગાય;
ત્રિપુટી તાળાં તોડતાં, જન્મ મરણ ભય જાય. ૧૦
અપ્રતિહત જ્ઞાનજ ગ્રહી, જોવે જગત્ સ્વરૂપ ;
મુનિ મણિલાલજી આત્મા, ઇચ્છતો એહીજ રૂપ. ૧૧

હે આત્મન્! આ અનાદિ સંસારરૂપી ભવાર્ણવને વિષે, સતત પર્યટન કરનારો તું; પ્રવૃત્તિને સંગે, પુદ્ગલ પર પ્રેમ લાવી વિષય કષાયને સેવવે કરી નિંદા, ઇર્ષા અને નવ નોકષાયના પંજામાં પડી મદ, મત્સર અને મોહમાં મસ્ત બની ઠામ ઠામ ક્લેશો ઉત્પન્ન કર્યા. છેવટે ધર્મને નામે પણ ઝગડાઓ કરી સંપરૂપી દીવાલમાં કુસંપ રૂપી ફાટય પાડી જન્મ, જરા અને મરણરૂપ અત્યુગ્ર દુઃખો અનેકવાર વ્હોરી લીધાં.

હે આત્મન્! હવે સ્થિતિ પરિપક્વને યોગે પુણ્યદશા પ્રગટ થવાથી સદ્ગુરૂનો યોગ બન્યો. સદ્ગુરૂએ બોધ આપતાં પહેલાં કહ્યું કે, જો તમારે શારીરિક અને માનસિક દુઃખોથી મુક્ત થવું હોય તો, માત્ર એક ભાવધર્મજ સેવો. ભાવધર્મનું કારણ જ્ઞાનગર્ભ છે. જેણે કરી વસ્તુનું સ્વરૂપ જાણીએ તેને જ્ઞાન કહીએ. તે જ્ઞાન વડે આત્મિકધર્મની વૃદ્ધિ તથા સંરક્ષણ થાય છે.

કેમકે દશવૈકાલિક વગેરે સૂત્રોમાં પણ પ્રથમ જ્ઞાન અને પછી ક્રિયા કહી છે, તે ઉપરાંત જ્ઞાન વિનાની જે જે ક્રિયા કરવી તે પણ કલેશ રૂપ કહી છે. અર્થાત્ ક્રિયા તો જ્ઞાનની દાસી જેવીજ છે. જ્ઞાની પુરૂષોનો હેતુ અને સમજણયુક્ત જો કે અલ્પ ક્રિયા કદાચ હોય તોપણ વખતે અત્યંત શ્રેષ્ઠ લાભદાયક થઇ પડે છે.

ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે જ્ઞાનગુણસંયુકત ક્રિયાના કરનાર હોય તેનેજ મુનિ કહેવા. એથી પણ જ્ઞાનનું માહાત્મ્ય અત્યુત્કૃષ્ટ જણાય છે. શ્રી મારૂદેવીમાતાને હસ્તી ઉપર બેઠા છતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને ભરતેશ્વરને અરિસાભુવનમાં રહ્યા છતાં કર્મોની વિમુક્તતા થઇ તે પણ જ્ઞાનનુંજ પ્રાબલ્ય હતું. જ્ઞાનની જે તીક્ષ્ણતા તેજ અબંધ ચારિત્ર જાણવું. જે નિકાચિત કર્મોનો ક્રોડી વર્ષ પર્યંત, દાન, શીલ તથા તપ કર્યાથી વિનાશ થતો નથી, તે સહેતુ ક્રિયા અને જ્ઞાનથી એક શ્વાસોશ્વાસમાં થાય છે.

એટલા માટેજ શુષ્ક ક્રિયાવંત ગુરૂને પીપળાના પત્ર જેવા ગણ્યા છે અને જ્ઞાન સહિત ક્રિયાવંત ગુરૂને સમુદ્ર સમાન ગણ્યા છે, જ્ઞાન વિના સમ્યકત્વ રહી શકે નહી. જ્ઞાન વિના આધ્યાત્મિક આત્મઅનુભવ દશા પ્રગટે નહીં. જ્ઞાન વિના સિદ્ધાત્મ સ્વરૂપની સરખામણી થઇ શકે નહિ. જ્ઞાન વિના આત્મઅહિંસા માર્ગ સમજાય નહિ. જ્ઞાન વિના આત્માના અભ્યંતર કુટુંબની ઓળખાણ થાય નહિ. આત્માનું અભ્યંતર કુટુંબ આ પ્રમાણે છે:—તત્ત્વાતત્ત્વની વિચાર કરનારી "બુદ્ધિ" રૂપ પ્રાણપ્રિયા છે. કેમકે તે સર્વ દુ:ખોનો વિનાશ કરનારી છે. તથા "વિનય"—નમ્રતારૂપ પુત્ર છે, કારણ કે જ્ઞાનાદિક સંપત્તિનો વૃદ્ધિકારક છે. તથા સમ્યક્ત્વાદિક ગુણને વિષે જે "પ્રીતિ" તે રૂપી પુત્રી છે, કેમકે તે પરમાનંદ ઉત્સવનો હેતુ છે. તથા કૃત્યાકૃત્યાદિકની પરીક્ષા જે વિચાર કરવા તેજ "વિવેક" નામનો પિતા છે, કેમકે તે આપત્તિમાંથી રક્ષણ કરે છે. તથા "અનિંદ્ય" સર્વને હિતકારી હોવાથી પ્રશંસાને

યોગ્ય એવી "શુભપરિણુતિ" નામની માતા છે, કારણ કે તે પરિપાલન કરવામાં શક્તિવાન છે. તેની ઓળખાણ બાહ્ય સંયોગમાં સુખની બુદ્ધિવાળાને અદ્રશ્યજ છે

સિદ્ધાંતોક્ત સમસ્ત ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા તેનું પણ કારણ જ્ઞાન છે. કેમકે જ્ઞાન વિના શ્રદ્ધાની પ્રાપ્તિ થતી નથી.

જ્ઞાનના બે ભેદ કહ્યા છે, ૧ દ્રવ્યજ્ઞાન, અને ૨ ભાવજ્ઞાન. તેમાં જે દ્રવ્યજ્ઞાન તે ઉપયોગ વિના વાંચવું ભણવું તે, અને ભાવજ્ઞાન તે જે જે સિદ્ધાંતાદિક ભણ્યા વાંચ્યા તેમાં ઉપયોગયુકત અનુપ્રેક્ષા કરવી તે; અનુપ્રેક્ષા એટલે વિચારણા કરતાં થકા અનંત કર્મોનો ક્ષય થાય છે, અર્થાત્ અવ્યાબાધ સુખની પ્રાપ્તિ થાય છે. એમ શ્રી ઉત્તરાધ્યયન, અ. ૨૯ મે, પ્રભુજીએ કહેલ છે, તે પાઠ વાંચો.

**અણુપ્પેહાએણં ભંતે જીવે કિં જણયઇ? અણુપ્પેહાએણં આઓયવજ્જાઉ સત્તકમ્મપગડીઓ ધણિયબંધણ બંધાઓ સિઢિલ બંધણ બંધાઉ પકરેઇ ॥ દીહકાલ ઠ્ઠિઇયાઓ રહસ્સકાલ ઠિઈયાઓ પકરેઇ, તિવ્વાણુભાવાઓ મંદાણુભાવાઓ પકરેઇ ॥ બહુ પએસગાઓ અપ્પ પએસગાઓ પકરેઈ ॥ આઓઇંચણં કમ્મં સિય બંધઇ સિય નો બંધઇ અસાયાવેયણિજ્જં ચ ણં કમ્મં નો ભુજ્જો ભુજ્જો ઉવચિણઈ ॥ અણાઇયં ચ ણં અણવદગ્ગં દીહ મદ્ધં ચાઉરંત સંસારકત્તાર ખિપ્પા મેવ વીઇવયઇ. ૨૨.**

અર્થઃ—અનુપ્રેક્ષા એટલે સૂત્રોનું મનન કરવાથી આયુઃ કર્મ સિવાય બાકીનાં સાત કર્મ જે જીવના ગાઢ બંધન વડે બંધાએલા છે, તેની ગાંઠ ઢીલી કરી શકાય છે, તે કર્મોની દીર્ઘ સ્થિતિને ટુંકી કરી શકાય છે, તેના તીવ્ર ભાવને મંદ ભાવના કરી શકાય છે, અને ઘણા પ્રદેશનાં એકઠાં થએલાં દલ કર્મરૂપે

આત્મ પ્રદેશને લાગેલાં હોય તે અલ્પ પ્રદેશનાં દલરૂપે કરી શકાય છે. તે વડે આયુઃ કર્મ બંધાય યા ન બંધાય; પરંતુ અશાતા વેદનીય કર્મ તો ફરી બધાતાં નથી; અને આદિ તથા અંત રહિત ચતુર્ગતિરૂપ સંસાર અટવીનો શીઘ્ર પાર પામી શકાય છે.

પણ તીર્થંકર મહારાજે કેવી અનુપ્રેક્ષા ( વિચારણા ) કરવી કહી છે, તે સંબંધી આચારાંગજી સૂત્રના શ્રુ૦ ૧ અ૦ ૧ ઉ૦ ૧ નો પાઠ વાંચો.

**પાઠ—ઇહિ મેગેસિં નો સણ્ણા ભવઇ, તંજહા, પુરત્થિમાઓ વા દિસાઓ આગઓ અહમંસિ ? દાહિણાઓ વા દિસાઓ આગઓ અહમંસિ ? પચ્ચત્થિમાઓ વા દિસાઓ આગઓ અહમંસિ ? ઉત્તરાઓ વા દિસાઓ આગઓ અહમંસિ ? ઉઢ્ઢાઓ વા દિસાઓ આગઓ અહમંસિ ? અહોદિસાઓ વા આગઓ અહમંસિ ? અન્નયરિઓ વા દિસાઓ અણુદિસાઓ વા આગઓ અહમંસિ ? એવમેગેસિં નો નાયં ભવઇ અત્થિ મે આયા ઉવવાઇએ ? નત્થિ મે આયા ઉવવાઇએ ? કે અહમંસિ ? કે વા ઇઓ ચુઓ ઇહ પેચ્ચા ભવિસ્સામિ ?**

**અર્થ**—આ જગતમાં જેમ કેટલાએક જીવોને (એવું) જ્ઞાન નથી હોતું કે હું કઇ દિશાથી (અત્રે) આવેલો છું ? દિશા બે પ્રકારની ૧ દ્રવ્યદિશા અને ૨ ભાવદિશા તેમાં દ્રવ્યદિશા તે પૂર્વથી કે દક્ષિણથી ? પશ્ચિમ કે ઉત્તરથી ? ઉપરથી કે નીચેથી ? અથવા કોઇ પણ દિશાથી કે વિદિશાથી ? ( ભાવદિશા ૧૮ જે ૧ સમૂર્ચ્છિમ મનુષ્ય, ૨ કર્મભૂમિ મનુષ્ય, ૩ અકર્મભૂમિ મનુષ્ય, ૪ છપ્પન્નઅંતરદ્વીપનાં મનુષ્ય, ૫ બેઇંદ્રિય, ૬ તેઇંદ્રિય, ૭ ચઉરિંદ્રિય ૮ તિર્યંચ પંચેંદ્રિય, ૯ પૃથ્વી, ૧૦ પાણી, ૧૧ અગ્નિ, ૧૨ વાયરો ૧૩ અગ્રબીજ, ૧૪ મૂલબીજ, ૧૫ પર્વબીજ, ૧૬ બંધબીજ, ૧૭ દેવતા અને ૧૮ નારકી એ અઢાર ભાવદિશા ) તેજ પ્રમાણે

કેટલાક જીવને એવું જ્ઞાન (પણ) નથી હોતું કે મારો આત્મા પુનર્જન્મ પામનારો છે કે નહિ? હું (અગાઉ) કોણ હતો? અથવા અહીંથી ચવીને જન્માંતરમાં હું કોણ થઇશ.

**પાઠ-સે જં પુણ જાણેજ્જા સહસમ્મઇયાએ, પરવાગરણેણં, અન્નેસિં અંતિએ વા સોચ્ચા. તંજહા, પુરત્થિમાઓ વા દિસાઓ આગઓ અહમંસિ જાવ અન્નયરિઓ દિસાઓ અણુદિસાઓ વા આગઓ અહમંસિ, એવમેગેસિં નાયંભવઇ અત્થિ મે આયા ઉવવાઇએ, જો ઇમાઓ દિસાઓ અણુદિસાઓ વા અણુસંચરઇ, સવ્વાઓ દિસાઓ સવ્વાઓ અણુદિસાઓ જો આગઓ અણુસંચરઇ, 'સોહ' સે આયાવાદી, લોગાવાદી, કમ્માવાદી, કિરિયાવાદી.**

અર્થ-હવે (જેઓ "હું કઇ દિશાથી આવ્યો છું" એવું નથી જાણતા તેઓમાંનો) કોઇ જીવ જાતિસ્મરણ (જેનાથી ગયા જન્મની વાત યાદ આવે એવું જ્ઞાન) વગેરે (વગેરે શબ્દથી અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની કે કેવલજ્ઞાની) જ્ઞાનથી અથવા તીર્થંકરના આપેલા ઉત્તરથી અથવા બીજા કોઇના પાસેથી સાંભળીને જાણી શકે કે હું અમુક દિશાથી આવ્યો છું; તેજ પ્રમાણે કેટલાએકને એવું જ્ઞાન હોય છે કે, મારો આત્મા પુનર્જન્મ પામનારો છે. જે આત્મા અમુક દિશા અથવા વિદિશા અથવા સર્વ દિશાથી આવેલો છે. "તે હું છું" એવા જ્ઞાનવાળો જે પુરૂષ હોય તેજ (ખરેખરો) આત્મવાદી, લોકવાદી, કર્મવાદી અને ક્રિયાવાદી (જાણવો)

**પાઠ-અકરિસ્સં ચ હં કારવિસ્સં ચ હં કરઓયાવિ સમણુન્ને ભવિસ્સામિ. એયાવંતિ સવ્વાવંતિ લોગંસિ કમ્મસમારંભા પરિજાણિયવ્વા ભવંતિ.**

અર્થ-મેં કીધું ૧ મેં કરાવ્યું ૨ મેં બીજા કરનારને રૂડું માન્યું ૩ હું કરૂં છું ૪ હું કરાવું છું ૫ હું બીજા કરનારને રૂડું

માનું છું ૬ હું કરીશ ૭ હું કરાવીશ ૮ હું બીજા કરનારને રૂડું માનીશ ૯ (એ નવ ભેદોને મન, વચન અને કાયા (શરીર) થી ગણીએ તો સત્યાવીશ ભેદ થાય) (એ પ્રમાણે) એટલે એટલાજ (માત્ર) આખા લોકમાં કર્મ સમારંભ એટલે કર્મ બાંધવાના કારણ ભૂત ક્રિયાઓના ભેદો જાણવાના છે.

**પાઠ—અપરિન્નાયકમ્મા ખલુ અયં પુરીસે જો ઈમાઓ દિસાઓ અણુદિસાઓ વા અણુસંચરઇ, સવ્વાઓ દિસાઓ સવ્વાઓ અણુદિસાઓ સાહેતિ અણેગરૂવાઓ જોણીઓ સંધેઇ વિરૂવરૂવે ફાસે પડિસંવેદેઇ.**

**અર્થ**—એ ક્રિયાઓને નહિ જાણનાર પુરૂષજ આ દિશાઓ તથા વિદિશાઓને સર્વ દિશાઓમાં ભમ્યા કરે છે, અનેક યોનિઓમાં (જાતિઓમાં) ઉપજે છે, અને અણગમતા સ્પર્શ વગેરેનાં દુઃખો ભોગવે છે.

એવી અનુપ્રેક્ષા કરે કોણ? ક્રિયા, કર્મ, અને તેના કારણથી વેગળા રહેવાવાળા; અને સંસાર સમુદ્ર તરી પાર પામવા તત્પર થયેલા શ્રોતાઓ. વાંચો દશ. અ. ૪ ગા. ૧૧ મી.

ગાથા—સોચ્ચા જાણઇ કલ્લાણં, સોચ્ચા જાણઇ પાવગં;
ઉભયં પિ જાણઇ સોચ્ચા, જં સેયં તં સમાયરે. ૧૧

**અર્થ**—આત્મ કલ્યાણ ઇચ્છનાર, પુરૂષ જે તે સિદ્ધાંત સાંભળીને સંયમ પ્રત્યે જાણે છે, તેમજ સિદ્ધાંત શ્રવણ કરીને, અસંયમ પ્રત્યે જાણે છે, એવી રીતે સિદ્ધાંત શ્રવણથી પુણ્ય, પાપ અને તદુભય જાણીને પછી જે શ્રેયઃહિતકારી હોય તેજ આચરે. ૧૧

અને અશ્રેયકારી પાપ જે હિંસા તેનો ત્યાગ કરે. વાંચો શ્રી સુય. શ્રુ ૧ અ. ૧૦ ગાથા ૨૧ મી.

ગાથા—સંબુઝમાણે ઉણરે મતીમં, પાવાઉ અપ્પાણ નિયટ્ટએજ્જા; હિંસપ્પસુયાઈ દુહાઇમત્તા, વેરાણુબંધીણિ મહ ભયાણિ ૨૧

**અર્થ**—મતિવંત પ્રજ્ઞાવંત એવો મનુષ્ય સમ્યક્ પ્રકારે ધર્મને જાણતો થકો પોતાના આત્માને પાપ થકી નિવર્ત્તાવે; જીવોનો ઘાત તે થકી ઉત્પન્ન થયા એવા જે શારીરિક અને માનસિક તેને જાણીને. શું જાણીને ? તો કે વૈરાનુબંધા વૈરના કારણ જાણીને; મહાભયના ઉપજાવનાર એવા આશ્રવોનો નિરોધ કરે; એટલે સર્વ આશ્રવનું મૂળ તે હિંસા જાણવી; માટે હિંસા થકી નિવર્તે. ૨૧

જેમ કંપીલપુર નગરીનો સંયતિ રાજા એકદા મૃગચર્યા માટે નીકળેલો મૃગને દેખી બાણ નાખ્યું. તેજ બાણના પ્રહારથી મૃગવહન કરી તેજ વનના લતામંડપમાં ધ્યાનગ્રસ્ત રહેલા ગર્દભાળી મુનિરાજની પાસે આવી પડયો. સંયતિ રાજા પણ મૃગપશ્ચાત્ ગમન કરી મૃગની નજદીકમાં આવતાં ગર્દભાળી મુનિરાજને ભાળી ભયભ્રાંત થયો થકો અભયપદની યાચના કરવા લાગ્યો. તે વારે મુનિ ધ્યાનમુકત થઇ તેના જવાબમાં બોલવા લાગ્યા. વાંચો ઉત્ત. અ. ૧૮ ગા. ૧૧ મી.

**ગાથા**—અભઓ પત્થિવા તુબ્ભં, અભયદાયા ભવાહિયા;
**અણિચ્ચે જીવલોગમ્મિ, કિં હિંસાએ પસજ્જાસિ ? ૧૧.**

**અર્થ**—હે પાર્થિવ ! (હે રાજા !) મારા થકી તને અભય હો ! અને આ અનિત્ય મનુષ્ય જીવિતવ્યરૂપ લોકને વિષે તું શું હિંસા કરવામાં તત્પર થયો છું. તું પણ સર્વ જીવોને અભયદાનનો દાતાર થા. ૧૧

મુનિરાજના અમૃત સમાન વાકયો સાંભળી સંયતિ રાજા કહે છે કે, હે ગુરૂદેવ ! સર્વ જીવોને અભયદાન દેવું, તે તો સંસારત્યાગ વડે દેવાય છે, અને મારૂં રાજ્ય, મારૂં કુટુંબ, મારો ભંડાર એ વગેરે સર્વનો રક્ષણકર્તા હું જ છું, અને એ સર્વ મારાવડે જ નભે છે, આ સર્વ જંજાળમાંથી હું કેવી રીતે સંસારનો ત્યાગ કરી સર્વ જીવોને અભયદાન આપી શકું ?

આ વાક્ય સાંભળી મહાત્મા ગર્દભાળી મુનિરાજ તેજ અધ્યયનની ૧૨ મી ગાથામાં બોધ આપે છે તે વાંચો.

**ગાથા-જયા સવ્વં પરિચ્ચજ્જ, ગંતવ્વ મવસસ્સતે;**
**અણિચ્ચે જિવલોયંમિ, કિં રજ્જંમિ પસજ્જસિ ?**

**અર્થ**–ધન, ધાન્ય, લક્ષ્મી, ભંડાર, રાજ્ય, વૈભવ, સ્વજન, સંબંધી અને કુટુંબ વગેરે જે જે છે તે તે સર્વ પર છે. અને તે તને પરિણામે દુઃખદાયક જ છે તેવું તું જાણી તેનો ત્યાગ કરવા તત્પર થા. ૧૨

હે રાજન્ ! તું સર્વ મ્હોરૂં મ્હારૂં કરે છે; પણ તે સર્વે મિથ્યા છે, એ રાજપરિવાર સર્વને મૂકી એક દિવસ મરવાનું ચોક્કસ છે. વળી તે આપણી પોતાની સત્તાથી નહિ, પરંતુ પૂર્વના સંચિત કર્મની આધીનતાને લઇ પરાધીન થવું પડશે. આ અનિત્ય સંસાર સંધ્યાના રંગ અને આકાશમાં થતા ઇંદ્રધનુષ્ય જેવો છે. એ રંગ ક્ષણ માત્રમાં બદલાઇ જતાં વાર લાગવાની નથી, એમાં તું શું મૂર્છાભાવ રાખે છે ?

### ઉપજાતિ

વિદ્યુત લક્ષ્મી, પ્રભુતા પતંગ,
આયુષ્ય તે તો જળના તરંગ;
પુરંદરી ચાપ અનંગ રંગ,
શું રાચીએ ત્યાં ? ક્ષણનો પ્રસંગ.

શ્રી રાજચંદ્ર.

રાજાઓ અને મહારાજાઓ મ્હારૂં મ્હારૂં કરી માંહોમાંહે યુદ્ધ કરે છે, ત્યારે, "**હસંતિ પૃથ્વી નૃપતિ નરાણાં**" પૃથ્વી હસીને કહે છે કે હે રાજાઓ ! શા માટે અમારા કારણે માંહેમાંહે યુદ્ધ કરો છો ? અમારા પર અગણિત રાજા થઇ ગયા, પણ પૃથ્વી કોઇની થઇ નથી, અને થવાની પણ નથી, પરંતુ પૃથ્વી પર રહી

જે કર્મ બાંધ્યાં તેજ સાથે ગયાં. માટે હે રાજન! તું આ રાજમાં મૂર્છાભાવ પામી રહ્યો છું, પણ અંતે રાજ્ય તારૂં નથી.

રાજાએ કહ્યું કે, હે મહારાજ! આપ કહો છો તે સત્ય છે, પણ રાજ્યમાં હજુ મ્હારે ઘણા સુધારા કરવાના છે; વળી હજુ વખત ઘણો છે, માટે પછીથી આપ જેમ કહેશો તેમ કરીશ.

તે વાકય સાંભળી મહાત્મા ગર્ભભાલી બોલ્યા:—

**ગાથા—જીવિયં ચેવ રૂવં ચ, વિજ્જુ સંપાય ચંચલં,**
**જથ્થ તં મુઝ્ઝસિ રાયં, પિચ્ચથ્થં નાવબુઝ્ઝસિ. ૧૩**

**અર્થ**—હે રાજન્! લાંબી આશા અને વિચાર કરવાથી અંતે નિરાશ થવું પડે છે. પલ્યોપમ અને સાગરોપમની અપેક્ષાએ અત્યારે સો વર્ષનું આયુષ્ય તો વીજળીના ઝળકારા જેવું છે, તો જીંદગી થોડી અને વિચારો કરોડો વર્ષના તે શું પુરા થવાના છે? મૃત્યુ આવ્યે કામ અને વિચાર છોડી દઈ જવું પડશે, અને કાર્ય અધુરાં રહેશે. માટે ટુંકા આયુષ્યમાં પરભવમાં કલ્યાણ થાય એવું કાર્ય કરી લેવું, એજ ડાહ્યા પુરૂષનું કર્ત્તવ્ય છે. ૧૩

રાજાએ કહ્યું, હે મુનિ! આપ કહો છો તે સત્ય છે, પરંતુ અત્યારથી આપના કહેવા પ્રમાણે વર્તું અને આત્મસિદ્ધિ કરવા બેસું તો મારી સ્ત્રીઓ, મ્હારા પુત્ર, મ્હારા બંધુઓ, મ્હારા મિત્રો તેમજ મારો પરિવાર, મ્હારો ક્ષણમાત્રનો વિયોગ સહન કરી શકે તેમ નથી, અત્યારે હું તેમાંથી વિરકત થઇ કેવી રીતે સંયમ આદરી શકું?

તે વાકય સાભળી ગર્દભાળી મુનિ બોલ્યા:—

**ગાથા—દારાણિ ય સુયા ચેવ, મિત્તા ય તહ બંધવા;**
**જિવંતમણુ જિવંતિ. મયંનાણુ વયંતિ ય. ૧૪**

**અર્થ**—હે રાજા! ઊપર જે તું મોહ ધરાવે છે. તે તો ફકત મોહજાળ છે, અને તેમાં તું ફસાયો છે. સ્ત્રીઓ કોણ છે, અને

તું કોણ છે, તેનો તેં હજુ જ્ઞાનદૃષ્ટિએ વિચાર કર્યો જણાતો નથી. હે રાજન્! મોહનીય કર્મને વશ થઇને માણસ પોતાનું જ્ઞાન ભૂલી જાય છે, કારણ કે કોઇ વખત માતા મરીને સ્ત્રીપણે આવે છે, અને તેની સંઘાતે અનેક પ્રકારની વિષયક્રીડા કરતાં થકાં આનંદ માને છે, અને તેવીજ રીતે પિતા પુત્રપણે, બ્હેન ભાર્યાપણે આદિ અનેક રીતે સંબંધ જોડાયાંજ કરે છે. તે વખતે જ્ઞાની પુરૂષોને જ્ઞાનદ્રષ્ટિથી જોતાં હસવુંજ આવે છે.

અહાહા!!! મોહનીય કર્મની કેવી વિચિત્રતા છે? ખરેખર હે રાજન્! મોહનીય કર્મની અજબ જ ગતિ છે કે, મ્હોટા મ્હોટા સમજુ અને શાણાઓને પણ એક વખત ચકે ચડાવી ચાર ગતિમાં ભમાવે છે.

હે રાજન્! યાદ રાખજે કે માતા, પિતા, સ્ત્રી, પુત્ર, મિત્ર સ્વજન અને કુટુંબી એ સઘળાં જ્યાં સુધી જીવતો હોઇશ ત્યાં સુધી તારી આગતા સ્વાગતા કરશે, અને જ્યાં આયુષ્ય પૂર્ણ થયું તે વખતે કોઇ સાથે આવનાર નથી. સર્વ અહિંજ રહેવાના અને એકલા ચાલ્યા જવું પડશે. પાછળ શબને દુનિયાના વહેવાર પ્રમાણે આંખમાં આંસુ લાવી પિતા પુત્રને ઉપાડી લઇ જાય છે, અને પુત્ર પિતાને ઉપાડી લઇ જાય છે. તારા જીવરહિત શરીરને પણ તારૂંજ કુટુંબ ઉપાડી લઇ જઈ અગ્નિસંસ્કાર કરશે. અને વખત જતાં સૌ તને ભૂલી જશે.

માટે હે રાજન્! પરવસ્તુ પરથી મોહ ઉતારી તારા આત્માનું કલ્યાણ થાય તેમ કર.

એ મહા વાક્યને હૃદયમાં ધારણ કરી સંયતિ રાજાએ પોતાનું આત્મકલ્યાણ કર્યું, અને હિંસાથકી નિવર્ત્યા. તેમ હે આત્મન! તું પણ આત્મ કલ્યાણ કરવાને તત્પર થા. અને ભાવસમાધિવંત શુદ્ધ ધર્મ માર્ગનો પ્રરૂપક બની જા.

સૂ. શ્રુ. ૧ અ૦ ૧૧ માની ગાથા ૨૩-૨૪ મી મધ્યે કહ્યું છે કે:—

**ગાથા—બુઝમાણાણ પાણાણં, કિં ચ્ચ તાણસ્સ કમ્મણા;**
**આઘાતિ સાહુ તં દીવં, પતિઠે સા પવુચ્ચઇ. ૨૩**
**આયગુ-તે સયા દંતે, છિન્ન સોએ અણાસવે;**
**જે ધમ્મં સુદ્ધ મક્ખાતિ, પડિપુન્ન મણાલિસ. ૨૪**

**અર્થ**—સંસાર સમુદ્રમાં વિચરતા પ્રાણી પોતપોતાના કર્મે કરી છેદન ભેદનની કદર્થના પામતા એવા અશરણ જીવોને પણ શ્રી તીર્થંકર ગણધરનો કહેલો આશ્વાસનરૂપ દ્વીપસમાન એવો સમ્યગ્દર્શનાદિક ધર્મ જાણવો, અને સંસારસમુદ્રમાં પરિભ્રમણનો ટાળનાર કહીએ. ૨૩.

એવા ધર્મનો પ્રરૂપનાર કોણ તે કહે છે. આત્મા જેનો ગુપ્ત છે તે આત્મગુપ્ત કહીએ, તથા સદા દાંત એટલે સર્વ પાંચે ઇંદ્રિયનો સંવર કરનાર જેણે સંસારના સ્રોત છેદ્યા છે, અનાશ્રવ એટલે પ્રાણાતિપાતાદિક આશ્રવ રહિત એવો જે હોય તે શુદ્ધ ધર્મ કહે. તે ધર્મ કેવો છે, તો કે પ્રતિપૂર્ણ સર્વ વિરતિરૂપ તથા નિરુપમ છે. એટલે એવો ધર્મ અન્ય દર્શનીઓનો કોઈ પણ શાસ્ત્રમાં કહ્યો નથી. માટે એ ધર્મ ઉપમા રહિત છે. ૨૪.

એ ઉપમા રહિત ધર્મ અંગીકાર કર્યા પહેલા સુ૦ શ્રુ૦ ૧ અ૦ ૧૧ માની ગાથા ૨૫ મી લક્ષમાં લઈ માનની મારામારીથી બચી જવા પ્રયત્ન કરજે.

**ગાથા—તમેવ અવિજાણંતા, અબુદ્ધા બુદ્ધમાણિણો;**
**બુદ્ધામો ત્તિય મન્નંતા, અબુદ્ધા બુદ્ધમાણિણો. ૨૫**

અર્થ-તે શુદ્ધ પ્રતિપૂર્ણ ધર્મના આચારનું જે જાણપણું તેને વિષે અબુદ્ધ એટલે અવિવેકી છતાં પોતામાં પંડિતપણું માનતા થકા જે અમેજ ધર્મના જાણ છીએ, તત્વના જાણ એવા બુદ્ધિમાન,

તું કોણ છે, તેનો તેં હજુ જ્ઞાનદૃષ્ટિએ વિચાર કર્યો જણાતો નથી. હે રાજન્! મોહનીય કર્મને વશ થઈને માણસ પોતાનું જ્ઞાન ભૂલી જાય છે, કારણ કે કોઇ વખત માતા મરીને સ્ત્રીપણે આવે છે, અને તેની સંઘાતે અનેક પ્રકારની વિષયક્રીડા કરતાં થકાં આનંદ માને છે, અને તેવીજ રીતે પિતા પુત્રપણે, બ્હેન ભાર્યાપણે આદિ અનેક રીતે સંબંધ જોડાયાંજ કરે છે. તે વખતે જ્ઞાની પુરૂષોને જ્ઞાનદ્રષ્ટિથી જોતાં હસવુંજ આવે છે.

અહાહા!!! મોહનીય કર્મની કેવી વિચિત્રતા છે? ખરેખર હે રાજન્! મોહનીય કર્મની અજબ જ ગતિ છે કે, મ્હોટા મ્હોટા સમજુ અને શાણાઓને પણ એક વખત ચક્કે ચડાવી ચાર ગતિમાં ભમાવે છે.

હે રાજન્! યાદ રાખજે કે માતા, પિતા, સ્ત્રી, પુત્ર, મિત્ર સ્વજન અને કુટુંબી એ સઘળાં જ્યાં સુધી જીવતો હોઇશ ત્યાં સુધી તારી આગતા સ્વાગતા કરશે, અને જ્યાં આયુષ્ય પૂર્ણ થયું તે વખતે કોઇ સાથે આવનાર નથી. સર્વ અહિંજ રહેવાના અને એકલા ચાલ્યા જવું પડશે. પાછળ શબને દુનિયાના વહેવાર પ્રમાણે આંખમાં આંસુ લાવી પિતા પુત્રને ઉપાડી લઇ જાય છે, અને પુત્ર પિતાને ઉપાડી લઇ જાય છે. તારા જીવરહિત શરીરને પણ તારૂંજ કુટુંબ ઉપાડી લઇ જઈ અગ્નિસંસ્કાર કરશે. અને વખત જતાં સૌ તને ભૂલી જશે.

માટે હે રાજન્! પરવસ્તુ પરથી મોહ ઉતારી તારા આત્માનું કલ્યાણ થાય તેમ કર.

એ મહા વાક્યને હૃદયમાં ધારણ કરી સંયતિ રાજાએ પોતાનું આત્મકલ્યાણ કર્યું, અને હિંસાથકી નિવર્ત્યા. તેમ હે આત્મન! તું પણ આત્મ કલ્યાણ કરવાને તત્પર થા. અને ભાવસમાધિવંત શુદ્ધ ધર્મ માર્ગનો પ્રરૂપક બની જા.

સૂ. શ્રુ. ૧ અ૦ ૧૧ માની ગાથા ૨૩-૨૪મી મધ્યે કહ્યું છે કેઃ—

**ગાથા—બુજ્ઝમાણાણ પાણાણં, કિં ચ્ચ તાણસ્સ કમ્મણા;**
**આઘાતિ સાહુ તં દીવં, પતિઠે સા પવુચ્ચઇ. ૨૩**
**આયગુત્તે સયા દંતે, છિન્ન સોએ અણાસવે;**
**જે ધમ્મં સુદ્ધ મક્ખાતિ, પડિપુન્ન મણાલિસ. ૨૪**

**અર્થ**—સંસાર સમુદ્રમાં વિચરતા પ્રાણી પોતપોતાના કર્મે કરી છેદન ભેદનની કદર્થના પામતા એવા અશરણ જીવોને પણ શ્રી તીર્થંકર ગણધરનો કહેલો આશ્વાસનરૂપ દ્વીપસમાન એવો સમ્યગ્દર્શનાદિક ધર્મ જાણવો, અને સંસારસમુદ્રમાં પરિભ્રમણનો ટાળનાર કહીએ. ૨૩.

એવા ધર્મનો પ્રરૂપનાર કોણ તે કહે છે. આત્મા જેનો ગુપ્ત છે તે આત્મગુપ્ત કહીએ, તથા સદા દાંત એટલે સર્વ પાંચે ઇંદ્રિયનો સંવર કરનાર જેણે સંસારના સ્રોત છેદ્યા છે, અનાશ્રવ એટલે પ્રાણાતિપાતાદિક આશ્રવ રહિત એવો જે હોય તે શુદ્ધ ધર્મ કહે. તે ધર્મ કેવો છે, તો કે પ્રતિપૂર્ણ સર્વ વિરતિરૂપ તથા નિરુપમ છે. એટલે એવો ધર્મ અન્ય દર્શનીઓનો કોઈ પણ શાસ્ત્રમાં કહ્યો નથી. માટે એ ધર્મ ઉપમા રહિત છે. ૨૪.

એ ઉપમા રહિત ધર્મ અંગીકાર કર્યા પહેલા સુ૦ શ્રુ૦ ૧ અ૦ ૧૧માની ગાથા ૨૫મી લક્ષમાં લઇ માનની મારામારીથી બચી જવા પ્રયત્ન કરજે.

**ગાથા—તમેવ અવિજાણંતા, અબુદ્ધા બુદ્ધમાણિણો;**
**બુદ્ધામો ત્તિય મન્નંતા, અબુદ્ધા બુદ્ધમાણિણો. ૨૫**

અર્થ—તે શુદ્ધ પ્રતિપૂર્ણ ધર્મના આચારનું જે જાણપણું તેને વિષે અબુદ્ધ એટલે અવિવેકી છતાં પોતામાં પંડિતપણું માનતા થકા જે અમેજ ધર્મના જાણ છીએ, તત્વના જાણ એવા બુદ્ધિમાન્,

અમેજ છીએ એવી રીતે માનતા એવા જનો તે ભાવસમાધિ થકી અત્યંત દૂર વર્તનારા જાણવા. ૨૫

ભાવસમાધિથી દૂર વર્તનારને અવિરતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે. વાંચો ઉ. અ. ૩૨ ગા. ૧ લી.

**કાવ્ય-અચ્ચંત કાલસ્સ સમૂલયસ્સ, સવ્વસ્સ દુક્ખસ્સ ઉ જો પમોક્ખો; તં ભાસઓ મે પડિપુન્ન ચિત્તા, સુણેહ એગંત હિયં હિયથ્થ.** ૧

અર્થ—અનાદિ કાળની અવિરતિરૂપ સર્વ દુઃખમય સંસારથી મુક્ત થવાને તમને જે કહેવામાં આવે છે તે એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. ૧

અવિરતિને લઈ મોહ અને તૃષ્ણાની ઉત્પત્તિ કહી છે. વાંચો ઉ. અ. ૩૨ માની ગા. ૬ ઠ્ઠી.

**કાવ્ય-જહા ય અંડપ્પભવા બલાગા, અંડં બલાગપ્પભવં જહાય; એમેવ મોહાયયણ ખુ તન્હા, મોહં ચ તન્હાયયણા વયંતિ.** ૬

અર્થ—જેમ પક્ષી ઈંડામાંથી ઉત્પન્ન થાય છે અને ઈંડું પક્ષીમાંથી ઉત્પન્ન થાય છે. તેમ તૃષ્ણા મોહનું ઉત્પત્તિ સ્થાન છે અને મોહ એ તૃષ્ણાનું ઉત્પત્તિસ્થાન છે. એમ (તીર્થંકરે) કહ્યું છે. ૬

તૃષ્ણા અને મોહ એ કર્મનું ઉત્પત્તિસ્થાન તીર્થંકરે કહેલ છે. વાંચો ઉ. અ. ૩૨ માની ગા. ૭ મી.

**કાવ્ય-રાગો ય દોસો વિય કમ્મબીયં, કમ્મં ચ મોહપ્પભવં વયંતિ; કમ્મં ચ જાઇમરણસ્સ મૂલં, દુક્ખં ચ જાઇ મરણં વયંતિ.** ૭

અર્થ—રાગ, દ્વેષ, કર્મથી ઉત્પન્ન થાય છે, અને કર્મનું ઉત્પત્તિસ્થાન (તીર્થંકરે) મોહ કહ્યું છે. કર્મ જન્મનું મૂળ છે. અને જન્મ મરણ તે દુઃખનું કારણ છે. એમ ભગવાને કહ્યું છે. ૭

સર્વ દુઃખનું કારણ મોહ છે. એમ આચા. શ્રુ. ૧ અ. ૩ ઉ. ૧ માં કહ્યું છે.

**પાઠ--અકમ્મસ્સ વવહારો ન વિજ્જતિ, કમ્મુણા ઉવાહિ જાયતિ ( સૂત્ર ૧૭૫ મું )**

અર્થ—જે કર્મરહિત મુક્ત જીવો છે તેમને કશો સંસાર સાથે સંબંધ નથી કર્મથીજ સઘળી ઉપાધિઓ થાય છે—કેમ કે કર્મના યોગેજ વિષયોની ઉત્પત્તિ થવાથી જ મહાન્ દુઃખ ભોગવવું પડે છે, તેટલા માટેજ જ્ઞાની પુરૂષોએ વિષયને વિષ સમાન કહેલ છે.

મોહનીય કર્મને યોગે વિષયોની ઉત્પત્તિ થાય છે. વિષયને વીર પ્રભુએ સિદ્ધાંતમાં વારંવાર ધિક્કાર આપેલ છે, અને તું વારંવાર વાંચે છે છતાં, હે આત્મન્! આજે તને આ શું થયું છે? તેં સંસારને તિલાજલી આપી શા માટે? માત્ર એજ કે હવે હું જન્મ મરણના ક્લેશ ન કરૂં એ હેતુએજ મહાત્માને શરણે આવ્યો છું; તો પછી આ પવિત્ર આત્માને ભ્રષ્ટ કરી વ્રતવિરાધી વીતરાગના પ્રરૂપેલા ઉત્તમ ધર્મ અને ગુરૂનો દ્રોહી કા થા. માટે હે આત્મન્! મિથ્યા મોહને તજી પરમાત્મા પ્રત્યેજ હવે અનુરાગ રાખ. અને સ્ત્રીની જે કાયા પ્રત્યે તને મોહ ઉત્પન્ન થાય છે, તે કાયા તો હાડ, માંસ, ચામ, શ્લેષ્મ, રૂધિર, નાડી અને મળમૂત્ર વગેરેથી ભરેલી છે. તેમા આસક્ત થવું એ ક્ષુદ્રતા સિવાય બીજું શું કહી શકાય? હે આત્મન્! આટલું સમજાવવા છતા પણ મન અસ્થિર થતું હોય તો તેં દીક્ષા શા માટે લીધી? હવે જો આવીજ બુદ્ધિ રાખીશ તો, આ લોક અને પરલોકના સુખથી પતિત થઇ વારંવાર જન્મ મરણના મુખમા પડવું પડશે. અને આ મણિ તુલ્ય માનવ જન્મ મોક્ષ મેળવવાના સાધનરૂપ છે તે વ્યર્થ જશે. માટે હવે ચિત્તવૃત્તિને સ્થિર કરી કામ રિપુનો નાશ કરવા જ્ઞાનનો [illegible] ઉપયોગ કર. આટલું સમજાવવા છતાં હે આત્મન્! રતિની ઇચ્છા કરીશ તો જાણજે કે અવશ્ય અધોગતિજ

થવાની; અને આપત્તિ વ્હોરવી પડશે. તે તું સમજી મનનો નિગ્રહ કરી વિષયથી વેગળો થા.

હે બહિરાત્મન્! હુવે હદ થઈ છે માટે અંતરાત્માની પ્રેરણાથી વિચારીશ તો જણાશે કે વિષયસુખો જે છે તે પરિણામે દુઃખદાયક જ છે, જો કે ભોગવતાં મિષ્ટ લાગે છે ખરાં, પણ અંતે અનંત સંસાર પરિભ્રમણ કરાવે છે. વાંચો ઉત્ત૦ અ૦ ૧૪ માની ગાથા ૧૩ મી.

**કાવ્ય-ખણુમિત્ત સુખ્ખા બહુકાલ દુખ્ખા, પગામ દુખ્ખા અણિકામ સુખ્ખા; સંસાર મોખ્ખસ્સ વિપ્પખ્ખભુયા, ખાણી અણુથ્થાણઓ કામભોગા. ૧૩**

અર્થ—કામભોગ કેવા છે? કામભોગ માત્ર ક્ષણિક સુખને આપનારા છે, પણ તે લાંબા કાળ સુધી દુઃખને દેનારા છે. તે અલ્પ સુખ અને અતિશય દુઃખ કરે છે તે મુક્તિ માર્ગમાં વિઘ્ન (શત્રુ) રૂપ છે. અને અનર્થની ખાણરૂપ છે.

બ્રહ્મદત્ત નામે બારમો ચક્રવર્તી ૭૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી મરીને સાતમી નર્કે ૩૩ સાગરોપમને આઉખે ઉત્પન્ન થયો. મોહાંધ બની વિષય સુખમાં તે મ્હાલ્યો, ચિત્તમુનિ જેવા પોતાના પરમ હિતકારી બંધુ મહાત્માનાં હિતવચનોને તેણે હૈયામાં ન ધારણ કર્યા; તેનુંજ આ અતિ દુઃખદ પરિણામ આવ્યું. વિષયસુખમાં વીતાવેલી એક એક ક્ષણને માટે અસંખ્ય અસંખ્ય વર્ષો સુધી નરકાવાસનાં ઘોરાતિઘોર કષ્ટો તેને સહન કરવાં પડશે (જે હમણાં સહી રહ્યો છે.) પરંતુ એ ૭૦૦ વર્ષમાંથી થોડાંક વર્ષો પણ જો એણે વિષયરૂપ વિષનું વમન કરી નાખ્યું હોત અને ભરતાદિક ચક્રવર્તીઓની પેઠે સંયમ સેવ્યો હોત તો એનો આત્મા સ્વર્ગ અથવા મોક્ષ અવશ્ય મેળવત. ખરેખર! વિષયો એજ અનેક અનર્થોની ઉંડામાં ઉંડી ખાઇઓ છે. (જાણી જોઇને સંસારમાં સપડાતા

અને અનર્થની ઉંડી ખાઇમાં ગોથાં ખાતા જીવો આ શબ્દો સ્મરણમાં રાખે તો ઘણે દરજ્જે મનુષ્યજીવન સુધારી શકે. )

કારણ કે વિષયો સંસાર પરિભ્રમણનું કારણ છે. વાંચો આ. શ્રુ. ૧ અ. ૧ ઉ. ૫ માનો પાઠ.

**પાઠ-જે ગુણે સે આવટ્ટે, જે આવટ્ટે સે ગુણે.**

અર્થ-જે શબ્દાદિક વિષય છે તે સંસારનું કારણ છે, અને સંસારનું કારણ તે શબ્દાદિ વિષયજ છે.

શબ્દાદિક વિષયને વળગેલા પ્રમાદી પ્રાણી સંસારના હેતુને વધારે છે. વાંચો આ. શ્રુ. ૧ અ. ૨ ઉ. ૧ લા નો.

**પાઠ-જે ગુણે સે મુલ્લટ્ઠાણે, જે મુલટ્ઠાણે સે ગુણે;**
**ઇતિ સે ગુણટ્ઠી મહતા, પરિયાવેણં વસે પમત્તે.**

અર્થ-જે વિષયો છે તે સંસારના હેતુ છે, અને સંસારના હેતુ છે તે વિષયો છે. માટે વિષયાર્થી જીવો છે તે પ્રમાદી બની બહુ દુઃખ પામતા રહે છે.

સંસારમાં રહેલા પ્રાણીઓમાના જે કોઇ જીવો ચારિત્ર ગ્રહણ કર્યા પછી અભ્યંતર વાસનાને લઇ પ્રમાદી બની શરીરની વિભૂષા કરે તેનુ ફળ ભગવંતે કેવું કહ્યું છે, તે વાંચો. દશ. અ. ૬ ઠ્ઠાની ગાથા ૬૬ મી.

**ગાથા-વિભુસા વતિયં ભિખ્ખુ, કમ્મં બંધઇ ચિક્કણં;**
**સંસાર સાયરે ઘોરે. જેણં પડઈ દુરૂત્તરે ૬૬**

અર્થ—સાધુ મુનિરાજ વિષય અર્થે, શરીર શોભા કરે, ખબંબર વસ્ત્રો પહેરે તો ચીકણા કર્મને બાંધે છે. અને પછી તેનુ ફળ જે દુઃખે ઉતરી શકાય એવા તથા બિહામણા એવા સંસારરૂપ સાગરને વિષે પડે છે અર્થાત્ અનંત ભવ ભ્રમણપણું કરવું પડે છે, તોપણ તે આત્મા સંસારનો પાર પામતો નથી. ૬૬

સંયમ ગ્રહણ કર્યા છતાં હે આત્મન્! સંસારનું પરિભ્રમણ ઓછું કરી શકતો નથી, તેનું કારણ અભ્યંતરથી વિષયરૂપી ઝેરનો લય જ્યાસુધી થયો નથી, ત્યાંસુધી જ્ઞાની પુરૂષો કહે છે કે **સંકલ્પ** વિકલ્પરૂપ કલેશો ઉત્પન્ન થયાજ કરશે. વાંચો દશ. અ. ૨ ગા. ૧ લી.

**ગાથા–કહં નુ કુજ્જા સામન્નં, જો કામે ન નિવારએ;**
**પયે પયે વિસીયંતો, સંકપ્પસ્સ વસંગઓ. ૧.**

અર્થ—સાધુએ વસ્ત્રાદિક દ્રવ્યકામ, તથા ભોગેચ્છારૂપ ભાવકામ, અવશ્ય વર્જવાં જોઇએ–તે કહે છે–યઃ એટલે જે પુરૂષ, કામાન્ એટલે દ્રવ્યભાવરૂપ બે પ્રકારના કામને ત્યાગ કરતો નથી, તે પુરૂષ કામ ત્યાગ ન કર્યાથી પગલે પગલે વિષયપરિગ્રહથી વિખવાદ પામતો થકો અને અપ્રાપ્ત વિષયની પ્રાપ્તિ વાસ્તે અપ્રશસ્ત અધ્યવસાયરૂપ સંકલ્પને વશ થયો થકો ચારિત્રને કયા પ્રકારે પાળશે?

હે આત્મન્! જો તું વિષયને રોકી ન શકતો હો તો જ્ઞાનીએ બતાવેલ ઉપાય કર, કે જેથી તારો વિષય બળી જાય. વાંચો દશ૦ અ૦ ૨ ગાથા ૫ મી.

**ગાથા—આયાવયાહી ચય સોગમલ્લં, કામે કમાહી કમિયં ખુ દુક્ખં; છિંદાહિ, દોસં વિણએજ્જ રાગં, એવં સુહી હોહિસિ સંપરાએ. ૫.**

અર્થ—કદાચ તારાથી મનોનિગ્રહ ન થઇ શકે તો શીત, તાપ આદિક આતાપના લે ઉપલક્ષણથી ઉણોદરી આદિ તપ કર. શરીરનું સુકોમળપણું છોડ. અને કામભોગથી અનુક્રમે કેવાં કેવાં ભયંકર દુઃખોની પ્રાપ્તિ થાય છે, તેનો વિચાર કરી કામભોગની વાસનાઓને છોડ. કામભોગનું ઉલ્લંઘન કરવાથી દુઃખરૂપ સમુદ્રનું સ્વયમેવ ઉલ્લંઘન થઈ જાય છે; એટલા માટે દ્વેષ અને રાગનો ત્યાગ કર.

શુદ્ધ સંયમ પાળવાથી પરંપરાએ તું સુખી થઇશ. સૂર્યની પાસે અંધકાર ટકી શકતો નથી, બાદશાહના મુકામપર ચોરચકાર આવી શકતા નથી, તેવીજ રીતે બ્રહ્મચર્યરૂપ અમૃત જેના હૃદયમાં ભર્યું છે ત્યાં વિષયરૂપ ઝેર કાંઇપણ હાનો નીપજાવી શકતું નથી.

બ્રહ્મચર્યથી અપાર સામર્થ્ય પ્રકટે છે. 'બ્રહ્મચારી ભગવંત સમો' એ વાકયમાં જરાપણ અતિશયોક્તિ નથી. જે માણસને દુનિયાનાં નખરાં અને કટાક્ષ હલાવી શકતાં નથી તે દુનિયાને જરૂર હલાવી શકે છે. તથા વળી દશ૦ અ૦ ૩ ગા૦ ૧૨મીમાં કહ્યું છે કેઃ—

**ગાથા—આયાવયંતિ ગિમ્હેસુ, હેમંતેસુ અવાઉડાઃ**
**વાસાસુ પડિસંલીણા, સંજયા સુસમાહિયા. ૧૨.**

**અર્થ.**—વળી, હે આત્મન્! ગ્રીષ્મઋતુને વિષે સૂર્યની આતાપના, હેમંતઋતુને વિષે અવાઉડા (વસ્ત્રરહિત) બની શીતની આતાપના લેવા પ્રયત્ન કર, અને વર્ષાઋતુને વિષે વસ્ત્ર, પાત્ર અતિ ફરવા હરવા રૂપ શરીરનાં અંગોપાંગની પડિસંલીનતા (સંકોચ) કર. સુસમાધિવંત સાધુ હોય તે દેહાધ્યાસને છોડી ઉપર પ્રમાણે આતાપના વગેરે લે છે, વિષયોથી સર્વદા વિરક્ત રહે છે અને કર્મરૂપ કીચડથી પોતાના પવિત્ર આત્માને જરાપણ મલીન થવા દેતા નથી. મન અને ઇંદ્રિયોને તેઓ પોતાને આધીન વર્તાવે છે. જીતેંદ્રિયતા અને મનોનિગ્રહ એ બે મહાન્ શસ્ત્રો તેમના કરકમળમાં હોવાથી કોઇપણ આંતરિક રિપુઓ તેમને કદાપિ પરાભવી શકતા નથી. ઇંદ્રિયોને કાબુમાં રાખવાથી ધીમે ધીમે આત્મા બંધનમુક્ત થઇ મોક્ષનાં અનંત સુખોનો ભોક્તા થાય છે.

"સોઇંદિયનિગ્ગહેણં" શ્રોતેન્દ્રિય—નિગ્રહ એટલે કાનને વશ રાખવાથી જીવને ભલા ભૂંડા શબ્દ ઉપર રાગ-દ્વેષ ઉપજતો નથી, અને તેથી તે સંબંધીનાં કર્મ જીવ બાંધતો નથી.

અને પૂર્વે બાંધેલાં કર્મને ખપાવી શકે છે. એમ ઉત્ત૦ અ૦ ૨૯ માને વિષે કહેલ છે.

"ચક્ખિઅંદિય નિગ્ગહેણં" ચક્ષુરિંદ્રિય--નિગ્રહ, તથા ઘ્રાણેન્દ્રિય નિગ્રહ, રસેન્દ્રિયનિગ્રહ, અને સ્પર્શેન્દ્રિયનિગ્રહથી. એટલે આંખ, નાક, જીભ અને ત્વચા (સ્પર્શેન્દ્રિય) વશ રાખવાથી, અનુક્રમે ભલા ભૂંડા રૂપ ઉપર, ગંધ ઉપર, રસ ઉપર અને સ્પર્શ ઉપર રાગ-દ્વેષ ઉપજતો નથી. અને તેથી તે તે સંબંધીનાં કર્મ જીવ બાંધતો નથી, અને પૂર્વે બાંધેલાં કર્મને ખપાવી શકે છે. આ પ્રમાણે પાંચે ઇંદ્રિયોના નિગ્રહથી આત્માને મહાન્ લાભ થાય છે, હવે મનને કષાય રહિત કરવાથી આત્મિક ગુણોનો વિકાસ કેવી રીતે થાય છે તે તપાસીએ.

"કોહવિજએણં" એટલે ક્રોધવિજયથી જીવ ક્ષમા ઉપાર્જે છે; ક્રોધને જીતવાથી જીવ ક્રોધનાં વેદનીય કર્મ બાંધતો નથી, અને પૂર્વે બાંધેલાં કર્મનો ક્ષય કરે છે.

"માણવિજએણં" માયા અને લોભવિજએણં માન, માયા, અને લોભને જીતવાથી જીવ અનુક્રમે, માર્દવ, સરળતા અને સંતોષ ઉપાર્જે છે; અને માન, માયા અને લોભનાં વેદનીય કર્મ બાંધતો નથી, અને પૂર્વે બાંધેલાં કર્મનો ક્ષય કરે છે. એ પ્રમાણે શ્રી વીરપ્રભુએ શ્રી ઉ. અ. ૨૯ મે કહેલ છે.

પાંચ ઇંદ્રિય અને ક્રોધ, માન, માયા, અને લોભની પડિસંલીનતા એટલે એ સર્વનો નિગ્રહ કરીશ તો, કામ રૂપી જ્વર તારા અંગમાંથી નીકળી જશે અને તું સુસમાધિવંત સંયતિ તીર્થંકરના કહેવા પ્રમાણે બનીશ.

જેમ કામરૂપી જ્વરથી પીડાએલા રહનેમિએ સુશીલવતી શુદ્ધ સાધ્વી રાજેમતીનાં વચનો રૂપી પ્રહારના યોગે, પાંચે ઇંદ્રિયનો નિગ્રહ કરી ક્રોધ, માન, માયા અને લોભ ઉપર વિજય મેળવી

અભ્યંતરથી વિષયવાસના દૂર કરી પૂર્વનાં બાંધેલાં કર્મોનો ક્ષય કરી મોક્ષ ગયાં તેનું દૃષ્ટાંત અત્રે કહેવામાં આવે છે તે શ્રવણ કરો.

**દ્રષ્ટાંત**—સૌરાષ્ટ્ર દેશમાં બાર જોજન લાંબી અને નવ જોજન પહોળી દ્વારકા નગરીમાં શ્રીકૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા. તેમના પિતા વસુદેવના મોટા ભાઇ સમુદ્રવિજય રાજાની શિવાદેવી નામે રાણીની કુખેથી જગદુદ્ધારક શ્રીનેમિનાથ ભગવાનનો જન્મ થયો. યૌવન વય પ્રાપ્ત થતાં નેમિનાથનું સગપણ ( વેવીશાળ ) ઉગ્રસેન રાજાની પુત્રી રાજેમતી કે જે રૂપ ગુણનો ભંડાર, સાક્ષાત્ દેવી જેવી અને પવિત્રતાની પ્રતિમા સમી હતી તેમની સાથે કરવામાં આવ્યું. શ્રાવણ સુદિ ૬ ની મિતિએ મોટી ધામધૂમથી નેમિનાથ ભગવાનની જાન ઉગ્રસેન રાજાને ત્યાં લઇ જવામાં આવી. આ સમયે ઉગ્રસેન રાજાએ નેમિનાથ ભગવાનની જાનમાં આવેલા યાદવો વગેરે જાનૈયાઓના ભોજનાર્થે કેટલાએક પશુઓને એકઠાં કરાવી પાંજરામાં પુરાવી રાખ્યાં હતાં. તેમના આર્ત સ્વરો–કરૂણ પોકારો કરૂણાનિધિ એવા શ્રી નેમિનાથજીના કર્ણ પટ પર અથડાણા અને તેઓશ્રી ચિંતવવા લાગ્યા કે એક સ્રીની સાથે લગ્ન કરવામાં હજારો જીવોની ઘાત થશે. માટે લગ્ન કરવાં એજ ઉચિત નથી. આમ વિચારી પાંજરામાંથી બધાં પશુઓને છોડાવી પ્રભુ ત્યાંથીજ પાછા ફર્યા, અને એક વર્ષ પર્યંત વર્ષીદાન દઇને એક હજાર પુરૂષો સાથે દીક્ષા અંગીકાર કરી. તત્પશ્ચાત્ રાજેમતીએ પણ વૈરાગ્ય પ્રાપ્ત કરી સાતસેં સાહેલીઓ સહિત સંયમ અંગીકાર કર્યો. ગિરનાર પર્વતપર નેમિનાથ ભગવાનનાં દર્શનાર્થે જતાં માર્ગમાં મેઘવૃષ્ટિ થવાથી સતીનાં સર્વ વસ્રો પાણીથી ભીંજાઇ ગયાં; તેથી ગુફામાં જઇ વસ્રો કાઢી સૂકવવા લાગ્યાં. ત્યાં ગુફામાં નેમિનાથ ભગવાનના નાના ભાઇ રહનેમિ જેમણે પચાસ સ્રીઓ છોડી ઉત્કૃષ્ટ વૈરાગ્યભાવથી દીક્ષા લીધી હતી તેઓ કાયોત્સર્ગ કરી ધ્યાનમાં ઉભા હતા તે રાજેમતીને નગ્નાવસ્થામાં જોઇને કામથી વિહ્વળ થયા. પૂર્વે ભોગવેલા કામભોગોની

સ્મૃતિ તેમના હૃદયમાં તાજી થઇ. હું કોણ છું? એનું ભાન તેએ ભૂલી ગયા. એક વિદ્વાને કહ્યું છે તે યથાર્થ છે કે જ્યારે હૃદયમાં કામ એક બારણેથી પ્રવેશ કરે છે ત્યારે તેને જોઇ બુદ્ધિ બીજે બારણેથી નાસી જાય છે. રહનેમિનું પણ તેમજ બન્યું, તેઓ વિકળ થયા અને રાજેમતીને કહેવા લાગ્યા કે: અહો! સુંદરી! ચાલો, આપણે સંસારનાં સુખ ભોગવીએ; ભુકતભોગી થઇ પછી આપણે સંયમ લઈશું. રહનેમિનાં આવાં બાણ જેવાં તીક્ષ્ણ વચનો સાંભળી રાજેમતી તેમને ઉપદેશ કરે છે.

**ગાથા—પખંદે જલિયં જોઇ, ધૂમકેઉ દુરાસયં, નેચ્છંતિ વંતયં ભોત્તું, કુલે જાયા અગંધણે. ૬ દશવૈકાલિક અ. ૨. ગા. ૬.**

**અર્થ**—અગંધણે એટલે અગંધન નામક નાગના કુળમાં ઉત્પન્ન થએલા જે નાગ (સર્પ) તે ઘણા દુઃખથી પણ જેનો તાપ સહન થાય નહિં, એવા પ્રદીપ્ત—ખેરાંગારાદિરૂપ અગ્નિમાં અથવા જેનો ધૂમ્ર સહન કરતાં દોહીલો, એવા ઘણા ધૂમ્રથી વ્યાપ્ત થએલા, લીલા કાષ્ટાદિકના દાહક અગ્નિમાં વખત પડે તો પ્રવેશ કરવાનો નિર્ધાર કરે, પણ પ્રાણીના જે ભાગે દંશ કર્યો હોય, ત્યાં વમન કરી નાખેલા વિષને ફરી પીવાને વાંચ્છે નહિ. ૬.

ત્યાં આવી વાત પ્રસિદ્ધ છે કે: નાગ બે જાતિના થાય છે. એક ગંધન જાતિનો, અને બીજો અગંધન જાતિનો. તેમાં ગંધન જાતિનો જે નાગ છે, તે જો કોઇને દંશ કરે અને તેને જો મંત્રાદિક ઉપાયથી બોલાવે તો તે વનાદિક સ્થાનમાંથી આવીને દંશ કરી વમી નાખેલા વિષને ફરી પીએ છે, પણ અગંધન જાતિનો જે નાગ છે તે કદાચિત કોઇને દંશ કરે તો; તે મંત્રાદિક ઉપાયે કરી વનમાંથી આવે નહિ, કદાચિત્ આવે તો અગ્નિમાં બળી મરે પણ મુકેલું વિષ ફરી પીએ (ચુસે) નહિ.

દ્રષ્ટાંત

એકદા પ્રસ્તાવે કોઇ એક રાજકુમારને અગંધન કુળનો નાગ દંશ મારી ચાલ્યો ગયો. રાજાએ—અનેક મહા મંત્રવાદી વિદ્યામાં કુશળ થએલા, ગારૂડીયોને બોલાવ્યા, ગારૂડીયોએ અનેક પ્રકારના મંત્રોપચાર કર્યા; પણ એકેનો ઉપચાર લાગુ પડયો નહિ, એવા સમયમાં કોઇ એક ગારૂડી વિદ્યામાં શિરોમણી તેણે આવી રાજાને કહ્યું કે હુ પોતે સર્વ સર્પોને બોલાવી પુછીશ જે સર્પે દંશ માર્યો હશે તેની પાસે ઝેર પાછું ચુસાવી લેવરાવીશ અને કુમારને સારૂં થશે તેમ કરીશ, પણ મારા કહેવા પ્રમાણે દૂધને સર્વ પ્રકારના મસાલાઓ નાખી કઢાવી, કુંડાઓમાં ભરાવી મૂકો, અને આખા મહેલને પુષ્પાદિક સર્વ જાતિના સુવાસિત પદાર્થોથી ગરકાવ કરી મૂકો.

રાજાએ તે પ્રમાણે કર્યું, પછી ગારૂડીએ અગ્નિમય લાલ હીંગુલવર્ણી ચટકીવાળા અને જાજ્વલ્યમાન જ્યોતિએ કરી સહિત ધૂમ્ર પણ સહતાં દોહીલો છે જેનો એવા ખેરના અંગારાથી એક કુંડ ભર્યો.

ત્યારબાદ બન્ને કુળના સર્પોને બોલાવી પૂછવા લાગ્યો કે, હે સર્પ! તેં દંશ માર્યો છે? તેના જવાબમાં જે જે સર્પો ના પાડતા ગયા તે તે સર્પોને દૂધ પાઇ વિદાય કરતો ગયો. છેવટે કરડેલો અગંધન કુળનો નાગ પણ મંત્ર બળવડે કરી ત્યાં આવ્યો.

ગારૂડીએ તેને કરડવા સંબંધે પ્રશ્ન કર્યો ત્યારે તેણે હા કહી. ત્યારે ગારૂડીએ કહ્યું કે, કુમારના અંગમાંથી તેં વમેલું ઝેર પાછું ચુસી લઇ દૂધનાં કુંડામા વમી બીજા શુદ્ધ પયનું પાન કરી ચાલ્યો જા.

એવાં ગારૂડીનાં વચન સાંભળી નાગ બોલ્યોઃ હે ગારૂડી! તું ગારૂડી કે ગારૂડીનો પુત્ર નથી. જેથી મારી તને ઓળખાણ પડી નથી. હું અગંધન કુળનો નાગ છું. હું બનતાં સુધી

વિષને મૂકતો નથી, પણ કદાપિ કોઇ કારણે વિષ મૂકું અર્થાત્ વમન કરૂં તો તે વિષ વમેલું પાછું ગ્રહણ કરતોજ નથી, તે તું ચોક્કસ માનજે.

વાદી બોલ્યો હે સર્પ! જો તું વમેલું વિષ પાછું નહિ ગ્રહણ કરે તો આ ખેરનાં અંગારાની અગ્નિમાં બાળી ભસ્મ કરીશ.

નાગ વાક્ય--હે ગારૂડી! રે મૂર્ખ શિરોમણિ! તું શું મને બાળી ભસ્મ કરીશ? હું મારી મેળેજ બળી મરીશ; પણ વમેલું વિષ ગ્રહણ નહિંજ કરૂં, એમ કહી પોતાની મેળે ગુંચળું વળી ખેરના અંગારાની અગ્નિના કુંડમાં કુદી પડી બળી મુઓ. પણ વમેલું વિષ પાછું ગ્રહણ કર્યું નહિ

એ દ્રષ્ટાંત ઉપરથી જાણવું કે તિર્યંચ જીવ પણ વિચાર વિના કેવળ અભિમાનથી અગ્નિમાં પડી મરી જાય છે, પણ વમેલું વિષ પીતા નથી.

અહિં--રાજેમતી રહનેમિ પ્રત્યે કહે છે કે, મારા સ્ત્રીપણાના શરીરરૂપી ઝેરનો શૂરવીર એવા નેમિનાથ મહારાજા વમીને સંયમ માર્ગે ચાલી નીકળ્યા, તે ઝેરને ઇચ્છવા કરતાં તમને શ્રેય (કલ્યાણકારી) શું છે? વાંચો. દશ૦ અ૦ ૨ જાની ગા૦ ૭મી.

**ગાથા-ધિરત્થુ તે જસોકામી, જો તં જીવિયં કારણા;**
**વંતં ઇચ્છસિ આવેઉં સેયં તે મરણં ભવે. ૭**

અર્થ-તારા જેવા ઉત્તમ કુલોત્પન્ન મુનિ વમન કરેલા ભોગોને ભોગવવા ઇચ્છે છે! અહો અપયશના અભિલાષી રહનેમિ! તને ધિક્કાર છે કેમકે અસંયમરૂપ જીવિતવ્યને અર્થે વમન કરેલા ભોગોને પુનઃ ગ્રહણ કરવાની તું ઇચ્છા કરે છે. આવું જીવિતવ્ય ભોગવવા કરતાં તને મરવું શ્રેય છે.

અહો! બ્રહ્મચર્યનો મહિમા કેટલો અગાધતમ છે? મરવું સારૂં પણ બ્રહ્મચર્યનું ખંડન કરવું તે સારૂં નહિં. હળાહળ

ઝેર પીવાથી માણસ એકજ વાર મરે છે, પણ વિષયરૂપ ઝેર પીવાથી વારંવાર મરવું પડે છે.

અબ્રહ્મચર્ય આત્માને અધોગતિએ લઇ જાય છે જ્યારે, બ્રહ્મચર્ય આત્મામાં પ્રભુતા પ્રગટાવે છે.

વિશુદ્ધ બ્રહ્મચર્યવ્રત પાળનારાં સ્ત્રી પુરૂષોના પવિત્ર ચરણ કમળમાં દેવો પણ વંદન કરે છે, અને દુઃખને વખતે સાહાય્ય આપે છે. સતી શિરોમણિ સીતાજીએ અગ્નિમાં પ્રવેશ કર્યો ત્યારે શીયળના પ્રભાવથી આગ ફીટી પાણી થઇ ગયું હતું. સુદર્શન શેઠને શૂળીમાંથી સિંહાસન થયું હતું. સારાંશ કે બ્રહ્મચર્યમાં અનુપમ બળ રહ્યું છે. આ ભવમાં તે સુખશાંતિ, યશકીર્તિ અને વિવિધ પ્રકારની વિભૂતિઓ આપે છે અને ભવાંતરે સ્વર્ગ મોક્ષનાં અનંત સુખને પ્રાપ્ત કરાવે છે.

હે સાધુ! હે આત્મન્! સંયમ મરણે મરવું તે શ્રેય છે, એમ કહેવામાં આવ્યું તે એટલા માટે કે ઉત્તમ કુળમાં જન્મેલાઓ પોતાની વીર્યશક્તિને નિરર્થક નહિ ગુમાવતાં સંયમ માર્ગે સફલ કરે છે. એમ રાજેમતી ગા૦ ૮મીમાં કહે છે.

ગાથા—અહં ચ ભોગરાયસ્સ, તં ચ સિ અંધગવિન્હિણો;
મા કુલે ગંધણા હોમો, સંજમ નિહુ ઓચરં ૮

અર્થ—હું ભોજકવિષ્નુ રાજાની પૌત્રી છું, અને તમે અંધકવિષ્નુ રાજાના પૌત્ર છો. રખે ગંધનકુળના નાગ જેવા થતા, અર્થાત્ ગંધનકુલના નાગ જેવા નહીં થતાં સંયમધર્મને વિષે આત્માને સ્થિરતાપણે સ્થાપો. ૮.

સંયમધર્મને વિષે આત્માને સ્થિરતાપણે નહીં સ્થાપો તો અસ્થિરતાને યોગે પતિત થઇ સંસારસમુદ્રમાં હડ નામા વૃક્ષની પેરે અથડાવું પડશે. સાંભળો ગા૦ ૯મી.

ગાથા—જઈ તં કાહિસિ ભાવં, જા જા દિચ્છસિ નારીઓ।
વાયા વિદ્ધોવ હડો, અટ્ઠિઅપ્પા ભવિસ્સસિ. ૯

અર્થ—હે રથનેમિ! જે જે સ્ત્રીઓને તું જોઇશ તેના
જો તે બહુ રૂપાળી છે, હું તેની સાથે કામભોગ સેવું. એવા એ
ભાવો ધારણ કરીશ તો વાયુથી આમ તેમ અથડાતા અને જ
ઉપર રહેલા હડ નામના તૃણ સમાન તારો આત્મા અસ્થિર થઃ
અર્થાત્ સકળ દુઃખના નાશક સંયમમાં પ્રમાદરૂપ પવનથી ડોલ
ખાતી હડ નામની વનસ્પતિની પેઠે તારો આત્મા આ સંસારમ
અનંત કાળ પર્યંત પરિભ્રમણ કરશે.

અનંત પરિભ્રમણ કરવારૂપ રાજેમતીનાં વચનો સાંભળ
સંયમધર્મને વિષે રહનેમિ સ્થિર થયા. વાંચો ગાથા ૧૦ મી.

ગાથા—તીસે સો વયણં સોચ્ચા, સંજયાએ સુભાસિયં અંકુસેણ
જહા નાગો, ધમ્મે સં પડિવાઇઓ. ૧૦

જેવી રીતે મહોન્મત્ત બનેલો હાથી અંકુશ વડે ઉન્માર્ગ
છોડી સન્માર્ગે પાછો વળે છે, તેવી રીતે તે સાધવી રાજેમતી
વૈરાગ્યજનક વચનો સાંભળીને રથનેમિ ધર્મમાં સ્થિર બન્ય
અહિં રથનેમિ રૂપ હાથી વિષયાભિલાષાથી મદમસ્ત બન્યો હતે
તેને રાજેમતીરૂપ માવતે જિનવચનરૂપી અંકુશના પ્રહાર વ
સંયમરૂપ સ્થાનમાં સ્થિર કર્યો.

જેમ રથનેમિ સંયમ ધર્મને વિષે સ્થિરતાપણાને પામ્ય
તેમ પંડિત પુરૂષો આપણા આત્માને ભોગ થકી નિવર્તાવી સંય
ધર્મને વિષે સ્થિરતાપણાને પમાડે. એમ ગણધરદેવે ૧૧ મ
ગાથામાં કહ્યું, તે વાંચો.

ગાથા—એવં કરંતિ સંબુદ્ધા, પંડિયા પવિયક્ખણા, વિણિય
ટ્ટંતિ ભોગેસુ, જહા સે પુરિસોત્તમો. ત્તિબેમિ. ૧૧

અર્થ—જેમ પુરૂષોમાંહે ઉત્તમ એવા શ્રી રથનેમિ ભોગોથ
નિવૃત્ત થઈને સંયમને વિષે સ્થિર થયા, તેવીજ રીતે બુદ્ધિમા

પંડિત અને પ્રવિચક્ષણ પુરૂષો સંયમનું આચરણ કરી તેમાં સ્થિર રહે.

તેટલા માટે વીર પ્રભુએ કહ્યું છે કે, હે ભવભીરૂ આત્મન્! જેમ બને તેમ જલદીથી તું વિષયોથી વેગળો થા. ધીર પુરૂષો આપણા આત્માને સ્થિર કરે. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૪ નો પાઠ.

**પાઠ**--આસં ચ છંદ વિગિંચ, **ધીરે તુમં ચેવ** તં સલ્લમાહટ્ટુ.

અર્થ—હે ધીર પુરૂષો! તમારે વિષયની આશા અને લાલચ (વાંચ્છા) થી દૂર રહેવું, તમે જાતેજ તે આશારૂપ શલ્ય હૃદયમા ધરી હાથે કરીને દુઃખી થાઓ છો.

રૂપવંતી સ્ત્રીને જોઇને તેનામાં મોહ ઉપજે છે. અને એ મોહરૂપ મદિરાના પાનથી બેભાન બનેલો આત્મા સ્રીનેજ પરમ સુખનું નિધાન માને છે, પરંતુ એ રાક્ષસી છે. રાક્ષસીના કરતાં પણ વધારે ભયંકર અને દુઃખના દરિયામાં ડુબાડનાર છે, એનું તેને ભાન થતું નથી. એક વિદ્વાને યથાર્થ કહ્યું છે કે:—

दर्शनात् हरते चित्तं, स्पर्शनात् हरते बलं ।
संभोगात् हरते वीर्य, नारी प्रत्यक्ष राक्षसी ॥

અર્થ--નારી એ પ્રત્યક્ષ રાક્ષસી છે, કેમકે તેના દર્શનથી ચિત્તનું હરણ થાય છે, સ્પર્શનથી બળનું હરણ થાય છે અને ભોગથી વીર્યનું હરણ થાય છે.

જે જ્ઞાનીઓ આત્મિક સુખદુઃખને જાણે છે, તે શસ્ત્ર, અશસ્ત્રને જાણે છે. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૩ ઉ૦ ૧લાનો પાઠ.

**પાઠ**—જે પજ્જવજાતસત્થસ્સ ખેયન્ને સે અસત્થસ્સ ખેયન્ને; જે અસત્થસ્સ ખેયન્ને. સે પજ્જવજાતસત્થસ્સ ખેયન્ને.

અર્થ-જે વિષયોપભોગના અનુષ્ટાનને શસ્ત્ર રૂપે જાણે છે તે અશસ્ત્રને જાણે છે. અને જે અશસ્ત્રને જાણે છે તે વિષયોપભોગના અનુષ્ટાનને શસ્ત્ર રૂપે જાણે છે.

આત્મકલ્યાણને ઇચ્છવાવાળા મનુષ્ય! વિષયોપભોગ રૂપ શસ્ત્ર અને સંયમ ધર્મરૂપ અશસ્ત્રને જ્ઞાનદષ્ટિએ જાણીને વિષય પ્રવૃત્તિ રોકી ઇંદ્રિયોને સત્ય વૃત્તિમાં જોડીશ તો દુઃખ થકી મુકત થઇશ. વાંચો આ. શ્રુ. ૧ અ. ૩ ઉ. ૩ નો પાઠ.

**પાઠ-પુરિસા અત્તાણમેવ અભિણિગિજ્જ એવ દુઃક્ખા પમોક્ખસિ.**

અર્થ-હે આત્મન્! હે પુરૂષ! તારા આત્માનેજ વિષયોથી રોકી રાખીને (સદ્ રસ્તે ઇંદ્રિયોને ચલાવીશ તોજ તું) દુઃખોથી છુટીશ.

ઇંદ્રિયોને સત્ય વૃત્તિમાં જોડવા અર્થે શું કરવું?

**"ભુયોપિ ભુયોપિ તપોવિધેય" ઇતિ વચનાત્**

અર્થ—તરૂણ મુનિઓએ બ્રહ્મચર્ય રાખવા અર્થે વારંવાર તપશ્ચર્યા કરવી.

તપ કેવા પ્રકારનો કરવો?

**પાઠ—તવેસુ યા ઉત્તમ બંભચેરં. ઇતિ સુય. અ. ૬**

અર્થ—તેટલા માટે વીરપ્રભુએ સર્વ તપમાંહે બ્રહ્મચર્ય (ઇંદ્રિયોને દમવી) એ ઉત્તમમાં ઉત્તમ તપ કહેલ છે.

હે આત્મન્! ત્રિકરણ શુદ્ધે બ્રહ્મચર્ય અંગીકાર કર કે જેથી મહાન્ તપ થવાની સાથ શરીર પણ સુખાકારી રહે. અને જો શુદ્ધ બ્રહ્મચર્ય નહિ પાળે; અને વિષરૂપી વિષયનું પાન કરીશ તો તારી અવશ્ય અધોગતિજ થવાની.

હે આત્મન્! યાદ રાખજે કે વિષયવાન પ્રાણીઓનેજ દબાયો

ઉત્પન્ન થાય છે, અને તે વડે કેવાં કેવાં દુઃખો ભોગવવાં પડે છે. કહ્યું છે કે:—

"કોહાભિભુયા ન સુહં લહંતિ" ઈતિ વચનાત્

અર્થ—જે પ્રાણી ક્રોધે કરી વ્યાપ્ત હોય તે કદી પણ સુખને પામતો નથી "કોહો વિસં" એટલે ક્રોધ ઉપરાંત બીજો કોઇ વિષ નથી.

વળી એક વિદ્વાન કહે છે કે. "કોહો સત્તુ"

એટલે ક્રોધ જે છે તે શત્રુ પણ છે. કારણ કે જેમ વાંસને વિષે રહેલો અગ્નિ વાંસનોજ નાશ કરે છે; તેમ ક્રોધ રૂપી શત્રુ માણસના શરીર વિષે રહ્યો થકો માણસનોજ (પોતાનોજ) નાશ કરે છે. માટે ક્રોધ એ માણસનો પ્રથમ શત્રુ છે.

"માણો અરિ" એટલે મનુષ્યને અભિમાન ઉપરાંત બીજો કોઈ અરિ નથી.

"માયા ભય" એટલે માયા કપટ ઉપરાંત બીજો કોઈ ભય નથી અને.

"લોહો દુહ" એટલે લોભ ઉપરાંત બીજું કોઇ દુઃખ નથી તે તું નિશ્ચય માનજે.

તથા વળી શ્રીવીરપ્રભુએ શ્રી દશ. અ. ૯ માની ગાથા ૩૮ મીમાં કહ્યું છે કે.

ગાથા—કોહો પીઇ પણાસેઇ, માણો વિણય નાસણો;
માયા મિત્તાણિ નાસેઇ, લોભો સવ્વ વિણાસણો. ૩૮

અર્થ—ક્રોધ જે તે પ્રીતિનો નાશ કરે છે, ક્રોધે ચડેલા મનુષ્યના વચનથી પ્રીતિનો નાશ થાય છે, એ વાત અનુભવસિદ્ધ છે. મદ અહંકાર જે તે વિનયનો નાશ કરનાર છે, અહંકારી મનુષ્ય મૂર્ખતાથી કોઇનો વિનય સાચવતો નથી, એ પ્રત્યક્ષ દેખાય છે;

વક્રતારૂપ માયા જે તે મિત્રતા પ્રત્યે નાશ પમાડે છે. વંકાઇ કરનાર મનુષ્યને તેના મિત્ર છોડી દે છે, એવો અનુભવ છે. લોભ જે તે પ્રીતિ, વિનય અને મિત્ર વગેરે સર્વ સદ્‌ગુણોનો નાશ કરનારો છે. ૩૮

કારણ કે લોભથીજ ક્રોધ, માન અને માયાનો ઉદય થાય છે, માટે લોભજ સર્વ દોષોનું મૂળ છે. કેમકે **લુદ્ધા નરા અર્થ પરા હવંતિ. ઇતિ વચનાત્.**

**અર્થ**--લોભી મનુષ્યો દ્રવ્યાર્થે ઘણા જીવોની હાની કરી આ ભવનો અને પરભવનો અર્થ બગાડે છે.

તે માટે હે આત્મન્! કષાયોને જીતવા અર્થે તીર્થંકરનાં બોધેલાં વચનામૃત પ્રમાણે પ્રવર્તવું. વાંચો દશ. અ. ૮ માની ગા. ૩૯ મી.

**ગાથા—ઉવસમેણ હણે કોહં માણં મદ્દવયા જિણે;**
**માયા મજ્જવભાવેન, લોભો સંતોસઓ જિણે. ૩૯.**

**અર્થ**—(કષાય જીતવાનો ઉપાય કહે છે) સાધુ જે તે ઉપશમવડે ક્રોધ પ્રત્યે હણે, અહંકાર રૂપ માન પ્રત્યે મૃદુતાવડે જીતે નાશ કરે, વક્રતારૂપ માયા પ્રત્યે સરલતાવડે નાશ કરે, અને લોભ પ્રત્યે સંતોષ વડે જીતે વશ કરે, ઉપર કહેલા ઉપશમ પ્રમુખ ઉપાયવડે ક્રોધાદિકના ઉદયને રોકવો, અને ઉદય આવેલા ક્રોધાદિકને નિષ્ફળ કરવા.

હે આત્મન્! ઉપરની ગાથામાં કહ્યા પ્રમાણે કષાયોને વશ કરવામાં નહિ આવે તો જન્મ મરણ રૂપ ભવાંતરને વધારવા પડશે, વાંચો દશ અ૦ ૮ ગા૦ ૪૦ મી.

**ગાથા—કોહો ય માણો ય અણિગહીયા, માયા ય લોભો ય**
**પવડ્ઢમાણા; ચત્તારિ એ એ કસિણા કસાયા,**
**સિંચંતિ મૂલાઇં પુણબ્ભવસ્સ ૪૦**

અર્થ—ક્રોધ પ્રમુખ ચાર કષાય પરલોકને વિષે પણ અનર્થ ઉત્પન્ન કરે છે, એમ કહે છે પોતાના વશમાં (તાબામાં) ન રખાએલા એવા ક્રોધ અને અહંકારરૂપ માન, તથા વૃદ્ધિ પામતી એવી વક્રતારૂપ માયા અને ગૃદ્ધિપણાને વધારતો એવો લોભ એ ચારે મળી સંપૂર્ણ કષાય કહેવાય છે, અથવા અશુભ કર્મના કારણરૂપ હોવાથી કાળા આંકિલષ્ટા ક્લેશવાળા આ કષાય જે તે પુનર્જન્મરૂપ વૃક્ષના મૂળ પ્રત્યે સિંચે છે અર્થાત્ ચારે કષાય પરલોકને વિષે જન્મ મરણ રૂપ સંસારના કારણ છે હે આત્મન્! જન્મ મરણરૂપ સંસારથી મુક્ત થવું હોય તો દશ૦ અ૦ ૮ માની ગા. ૪૧ મીમાં કહ્યા પ્રમાણે પ્રયત્ન કરજે.

ગાથા--રાયાણિએસુ વિણયં પઉંજે. ધુવ સીલયં સયય
ન હાવઇજ્જા; કુમ્મુવ્વ અલ્લીણપલ્લીણગુત્તો,
પરક્કમિજ્જા તવ સંજમમ્મિ. ૪૧.

અર્થ—સાધુ જે તે દીક્ષાથી અથવા જ્ઞાન વગેરેથી પોતાના કરતાં અધિક એવા આચાર્ય પ્રમુખને વિષે અભ્યુત્થાન પ્રમુખ વિનય પ્રત્યે કરે, તથા અઢાર સહસ્ર શીલાંગપાલનરૂપ જે શીલને વિષે દઢતા તે પ્રત્યે નિરંતર છોડે નહિ, તેમજ કાચબાની પેઠે પોતાનાં અંગોપાંગ પ્રત્યે સમ્યક્ પ્રકારે ગુપ્ત રાખીને તપસ્યા જેમાં પ્રધાન છે એવા સંયમને વિષે પ્રવૃત્ત થાય ૪૧.

હે આત્મન્! શુદ્ધ સયમને વિષે યત્ન કરનારો બાહ્યાંતર હિતાહિતની વાતને જાણે છે. વાંચો. આ શ્રુ૦ ૧ અ૦ ૧ ઉ૦ ૭માનું સૂત્રઃ—

પાઠ—આયંકદંસી અહિયંતિ નચ્ચા જે અજ્ઝત્થં જાણઇ, સે બહિયા જાણઇ, જે બહિયા જાણઇ સે અજ્ઝત્થં જાણઇ.

અર્થ—જે દુઃખદર્શી છે તે હિંસા અહિતકારી છે, એવું જાણે છે-જે આત્માની અંદરની વાતને જાણે છે. તે બહારની વાતને

પણ જાણે છે, અને જે બહારની વાતને જાણે છે, તે અંદરની વાતને પણ જાણે છે.

બાહ્યાંતરની વાતને જાણનારા કહે છે કે, હે આત્મન્! આયુષ્ય અલ્પ છે. વાંચો. આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨. ઉ૦ ૧લાનું સૂત્ર.

**પાઠ—અપ્પં ચ ખલુ આઉયં ઇહ મેગે સિં માણવાણં.**

**અર્થ**—પ્રથમ તો મનુષ્યનું આયુષ્ય અલ્પ છે. તેમાં વળી ઇંદ્રિયની હાની પછી શું કહેવું? છતાં વિષયની તૃષ્ણા ઘટતી નથી, એજ આશ્ચર્યની વાત છે.

વિષય ક્ષણિક સુખ આપનાર છે, પણ પરિણામે ભયંકર દુઃખ પ્રાપ્ત થશે, એમ જાણી, તથા જીવિતવ્ય અલ્પ છે, અને આ સર્વે સંબંધીઓ મને ત્રાણ શરણ નથી, એમ જાણી જ્ઞાની પુરૂષો શું કરે છે? તે વાંચો૦ આ. શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ- ૧લાનું સૂત્ર.

**પાઠ—અંતરં ચ ખલુ ઇમં સંપેહાએ ધીરો મુહુત્તમપિ નો પમાયએ.**

**અર્થ**—એમ અંતરમાં આલોચીને ધીર જ્ઞાની પુરૂષો મુહૂર્તમાત્રનો પણ ધર્મ કર્તવ્ય કરવામા પ્રમાદ સેવતા નથી.

આયુષ્યની જે પળ જાય છે તે કદી પાછી આવતીજ નથી. એ ગયેલી પળો તો મૃત્યુને નજીક લાવવાનુંજ કાર્ય કરે છે. માટે વિચક્ષણ પુરૂષોએ ઘડીમાંથી પડતી રેતીની કણીએ કણીને મણિથી પણ ઘણી વધારે મૂલ્યવાન ગણીને તેનો ધર્મારાધનદ્વારા સારામાં સારો ઉપયોગ કરી લેવો, અને રત્નચિંતામણિ સમા આ મોંઘા માનવજન્મનુ અતિશય જાગ્રતપણે સર્વદા સાર્થક કરતાજ રહેવું મૃત્યુના મોઢામાં પરયા પછી આપણાથી કશુંએ થઇ શકવાનું નથી. વળી કહ્યું છે કે-

**અર્થ**—હે આત્મન્! અવસર મળેલો જાણીને પ્રમાદ ન કરવો.

પ્રમાદ સેવવાથી અરતિ ઉત્પન્ન થવા સંભવ છે. તેટલા માટેજ ભગવંત કહે છે કે અરતિ દૂર કરવી. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૨જાનું સૂત્ર.

**પાઠ-અરઇં આઉટ્ટે સે મેહાવી ખણંસિ મુક્કે.**

અર્થ--બુદ્ધિમાન્ પુરૂષે સંયમમાં (ધર્મ કર્ત્તવ્યમાં) અરતિ થવી દૂર કરવી, એમ કર્યાથી ઘણાજ અલ્પ કાળે મુક્ત થવાય છે.

અલ્પ કાળે મુક્ત થનારા જ્ઞાની પુરૂષો હમેશાં એવું વિચારે જે, સ્ત્રી, પુત્ર, માતા પિતા, ધન, ધાન્ય, લક્ષ્મી આદિ છે તે મને કેવા છે? વાંચો આચારાંગજી સૂત્રનો પાઠ.

**પાઠ--નાલં તે તવ તાણાએ વા સરણાએ વા તુમંપિ તેસિં નાલં તાણાએ વા સરણાએ વા.**

અર્થ--તે તને બચાવનાર કે આશ્રય દેનાર નથી, અને તું પણ તેમને બચાવવા કે આશ્રય આપવા સમર્થ નથી. અર્થાત્ તે તુને મરણ આવ્યે રાખવા સમર્થ નથી, કે તું તેઓને રાખવા પણ સમર્થ નથી. એમ જાણી જ્ઞાની તેઓમાં મોહિત થતા નથી.

મરણ આવ્યે કોઇપણ શરણ નથી એવું જાણી મોક્ષાર્થને દેખનાર પ્રાણીઓ કાળથી ડરતા નથી. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૩ નું સૂત્ર.

પાઠ--નત્થિ કાલસ્સણાગમો.

અર્થ--મોતનો કંઇ ભરોસો નથી—કારણ કે કાળ તો અવશ્ય આવવાનોજ છે--એમ જાણી જ્ઞાની પુરૂષો કાળ સન્મુખેજ ખડા રહે છે

કાળ સન્મુખ ખડા રહેનારા જ્ઞાની પુરૂષો જ્ઞાન માર્ગેજ વહન કરે છે વાંચો આ૦ ૧ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૩ નું સૂત્ર.

પાઠ--ઉદ્દેસો પાસગસ્સ નત્થિ.

અર્થ—તત્ત્વ સમજનારને કંઇ કહેવું જરૂરનું નથી, (કારણ કે સમજુ હોવાથી પોતે સીધે માર્ગેજ ચાલ્યા જાય છે.

જ્ઞાન માર્ગથી ઉલટા માર્ગે વહન કરનારા મોહાંધ પુરૂષો બોધક પુરૂષના બોધને હૃદયમાં ધારણ કરતા નથી. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૪ નું સૂત્ર.

પાઠ--**ઇણમેવ નાવબુજઝંતિ જે જણા મોહપાઉડા.**

અર્થ--(ગમે તેટલો બોધ વા શિખામણ આપો) પણ મોહવંત આત્માઓ સમજી શકતા નથી. અર્થાત હૃદયમાં બોધ ઉતારતા નથી.

બોધકના બોધને હૃદયમાં ન ધારણ કરવારૂપ મમત્વને મુકનારા મોક્ષમાર્ગના મુનિઓ જાણવા. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૨ ઉ૦ ૬ નું સૂત્ર.

પાઠ--**જે મમાઇયમતિં જહાતિ, સે જહાઇ મમાઇતં,**
**સેહુ દિટ્ઠપહે મુણિ જસ્સ નત્થિ મમાઇતં**

અર્થ--જે મમત્વબુદ્ધિને મૂકે છે તે મમત્વને મૂકે છે, જેને મમત્વ નથી તેજ મોક્ષ માર્ગના જાણ. મુનિઓ જાણવા.

ચિદાનંદજી (અપરનામ કપુરચંદજી) કથી ગયા છે કેઃ—

દોહરા.

મેં મેરા એ જીવકું, બંધન મોટા જાન;
મેં મેરા જાકું નહીં, તાકું મોક્ષ પિછાન.
મેં મેરા એ ભાવથી, વધે રાગ અરૂ રોષ,
રાગ રોષ જ્યો લો હિયે, ત્યો લો મિટે ન દોષ.

અર્થ—હું અને મારૂં એ જીવને મોટામાં મોટું બંધન છે. જેને અહું મમત્વ નથી તેમને મોક્ષ મળવાનો એમ જાણ હું અને મારૂં એ ભાવથી રાગ અને દ્વેષ વધે છે. અને હૃદયમાં જ્યા લગી રાગદ્વેષ હોય છે ત્યા લગી કર્મબંધન રૂપ દોષ ટળતો નથી.

કોઇ વિદ્વાને કહ્યું છે કેઃ—

अहं ममेतीति भवस्य बीजम्, नाहं ममेति भवबीज नाशो;
बीजे प्रनष्टे कुत एव जन्म, निरींधनो वह्नि मुपैति शान्ति. ।

**અર્થ**—હું અને મારૂં એ બેજ ભવરૂપ વૃક્ષનાં બીજ છે. અહં મમત્વ ન હોય તો ભવબીજનો નાશ થાય છે. બીજનો નાશ થયા પછી વૃક્ષ શી રીતે ઉગે? નજ ઉગે. ઇંધણાં ન હોય તો અગ્નિ એની મેળેજ શાંત થઇ જાય છે. માટે મોક્ષાભિલાષીઓએ અહં મમત્વ છોડી મોહનિદ્રાને ટાળી સદૈવ જાગ્રત રહેવું એજ શ્રેયસ્કર છે.

મોક્ષ માર્ગની ગવેષણા કરનારા મુનિઓને સદાય જાગતાજ કહ્યા છે. વાંચો આ. શ્રુ. ૧ અ. ૩ ઉ. ૧ લાનું સૂત્ર.

**પાઠ-સુત્તા અમુણી સયા, મુણિણો સયા જાગરંતિ.**

**અર્થ**—ગૃહસ્થો સદા સૂતેલા છે, મુનિયો સદા જાગતા છે. એટલે પાપી જીવો પરમાર્થના અજાણ તે જાગતા છતા પ્રમાદ નિદ્રાના યોગે સૂતાજ સમજવા; અને ધર્મી જીવો તત્વના જાણ સાધુ પરમાર્થદર્શી હોવાથી સૂતા થકા પણ સદાય જાગતા સમજવા. મુનિઓ જાગતા એટલા માટે સમજવા કે અજ્ઞાની જીવોના પ્રસંગમાં પડે નહીં. વાંચો આ શ્રુ. ૧ ઉ. ૨ જાનું સૂત્ર.

**પાઠ-અલં બાલસ્સ સંગેણ વેર વઢ્ઢુતિ અપ્પણો.**

**અર્થ**—બાળ જીવો સાથે સોબત નહીં કરવી, કારણ કે તેમ કર્યાથી અંતે આપણી ખરાબી થવાની. પરમાર્થ એ છે કે, બસ! હવે અજ્ઞાનનો સંગ છોડ અને નહિ છોડે તો વિષય કષાયની વૃદ્ધિ થશે, અને તેજ કારણે અનેક જીવોની હિંસા કરીશ, તો તે જીવોથી વૈર બંધાશે.

હે આત્મન્! હિંસા કરીશ તો વેર બંધાશે. એવું જાણી ભવ્ય જીવો અશુ કર્મ અને સુભ કર્મને આત્માથી જુદા પાડે. વાંચો આ. શ્રુ. ૧ અ. ૨ ઉ. ૨ જાનુ સૂત્ર.

**પાઠ-અગ્ગં ચ મૂલં ચ વિગિંચ ધીરે પલિછિંદિયાણં ણિક્કમ્મદંસી.**

અર્થ—માટે હે ધીર મુનિ! તું મૂળ કર્મ તથા અગ્ર કર્મને જીવથી જુદા પાડ, કારણ કે કર્મને તોડવાથીજ સર્વ પોતાના પવિત્ર આત્મરૂપના જોનારા થાય છે.

હે આત્મન્! આત્મ સ્વરૂપને જોનારા પુરૂષો બહારના મિત્રને ઈચ્છતા નથી. વાંચો આ. શ્રુ ૧ અ. ૩ ઉ. ૩ જાનું સૂત્ર.

**પાઠ-પુરિસા તુમમેવ તુમં મિત્તં કિં બહિયા મિત્ત મિચ્છસિ?**

અર્થ-હે પુરૂષ! તુંજ તારો મિત્ર છે, શા માટે બહાર મિત્રને જુએ છે? એટલે હે આત્મન્! તારો અંતરાત્માજ મિત્ર છે, તો તેને ગોત.

હે આત્મન્! અંતરાત્માજ પોતાનો મિત્ર છે, એમ જાણનારા જ્ઞાની પુરૂષો કેવા કેવા ભાવને જાણે છે. વાંચો આ. શ્રુ. ૧ અ. ૩ ઉ. ૪ થાનું સૂત્ર.

**પાઠ-જે એગં જાણઇ સે સવ્વં જાણઇ, જે સવ્વં જાણઇ સે એગં જાણઇ.**

અર્થ-જે એક પોતાના આત્માને જાણે છે તે સર્વના આત્માને જાણે છે, અને જે સર્વના આત્માને જાણે છે તે એક પોતાના આત્માને પણ જાણે છે, અથ દ્વિતીય પ્રકારે જે એક પરમાણુ આદિ સૂક્ષ્મ વસ્તુને જાણે છે તે તે સર્વ પુદ્‌ગલપર્યાયને જાણે છે, અને જે સંસારમાં વર્તતા સર્વ પદાર્થોના પર્યાયને જાણે છે તે એક પરમાણુ પુદ્‌ગલને પણ જાણે છે.

એક અનેકને જાણનારા અપ્રમાદીને કોઇ જાતનો ભય નથી. વાંચો. આ૦ શ્રુ૦ ૧ અ૦ ૩ ઉ૦ ૪થાનું સૂત્ર.

પાઠ-સવ્વતો પમત્તસ્સ ભયં સવ્વતો અપ્પમત્તસ્સ નત્થિ ભયં.

**અર્થ**–પ્રમાદી જે વિષયી છે તેને સર્વ થકી ભય રહેલ છે, પણ અપ્રમાદી એટલે અવિષયીને કોઇ તરફથી ભય નથી.

ભયરહિત પુરૂષ સર્વને નમાવે છે વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૩ ઉ૦ ૪થાનું સૂત્ર.

**પાઠ–એગં નામે સે બહુ નામે, જે બહુનામે સે એગં નામે.**

**અર્થ**–જે એક મોહનીય કર્મને નમાવે છે, તે સર્વ કર્મને નમાવે; જે સર્વ કર્મને નમાવે તે એક મોહનીય કર્મને નમાવે.

જે મોહનીય કર્મને નમાવે તે દુનિયાના ઠાઠમાઠથી વેગળો રહે. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૪ ઉ૦ ૧નું સૂત્ર.

**પાઠ–નો લોગસ્સેસણં ચરે,**

**અર્થ**—(દુનિયાના ઠાઠમાઠને દેખી તેમાં અંજાઇ જઇને) દુનિયાની દેખાદેખી નહિ કરવી. અથવા દુનિયાના લોકો મારા માટે ગમે તેવો અભિપ્રાય બાંધે, મને ગમે તેવો કહે એ લોકમતની એષણા મારે કરવાની નથી, પરંતુ શ્રી વીતરાગદેવની આજ્ઞા શી છે? સત્યનો માર્ગ કયો છે? એનો વિવેકપૂર્વક નિર્ણય કરી નિરંતર મોક્ષમાર્ગમાજ શુદ્ધોપયોગપૂર્વક મારે ચાલવાનું છે, અને એમાંજ મારૂં શ્રેય છે. ગાડરીયા પ્રવાહની પેઠે દુનિયાની દેખાદેખી મારે કરવાની નથી.

જેને દુનિયાની દેખાદેખી નથી તેને કુમતિ પણ નથી. વાંચો આ. શ્રુ૦ ૧ અ૦ ૪ ઉ૦ ૧લાનું સૂત્ર.

**પાઠ–જસ્સ નત્થિ ઇમાણાતિ, અન્નનસ્સ કઓ સિયા.**

**અર્થ**—જેને દેખાદેખી નથી તેને બીજી કુમતિ પણ નહિં હશે. અથવા જેને ઉપર બતાવેલા પવિત્ર ધર્મની શ્રદ્ધા નહિ હોય તેને બીજી શી સમિતિ હશે?

જે કુમતિના પાસમાં પડેલા હશે અને પવિત્ર ધર્મની

શ્રદ્ધા નહિ હોય તેવા જીવો સંસારમાં ચિર કાળ ભમે છે. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૪ ઉ૦ ૧લનું સૂત્ર.

**પાઠ—સમેમાણા પલેમાણા પુણો પુણો જાતિ પકપ્પતિ.**

**અર્થ**—સંસારમાં આસકત થઇ અંદર ખુંચનારા જીવો ચિરકાળ સંસારમા ભમે છે.

સંસારમાં ચિરકાળ ભમતાં થકાં કેવા કેવા કાર્યમાં પ્રવર્તતાં કેવા કેવા પ્રસગો મળી આવે છે?

વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦૪ ઉ૦૨ નુ સૂત્ર.

**પાઠ—જે આસવા તે પરિસ્સવા જે પરિસ્સવા તે આસવા.**

**અર્થ**—જે કર્મ બાંધવાના હેતુઓ છે તે કર્મ ખપાવવાના હેતુઓ પણ થઇ શકે છે, ને જે કર્મ ખપાવવાના હેતુઓ છે તે વખતે કર્મ બાંધવાના હેતુ પણ થઇ પડે છે.

આમ થવાનું કારણ, જેટલાં કર્મ ખપાવવાનાં કારણો છે તેટલાંજ કર્મ બાંધવાનાં કારણો છે. વાચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૪ ઉ૦ ૨ જાનું સૂત્ર.

**પાઠ—જે અણાસવા તે અપરિસ્સવા જે અપરિસ્સવા તે અણાસવા.**

**અર્થ**—અથવા તો જેટલા કર્મ ખપાવવાના હેતુઓ છે, એટલાજ કર્મ બાધવાના હેતુઓ છે. અને જેટલા કર્મ બાંધવાના હેતુઓ છે તેટલાજ કર્મ ખપાવવાના હેતુઓ છે.

અલ્પશ્રુતોને આ વાતમાં પૂર્વાપર વિરોધ જણાય તેવું છે. આશ્રવનાં અને નિર્જરાનાં સ્થાનક એક અથવા એક સરખાં શી રીતે હોઇ શકે? એવી આશંકા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય તેમ છે. પરંતુ નીચેનાં દ્રષ્ટાંતોથી આ શંકાનું સમાધાન થઇ જશે.

ભરત મહારાજાને આરીસાભુવનમાં કેવળજ્ઞાન ઉપજ્યું. હવે વિચારો કે અરીસામાં જોઇ શરીર શોભા નિહાળવી એ તો આશ્રવનું સ્થાન હતું, છતાં ભરત મહારાજાએ અનિત્ય ભાવનાવડે એ પ્રસંગને કર્મનિર્જરાના નિમિત્તરૂપ બનાવ્યો, એટલે પ્રાકૃત મનુષ્યો માટે જે આશ્રવનું સ્થાન હતું તે એમને માટે નિર્જરાનું સ્થાન નીવડ્યું. હવે એથી ઉલટું દ્રષ્ટાંતઃ— નાગેશ્રી બ્રાહ્મણીએ સાધુને આહાર વહોરાવતાં ઉલટો સંસાર વધાર્યો. મુનિરાજને દાન દેતાં કર્મની નિર્જરા થાય છે. નાગેશ્રીને ધર્મરૂચી અણગાર જેવા ઉત્તમ પાત્રે દાન દેવાનો અવસર મળ્યો એ નિર્જરાનું ઠેકાણું હતું, છતાં નાગેશ્રીના ભુંડા અધ્યવસાયને લીધે એનું એજ સ્થાનક નિર્જરાને બદલે આશ્રવનું કારણ નીવડ્યું.

કર્મ બંધના ફળ ભોગવવાં પડશે એમ જાણી કર્મ બંધના હેતુઓથી દૂર રહેવું. વાંચો આ૦ શ્રુ૦ ૧ અ૦ ૪ ઉ૦ ૪ થાનું સૂત્ર.

**પાઠ—કમ્મુણો સફલત્તં દટ્ઠું તઓ નિજ્જાતિ વેયવી.**

અર્થ—"કરેલાં કર્મનાં ફળ થવાનાંજ" એમ જોઇને આગમનાં તત્વોને જાણનાર મુનિઓએ તે કર્મો બાંધવાના હેતુઓથી દૂર રહેવું.

જેઓનો આત્મા કર્મોનાં કટુ ફળ જાણે છે, છતાં મૂર્છા ભાવે કર્મ કર્યેજ જાય છે, તેને કેવું ફળ પ્રાપ્ત થાય છે? વાંચો ઉ૦ અ૦ ૪ ગા૦ ૨ જી કાવ્ય.

**ગાથા—જે પાવકમ્મેહિં ધણં મણુસ્સા, સમાયયંતિ અમયં ગહાય; પહાય તે પાસ પયટ્ટિએ નરે, વેરાણુબધ્ધા નરયં ઉવેતિ. ૨**

અર્થ—જે મનુષ્યો કુમતિ ગ્રહણ કરીને પાપ કર્મથી (દગા-ફટકાથી) ધન ઉપાર્જન કરે છે, તે ધન છોડીને (સ્ત્રી, પુત્ર

કલત્રાદિ ) પાસમાં ફસાઇ ઘણું પાપ કરીને અને ઘણા જીવથી વૈર બાંધીને નરકે જાય છે.

ઘણા જીવોથી વૈર બાંધી નરકે જાય છે, ત્યાં કરેલાં કર્મો ભોગવવાં પડે છે. વાંચો ઉ૦ અ૦ ૪ ગાથાનું પદ ૩ જું.

**પદ-કડાણ કમ્માણ ન મોક્ખ અત્થિ.**

**અર્થ**-હે આત્મન્! નિશ્ચય યાદ રાખજે કે તેં જે જે કર્મો કર્યાં છે તે કરેલાં કર્મનાં ફળ આ લોકે કે પર લોકે ભોગવ્યા વિના છુટકો થવાનોજ નથી.

હે આત્મન્! તે ભોગવવા વખત તને તે દુઃખથી મુક્ત કરાવી શકશે નહિ. વાંચો ઉત્ત૦ અ૦ ૪ ગા૦ ૪થી.

**ગાથા-સંસાર માવન્ન પરસ્સ અટ્ઠા, સાહારણં જં ચ કરેઇ કમ્મં;**
**કમ્મસ્સ તે તસ્સ ઉ વેયકાલે. ન બંધવા બંધવયં ઉવેંતિ. ૪.**

**અર્થ**-કોઇ મનુષ્ય સંસારને વિષે પોતાના (મિત્ર, પુત્ર, કલત્ર બાંધવાદિ) અર્થે અથવા પારકાને અર્થે કુકૃત્ય કરે છે તે કર્મ ફળના વિપાક સમયે (ફળ ભોગવવા ટાણે) સગા સગાપણું સાચવતા નથી, પણ અળગા જઇને ઉભા રહે છે. અર્થાત પોતાની કમાઇ જીવને પોતાનેજ ભોગવવી પડે છે. ૪.

પોતાની કમાઇ જીવને પોતાનેજ ભોગવવી પડે છે. તેટલા માટે હે આત્મન! હવે તું સત્ય સ્વરૂપ સમજી સ્વછંદતાપણું છોડ. ઉત્ત૦ અ૦ ૪ ગા૦ ૮મીમાં કહ્યુ છે કેઃ—

**ગાથા-છંદં નિરોહેણ ઉવેઇ મોક્ખ, આસે જહા સિક્ખિય વમ્મધારી; પુવ્વાઇ વાસાઇ ચરે પમત્તે, તમ્હા મુણી ખિપ્પ મુવેઇ મોક્ખં. ૮.**

**અર્થ**—સ્વછંદતાનો નિરોધ કરવા . મુનુ મોક્ષે જાય છે જેમ સુશિક્ષિત કવચધારી અશ્વ (અસ્વારની ઇચ્છા મુજબ ચાલે છે)

યુદ્ધમાં શત્રુને જીતી આવે છે. (તેમ સાધુ પણ ઈચ્છાને રૂંધે તો મોક્ષ પામે છે) જે સાધુ પૂર્વકાળમાં (જુવાનીમાં) અપ્રમત્ત રહીને વિચરે તે સાધુ જલદીથી મોક્ષે જાય છે. જો કે મોક્ષે જતાં વિઘ્ન ઘણાં છે, તોપણ તે વિઘ્નને તોડી મોક્ષ મેળવવા મહાન્ પુરૂષાર્થ કરે છે. તેમ હે આત્મન્! તું કર.

સ્વચ્છંદતાનો નિરોધ કરનારા સાધુઓ નાના પ્રકારના સ્પર્શોમાં હર્ષ શોક કરતા નથી. વાંચો ઉત્ત૦ અ૦ ૪ ગા૦ ૧૧મી.

**ગાથા–મુહું મુહું મોહગુણે જયંતં, અણેગ રૂવા સમણં**
**ચરંતં; ફાસા ફુસંતિ અસમંજસં ચ, ન તેસિ**
**ભિક્ખુ મણસા પઉસ્સે. ૧૧.**

**અર્થ**—જે શ્રમણ (સાધુ) વારંવાર મોહનીય કર્મને જીતે છે, અને સંયમ માર્ગે વિચરે છે, તેને નાના પ્રકારનાં બાહ્ય સ્પર્શ દુઃખ નડે છે. છતાં સાધુએ મનમાં તેનો હર્ષ શોક કરવો નહીં. ૧૧

જે સાધુ નાના પ્રકારના સ્પર્શોમાં હર્ષ શોક કરતા નથી, તે સાધુ કષાયોથી વેગળા રહેવાનો પ્રયત્ન કરે. વાચો ઉ. અ. ૪ની ગા. ૧૨ મી

**ગાથા–મંદા ય ફાસા બહુ લોહણિજ્જા, તહપ્પગારેસુ મણં**
**ન કુજ્જા; રખ્ખેજ્જ કોહં વિણએજ્જ માણં, માયં**
**ન સેવેજ્જ પહેજ્જ લોહં. ૧૨.**

**અર્થ**—એવા પ્રકારના સ્પર્શ બુદ્ધિને મૂઢ કરી નાખે છે અને ઘણા લોભાવે છે. માટે તે (સ્ત્રી સ્પર્શ વગેરે) તરફ લક્ષ લગાડવું નહીં, માયાથી દૂર રહેવું, ક્રોધ કરવો નહીં, માનને ફેડવું અને લોભને ટાળવો ૧૨.

કામ, ક્રોધ, માન, માયા અને લોભ એઓ અંતરના શત્રુ છે, તેના ઉપર વિજય મેળવે તેજ પંડિત. કહ્યું છે કે, "તે પંડિયા **જે વિરયા વિરોહે.**"

**અર્થ**—તેજ પંડિત કે જે વિરોધથી વિરકત થાય. એટલે દ્રવ્યથી જે જે સ્થળે વિરોધ (કલેશ) હોય તેને ઉપશમાવવા પ્રયત્ન કરે. અને કદાચિત્ ઉપશાંત ન થાય તો પોતે તેમાં ન ઘુંચાતાં તેથી અલગ રહે તે તથા ભાવથી વિષય કષાયાદિ દુર્ગુણો જે છે, તે આત્માથી પર છે, અને તે આત્માને વિરોધકર્તા છે; એટલે અનંતા શકિતમય આત્માને અવળે રસ્તે પ્રેરનાર છે, તેથી તેવા દુર્ગુણોથી દૂર થાય તેજ ખરો તત્વનો જાણ પંડિત પુરૂષ સમજવો.

તત્વનો જાણનાર પુરૂષ જાણે છે કે મને કઇ વસ્તુ નથી મળી?

**ગાથા-લબ્ભંતિ વિમલા ભોએ, લબ્ભંતિ સુરસંપયા;**
**લબ્ભંતિ પુત્ત મિત્તં ચ, એગો ધમ્મો ન લબ્ભઇ. ૧**

**અર્થ**—વિમળ એવા ભોગ, દેવતાની સંપદા તથા પુત્ર અને મિત્રનો સંયોગ મળ્યો, અર્થાત્ એવાં સુખો અનંતીવાર મળ્યાં પણ આત્માને એક શુદ્ધ આરંભ પરિગ્રહ રહિત આત્મિક ધર્મની હજુ સુધી પ્રાપ્તિ થઇ નથી. તે તું પ્રાપ્ત કર.

પૌદ્ગલિક સુખ મળ્યા તેથી સુખ મળ્યું એમ માનીશ નહિ, કારણ કે :—

**ગાથા—નવિ સુહી દેવતા દેવલોએ, નવિ સુહી પુઢવિપઇ રાયા; નવિ સુહી સેઠ સેણાહિવઈ, એગંત સુહી મુણિ વીયરાગી. ૧**

**અર્થ**—આ સંસારને વિષે દેવલોકમાં વસનારા દેવતા પણ સુખી નથી, પૃથ્વીનો પતિ એવો રાજા પણ સુખી નથી, નગરશેઠ સેનાપતિ પણ સુખી નથી ; ત્યારે સુખી કોણ છે? ફકત વીતરાગી મુનિજ એકાંત સુખી છે. અન્યથા કોઇ સુખી નથી !

એમ તત્વના જાણ જે પુરૂષ છે તે દુઃખમય સંસારથી આત્માનો ઉદ્ધાર કરવા એમ વિચારે જે વાંચો ઉ૦ અ૦ ૮ માની ગા૦ ૧ લી.

**ગાથા—અદ્ધુવે અસાસયંમિ, સંસારંમિ દુખ્ખપઉરાએ; કિં નામ હુજ્જ તં કમ્મયં, જેણાહં, દુગ્ગઇં ન ગછેજ્જા. ૧**

અર્થ—આ અધ્રૂવ અને અશાશ્વત સંસાર જે અનેક દુઃખોથી ભરેલો છે, તેમાં કેવા કર્ત્તવ્યથી-કયા ધર્મને અંગીકાર કરવાથી હું દુર્ગતિને વિષે ન જાઉં ?

દુર્ગતિએ ન જવા માટે હે આત્મન્! મનુષ્ય દેહરૂપ નાવને સંયમ ધર્મ માર્ગે ચલાવીશ તો સંસાર સમુદ્રનો શીઘ્ર પાર પામીશ. વાંચો ઉત્ત૦ અ૦ ૨૩ ગા૦ ૭૩મીમાં કહ્યું છે કે—

**ગાથા-શરીર માહુ નાવિત્તિ, જીવો વુચ્ચઇ નાવિઓ; સંસારો અન્નવો વુત્તો. જં તરંતિ મહેસિણો, ૭૩.**

અર્થ-(સંસારરૂપ સમુદ્ર ઓળંગવાને કેવી નાવામાં બેસવું) શરીર નાવારૂપ છે, જીવ નાવિક છે, અને સંસાર (ભવ-ભ્રમણ) સમુદ્રરૂપ છે; તે સંસાર સમુદ્રને મહર્ષિઓજ તરી શકે છે. ૭૩.

સંસારરૂપ સમુદ્રને તરવા માટે જ્ઞાન સહિત આચાર (ક્રિયા) પાળવો. એજ મોક્ષનો હેતુ છે. દશ૦ અ૦ ૯ ઉ૦ ૪થામાં કહ્યું છે કે—

**પાઠ-ચઉવિહા ખલુ આયારસમાહિ ભવઇ તંજહા નો ઇહલોગઠ્ઠયાએ આયારમહિઠ્ઠિજ્જા નો પરલોગઠ્ઠયાએ આયાર મહિઠ્ઠિજ્જા, નો કિત્તિવન્ન સદ્દ સિલોગઠ્ઠિયાએ આયાર મહિઠ્ઠિજ્જા, નન્નથ અરિહંતેહિં હેઉહિં આયાર મહિઠ્ઠિજ્જા.**

અર્થ-આચારસમાધિ જે તે નિશ્ચયે ચાર પ્રકારે થાય છે. તે જેમકે આ લોકના સુખને અર્થે આચાર પાળે નહીં, પરલોકનાં સુખની ઇચ્છાએ આચાર પાળે નહીં, કીર્તિ, વર્ણ, શબ્દ, શ્લાઘા પામવા અર્થે પણ આચાર પાળે નહીં, અરિહંત પ્રણિત સિદ્ધાંતમાં કહેલ હેતુ વિના આચાર પાળે નહીં. અર્થાત્ કોઇ પણ પ્રકારની

ઇચ્છા ન રાખતાં, પરંતુ મારા આત્માનો મોક્ષ કેમ થાય એ હેતુએ આચાર પાળવો. એટલે ફક્ત એકાંત નિર્જરાને અર્થે આત્મિક સુખ અનુભવવા માટેજ સંયમ લઇ શુદ્ધ આચાર પાળવો.

શુદ્ધાચાર પાળનાર આત્માઓએ તપ કેવા પ્રકારનો કરવો? તેને માટે દશ. અ. ૯ ઉ. ૪ માં કહ્યું છે કેઃ—

**પાઠ—ચઉવિહા ખલુ તવસમાહી ભવઇ તંજહા નો ઇહલોગઠ્ઠયાએ તવમહિઠ્ઠિજ્જા નોપરલોગઠ્ઠયાએ તવમહિઠ્ઠિજ્જા નો કિત્તિવન્ન સદ સિલોગઠ્ઠયાએ તવ મહિઠ્ઠિજ્જા નન્નથ નિજ્જરઠ્ઠયાએ તવ મહિઠ્ઠિજ્જા.**

અર્થ—તપ સમાધિ જે છે તે નિશ્ચયે ચાર પ્રકારની થાય છે તે જેમકે ધમીલની પેઠે આ લોકને અર્થે અર્થાત્ લબ્ધિ પ્રમુખની પ્રાપ્તિને અર્થે તપસ્યા પ્રત્યે ન કર, બ્રહ્મદત્તની પેઠે પરલોકને અર્થે અર્થાત્ પરભવ સુખાદિકની પ્રાપ્તિને અર્થે તપસ્યા પ્રત્યે ન કર, સર્વ દિશાઓને વિષે જે પ્રસિદ્ધિ તે કીર્તિ, એક દિશાને વિષે જે પ્રસિદ્ધિ તે વર્ણ, અર્ધ દિશાને વિષે જે પ્રસિદ્ધિ તે શબ્દ અને જે ઠેકાણે રહે તેજ ઠેકાણે પ્રસિદ્ધિ તે શ્લાઘા કહેવાય છે. એક નિર્જરારૂપ અર્થ વિના તપસ્યા પ્રત્યે ન કર, પરંતુ એકાંત નિર્જરાને અર્થેજ તપશ્ચર્યા કર.

હે આત્મન્! યાદ રાખજે કે જે નિર્જરાના અર્થ વિના તપશ્ચર્યા કરીશ તે તને અનર્થ રૂપે થશે. કારણ કે તેના અભિમાને કપટ અને નિંદાનો વધારો થશે.

તેને માટે સૂ. શ્રુ. ૧ અ. ૨ ઉ. ૧ લામાં કહ્યું છે કે—

ગાથ—જઇ વિતિ સિણે નિગે ચરે જઇ વિભુ જઇ માસ-
મતસો ઇહમાયાઇ મિજ્જઇ આગંતા ગબ્ભાણંતસો. ૧

અર્થ—કોઇ પણ સ્વમતિ તથા અન્યમતિ સંસાર છોડી પ્રવર્જ્યા ગ્રહણ કરીને નગ્ન રહે, માસ મારાના ઉપવાસ કરી ક્ષયાને

કૃષ એટલે દુર્બળ કરે, પણ આ લોકને વિષે જો માયા (કપટ) કરે તો આગમીયા કાળે અનંતા ગર્ભનાં દુઃખ પામશે; ઉપલક્ષણથી ક્રોધ, માન અને લોભ પણ સમજવા.

### દોહરા.

નગ્ન માસ ઉપવાસીયો, લૂખતુચ્છ લે અન્ન;
ગર્ભ અનંતા પામશે, જો છે માયા મન ૧.

આચારે આધકો કહ્યો, નિંદક નિન્હવ જાણ;
ભગવઇ અંગે ભાંખીયો, છે પહેલે ગુણઠાણ ૨.

આચારે અભિમાન વધ્યો, તપથી વધીયો ક્લેશ;
ગર્વ વધ્યો જો જ્ઞાનથી, તો વૃથા ભજવ્યો વેશ. ૩.

હે આત્મન! વૃથા વેશ ભજવી તપાદિકનો ચોર થઇશ નહીં, અને તપાદિકનો ચોર થઇશ તો કેવી ગતિ પ્રાપ્ત થશે તે માટે પ્રભુએ શું કહ્યું છે? તે તું વાંચ. દશ. અ. ૫ ઉ. ૨ ની ગા. ૪૬ મી.

**ગાથા-તવતેણે વયતેણે, રૂવતેણે ય જે નરે;**
**આચારભાવ તેણે ય, કુવ્વઇ દેવ કિવ્વિસં. ૪૬.**

**અર્થ**—હે આત્મન્! એ ચાર પ્રકારના ચોર માંહેલો પહેલો તપનો ચોર અર્થાત્ કોઇ પૂછે જે તમો તપસ્વી છો? ત્યારે કહેજે હા! હું તપસ્વી છું. એટલે તપ ન કરે ને કહેજે હું તપનો કરનારો છું; વળી પોતાના સ્વભાવેજ તપ વિના શરીર દુર્બલ થઇ ગયું હોય. તેને દેખીને કોઇ ગૃહસ્થ પૂછે જે તમે છ માસી પ્રમુખ તપ કરો છે? ત્યારે તે પોતાનો મહિમા વધારવાને અર્થે ગૃહસ્થને કહે જે સાધુ સદાય તપસ્વીજ હોય. અથવા મૌન કરી રહે ત્યારે ગૃહસ્થ જાણે જે એ મોટા પુરૂષ પોતાને મુખે પોતાનાં વખાણ કેમ કરે! પણ એ મોટા તપસ્વી દેખાય છે. તે માટે ઉત્તર દેતા નથી. આ રીતે તપનો ચોર જાણવો. તથા "વયતેણે" એટલે વ્રતનો

ચોર. વ્રત ગ્રહણ કર્યા છતાં વ્રતને શુદ્ધ રીતે પાળતો નથી, અને વ્રતધારી નામ ધરાવતો થકો વિચરે તેને વ્રતનો ચોર કહીએ તથા બીજે પ્રકારે વચનનો ચોર તે. શાસ્ત્રની વાર્તા ન જાણે પણ વચન કળાએ સભાને રીઝવે, તેને લોક પૂછે જે તમે આચારાંગાદિક અગિયાર અંગ અને બાર ઉપાંગ પ્રમુખ સર્વ સિદ્ધાંત ભણ્યા છો? ત્યારે કહે જે, સાધુ તો ભણેજ એમાં શું પુછવું? ત્યારે લોક જાણે જે એ મોટા પંડિત દેખાય છે. આ રીતે બોલનારને વચનનો ચોર કહ્યો છે.

તથા રૂપનો ચોર તે. રાજપુત્ર સમાન રૂપ જોઇ કોઇ ગૃહસ્થ પૂછે જે તમે રાજાના પુત્ર છો? ત્યારે મોન કરી રહે તે રૂપનો ચોર જાણવો. તથા બીજે પ્રકારે સાધુનો વેશ પહેર્યા છતાં સાધુના ગુણમાં રમતો નથી અને પંચમહાવ્રતધારી નામ ધરાવતો થકો વિચરે તેને રૂપનો ચોર કહીએ.

તથા કોઇ વૈરાગ્ય વિના બાહ્ય ક્રિયા કરતાં દેખીને પૂછે જે હે સ્વામીજી! જે મહા આચારવંત અમુક આચાર્યના શિષ્ય સાંભળ્યા છે તે તમેજ છો? ત્યારે કહે જે, હા! તે હું પોતેજ છું. તથા વળી જેમ કોઇ સૂત્રના સંદેહ કોઇ ગીતાર્થને પૂછે અને તે ગીતાર્થના મુખથી સાંભળીને પૂછી કહે જે હું પણ એમજ જાણું છું. પણ તમારી પરીક્ષા જેવા કારણ પૂછ્યું એમ કહે પરંતુ પાધરૂં ન બોલે. તેને ભાવચોર કહીએ. એ ચારે પ્રકારે મહિમા વધારવાનો અર્થી જીવ શુદ્ધ ચારિત્ર પાળવા છતાં કિલ્વિષીયા દેવતાપણાને પામે છે. ૪૬

કિલ્વિષી દેવમાં ઉત્પન્ન થવાના ભાવને છાંડીને, હે આત્મન્! ઉપયોગયુક્ત પ્રવર્તીશ તો, પાપકર્મ નહિં બંધાય. વાંચો દશ૦ અ. ૪ ગા૦ ૮ મી.

ગાથા--જયં ચરે જયં ચિટ્ઠે, જયં આસે જયં સયે;
જયં ભુંજંતો ભાસંતો, પાવકમ્મં ન બંધઇ. ૮

**અર્થ**—હે આત્મન્! (સાધુઓએ) જયણા (ઉપયોગ સહિત) એ કરી ચાલતાં, જયણા યુક્ત ઉભા રહેતાં, જયણા એ કરી બેસતાં જયણાયુક્ત શયન કરતાં. જયણાયુક્ત ભોજન કરતા, અને જયણા એટલે ઉપયોગ સહિત નિરવદ્યભાષા બોલતાં જ્ઞાનાવરણીયાદિ પાપ કર્મ પ્રત્યે નહિં બાંધે ૮

ઉપયોગ સહિત નિરવદ્ય ભાષાના બોલનારાએ, નિશ્ચયકારી એકાન્ત વચન ન બોલવું. તે વિષે વાંચો સૂ શ્રુ. ૨ અ ૫ મું સંપૂર્ણ વાંચી વિચારી ભાષા બોલીશ તો, હે આત્મન્! અનાચાર નહિજ લાગે.

સૂ૦ શ્રુ૦ ૨ અ૦ ૫ માની ગાથા બરોબર વાંચો.

**ગાથા—આદાય બંભચેરં ચ આસુપન્ને ઇમંવઇ;**
**અસ્સિ ધમ્મે અણાયારં નાયરેજ્જા કયાઇવિ ૧**

**અર્થ**—બ્રહ્મચર્ય ગ્રહણ કરીને, આસુપ્રાજ્ઞ એટલે વિવેકી પુરૂષ, એ જે આગલ કહેશે તેવી વાણી એટલે વચન એમ ન કહે કે, આ જગત્ શાશ્વત છે. ઇત્યાદિક ન કહે એ ધર્મને વિષે પ્રવર્તતો અનાચાર જે સાવદ્યાનુષ્ટાન રૂપ, તેને કયારે પણ આચરે નહિ. ૧

**ગાથા—અણાદિયં પરિન્નાય, અણવદગ્ગેતિ વા પુણો; સાસય મસાસએવા ઇતિ દિટ્ઠિં ન ધારએ. ૨**

**અર્થ**—હવે આચાર અને અનાચાર દેખાડવાની ઇચ્છાએ યથાવસ્થિત લોક સ્વરૂપ પ્રગટ પૂર્વક કહે છે—એ ચૌદ રજ્જ્વાત્મક લોક તે અનાદિ એટલે નથી જેની આદિ એટલે આદિરહિત છે. એવું જાણીને વળી જેનો અંત નથી, એવું જાણીને. એકાંત શાશ્વત, અથવા એકાંત અશાશ્વત, એવી દ્રષ્ટિ ધરે નહીં, એટલે પંડિતજન એવો પક્ષ આદરે નહિં. ૨

ગાથા–એએહિં દોહિં ઠાણેહિં, વવહારો ન વિજ્જઇ;
એએહિં દોહિં ઠાણેહિં અણાયારં તુ જાણએ. ૩

અર્થ–હુવે એનુ કારણ કહે છે:—સર્વ લોક નિત્ય છે અને અનિત્યજ છે. એ બે સ્થાનકે કરીને લોકનો વ્યવહાર ન પ્રવર્તે એટલે આ લોક તથા પરલોક સંબંધી કાર્ય જે પ્રવૃત્તિ નિવૃત્તિ લક્ષણ, એવો વ્યવહાર પ્રવર્તે નહિ, તથા એ બેહુ સ્થાનકે અનાચાર જાણવો. એ કારણે એકાંતપક્ષ આદરવો નહીં. ૩.

ગાથા–સમુચ્છિહિંતિ સત્થારો, સવ્વે પાણા અણેલિસા;
ગંઠિગા વા ભવિસ્સંતિ સાસયંતિ વનો વએ. ૪
એએહિં દોહિં ઠાણેહિં વવહારો ન વિજ્જઇ;
એએહિં દોહિં ઠાણેહિં અણાયારં તુ જાણએ. ૫.

અર્થ–વળી પણ અનાચાર નિષેધવાને ઇચ્છતો છતો કહે છે. સર્વ ઉચ્છેદ પામે છે એટલે ક્ષય થઇ જશે, અથવા સર્વ સિદ્ધિને વિષે જશે. તે કોણ જશે તો કે, તીર્થંકર સર્વજ્ઞ. તથા જે તેના શાસનમાં પ્રવર્તે છે તે સર્વ સિદ્ધિને યોગ્ય એવા સર્વ ભવ્ય જીવ સિદ્ધિને વિષે જશે. એમ કરતાં સર્વ ભવ્ય જીવનો વિચ્છેદ થશે. એવું વચન વિવેકી પુરૂષ ન બોલે, તથા સર્વ પ્રાણી એટલે સર્વ જીવ તે અણેલિસા એટલે સરખા નથી, તથા સરખા છે. તથા વિલક્ષણ છે એવું વચન પણ વિવેકી જન એકાંતે ન બોલે, તથા સર્વ પ્રાણી કર્મગ્રંથિ સહિત થશે, એટલે કર્મની ગાંઠ સહિતજ રહેશે, એવું પણ એકાંતે વચન ન બોલે. તથા સર્વજ્ઞ શાશ્વતાજ સર્વ કાળે હોશે, પણ કદાપિ કાળે વિચ્છેદ નહિંજ પામે, એવું વચન પણ એકાંતે બોલે નહી. ૪ એ બે સ્થાનક જે તીર્થંકર વિચ્છેદ પામશે, અથવા શાશ્વતજ રહેશે, અથવા સર્વ ભવ્ય જીવ સિદ્ધિને પામશે અથવા સર્વ ભવ્ય જીવ કર્મ સહિતજ રહેશે, એ બે સ્થાનક બે પ્રકારનાં થયાં એમ કહેવું તે વ્યવહાર નથી એવું જાણે.

એ બેઉ સ્થાનકે કરી અનાચાર જાણે એટલે દર્શનાચાર આશ્રી અનાચાર કહ્યો. ૫.

ગાથા—જે કેઇ ખુદ્દગા પાણા, અદુવા સંતિ મહાલયા;
સરિસં તેહિં તિવેરંતિ, અસરિસંતી ય નો વદે. ૬
એએહિં દોહિં ઠાણેહિં, વવહારો ન વિજ્જઇ;
એએહિં દોહિં ઠાણેહિં, અણાયારં તુ જાણએ. ૭

અર્થ—હવે ચારિત્રાચાર આશ્રી કહે છે. જે કોઇ આ જગત્માં લઘુપ્રાણી એટલે સૂક્ષ્મજીવ છે, એટલે પૃથ્વીકાયથી માંડીને પંચેંદ્રિયપર્યંત સૂક્ષ્મ જીવ છે, અથવા જે જીવ મહાકાય એટલે મ્હોટા જીવ તે હસ્ત્યાદિક જાણવા. એ બેઉનો વિનાશ કરવા થકી સરખુંજ વૈર હોય, એવું એકાંતે વચન ન બોલે, અથવા અસરીખું હોય, એટલે સરખુ વેર ન હોય એવું વચન પણ એકાંત ન બોલે કારણ કે, કર્મબંધને વિષે ન્હાના મ્હોટાનું કાઇ વિશેષ નથી, કિંતુ અધ્યવસાય વિશેષ કર્મબંધ છે, એવું જાણે અને બોલે ૬—એ બેહુ સ્થાનક બોલતા વ્યવહાર પ્રવર્તે નહિ, એવું જાણે તથા એવું એકાંતે બોલતાં અનાચાર છે એમ જાણે ૭

ગાથા—આહાકમ્માણિ ભુંજંતિ, અણ્ણમણ્ણે સકમ્મુણા;
ઉવલિત્તે તિ જાણિજ્જા, અણુવલિત્તેતિ વા પુણો. ૮
એએહિં દોહિં ઠાણેહિં, વવહારો ન વિજ્જઇ; એએહિં
દોહિં ઠાણેહિં, અણાયારં તુ જાણએ. ૯

અર્થ—હવે આહાર આશ્રી આચાર અનાચાર કહે છે.—જે સાધુ આશ્રી, છએ કાયનુ મર્દન કરી, વસ્તુ જે ભોજન, ઉપાશ્રયાદિક કીધા હોય, એટલાનેજ ઉપભોગ કરે તે. પરસ્પર માંહોમાંહે પોતાને કર્મે ઉપલિપ્ત જાણવા. એવું પણ વચન એકાંતે ન બોલે, અથવા પોતાનાં કર્મે કરી અનુપલિપ્ત એટલે ઉપલિપ્ત ન જાણવા,

એવું પણ વચન એકાંતે ન બોલે, કારણ કે જે આધાકર્મિક આહાર હોય તેને પણ શ્રુતના ઉપદેશને અર્થે શુદ્ધ એવો કરીને જમે તો તે કર્મે કરી લેપાય નહિ, અથવા સુજતો આહાર હોય, પરંતુ તે આહારને આહારગૃદ્ધપણે જમે તો તે કર્મે કરી બંધાય છે. એવું જાણીને અનેકાંત વચન બોલે, પણ એકાંત વચન ન બોલે. ૮

એ બેહુ સ્થાનકે કરી વ્યવહાર ન જાણે, અને એ બેહુ સ્થાનકે કરી અનાચાર જાણે ૯.

ગાથા—નત્થિ બંધે વ મોક્ખે વા, નેવં સન્નં નિવેસએ; અત્થિ-
બંધે વ મોકુખે વા, એવં સન્નં નિવેસએ. ૧૫
નત્થિ પુણ્ણે વ પાવે વા, નેવં સન્નં નિવેસએ, અત્થિ
પુણ્ણે વ પાવે વા, એવં સન્નં નિવેસએ. ૧૬

અર્થ—હવે ધર્માધર્મને અસ્તિભાવે, બંધ અને મોક્ષનો સદ્ભાવ દેખાડે છે પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશરૂપ, એવો જે ચાર પ્રકારનો બંધ તે પણ નથી, તથા મોક્ષ પણ નથી, એવી સંજ્ઞા પણ ન કરવી. પરંતુ બંધ પણ છે અને મોક્ષ પણ છે એવી સંજ્ઞા કરવી. ૧૫

હવે બંધના સદ્ભાવે અવશ્ય પુણ્ય અને પાપનો પણ સદ્ભાવ છે. તે કહે છે કે પુણ્ય જે શુભપ્રકૃતિ લક્ષણ તે પણ નથી તથા પાપ જે અશુભ પ્રકૃત્તિ લક્ષણ તેપણ નથી. એવી સંજ્ઞા કરવી નહિં; પરંતુ પુણ્ય પણ છે અને પાપ પણ છે. એવી સંજ્ઞા કરવી. ૧૬

ગાથા—નત્થિ આસવે સંવરે વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ આસવે સંવરે વા, એવં સન્નં નિવેસએ. ૧૭
નત્થિ વેયણા નિજ્જરા વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ વેયણા નિજ્જરા વા, એવં સન્નં નિવેસએ. ૧૮

**અર્થ**—હવે કારણ વિના કાર્યની ઉત્પત્તિ નથી, માટે પુણ્ય અને પાપ એ બેનું કારણ આશ્રવ અને સંવર દેખાડે છે. પ્રાણાતિપાતાદિરૂપ જે કર્મ ગ્રહણ કરવાનાં કારણ છે, તે આશ્રવ જાણવા. અને જેણે કરી આવતાં કર્મને રોકી રાખીએ તેને સંવર કહીએ, માટે એ આશ્રવ અને સંવર બન્ને નથી, એવી સંજ્ઞા કરવી નહીં, પરંતુ આશ્રવ પણ છે, અને સંવર પણ છે. એમ કહેવું. ૧૭

હવે આશ્રવ અને સંવરને સદ્‌ભાવે વેદના અને નિર્જરાનો સદ્‌ભાવ દેખાડે છે. વેદના એટલે કર્મનું અનુભવવું, અને નિર્જરા એટલે કર્મ પુદ્‌ગલનું સાડવું. એ બેહુ નથી. એવી સંજ્ઞા ન કરવી; પરંતુ વેદના પણ છે અને નિર્જરા પણ છે એવી સંજ્ઞા ગીતાર્થ સાધુ કરે. ૧૮

**ગાથા**—નત્થિ કિરિયા અકિરિયા વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ કિરિયા અકિરિયા વા, એવં સન્નં નિવેસએ. ૧૯
નત્થિ કોહે વ માણે વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ કોહે વ માણે વા, એવં સન્નં નિવેસએ. ૨૦

**અર્થ**—હવે વેદના, અને નિર્જરા એ બન્ને ક્રિયા અને અક્રિયાના આયત છે. માટે તેનો સદ્‌ભાવ દેખાડે છે. ક્રિયા એટલે કરવું, અને જે તે થકી વિપરીત તે અક્રિયા, એ બન્ને નથી એવી સંજ્ઞા ન કરવી, પરંતુ ક્રિયા પણ છે, અને અક્રિયા પણ છે એવી સંજ્ઞા કરવી ૨૦

હવે ક્રિયાના સદ્‌ભાવે ક્રોધાદિકનો સદ્‌ભાવ દેખાડે છે. જે પોતાને અને પરને અપ્રિયનું કારણ તે ક્રોધ જાણવો, તથા જે ગર્વ લક્ષણ તે માન જાણવું, એ બેહુ છે એવી સંજ્ઞા કરવી. ૨૦

**ગાથા**—નત્થિ માયા વ લોભે વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ માયા વ લોભે વા. એવં સન્નં નિવેસએ. ૨૧

નત્થિ પેજ્જે વ દોસે વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ પેજ્જે વ દોસે વા, એવં સન્નં નિવેસએ. ૨૨

અર્થ—હવે માયા અને લોભનો સદ્‌ભાવ દેખાડે છે. જે પર વંચન રૂપ તે માયા, અને જે સન્નિધિસંચયરૂપ તે લોભ, એ બેહુ નથી, એવી સંજ્ઞા ન કરવી, પરંતુ માયા પણ છે, અને લોભ પણ છે એવી સંજ્ઞા કરવી. ૨૧

હવે ક્રોધાદિક જે છે, તેનો સંક્ષેપ થકી સદ્‌ભાવ કહે છે. પ્રેમ એટલે પ્રીતિ લક્ષણ પુત્ર, કલત્ર, ધન, ધાન્યાદિક વિષે રાગતા તે રાગ તથા અપ્રીતિ લક્ષણ તે દ્વેષ, એ બેહુ નથી. એવી સંજ્ઞા ન કરવી પરંતુ રાગ પણ છે, અને દ્વેષ પણ છે, એવી સંજ્ઞા કરવી. ૨૨

ગાથા—નત્થિ ચાઉરંતે સંસારે, નેવં સન્નં નિવેસએ; અત્થિ
ચાઉરંતે સંસારે, એવં સન્નં નિવેસએ. ૨૩
નત્થિ દેવો વ દેવી વા, નેવં સન્નં નિવેસએ; અત્થિ
દેવો વ દેવી વા, એવં સન્નં નિવેસએ. ૨૪

અર્થ—હવે પૂર્વે કહ્યા જે ક્રોધાદિક ચાર કષાય તે કષાયને સદ્‌ભાવે, સંસારનો સદ્‌ભાવ દેખાડે છે. નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા, એ ચતુર્ગતિ લક્ષણ સંસાર નથી, એવી સંજ્ઞા ન કરે, પરંતુ ચતુર્ગતિ લક્ષણ સંસાર છે એવી સંજ્ઞા કરે. ૨૩

હવે વળી પણ એજ સંસારનો સદ્‌ભાવ દેખાડે છે. ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક એ ચાર જાતના દેવ, તથા એની સ્ત્રીઓ તે દેવીઓ એ બહુ નથી એવી સંજ્ઞા ન કરે. પરંતુ એ દેવ પણ છે અને દેવીઓ પણ છે એવી સંજ્ઞા કરે. એવી સંભાવનાએ મનુષ્ય, નારકી અને તિર્યંચનો પણ સદ્‌ભાવ જાણવો. ૨૪

ગાથા—નત્થિ સિદ્ધિ અસિદ્ધિ વા, નેવં સન્નં નિવેસએ; અત્થિ
સિદ્ધિ અસિદ્ધિ વા, એવં સન્નં નિવેસએ. ૨૫

નત્થિ સિદ્ધિ નિયંઠાણં, નેવં સન્નં નિવેસએ; અત્થિ
સિદ્ધિ નિયંઠાણં, એવં સન્નં નિવેસએ. ૨૬

અર્થ-હવે સંસારને સદ્ભાવે સિદ્ધિનો સદ્ભાવ દેખાડે છે. સમસ્ત કર્મનું ક્ષયનું સ્થાનક સિદ્ધિ જાણવી. અને તે થકી વિપરિત તે અસિદ્ધિ જાણવી, એ બહુ નથી, એવી સંજ્ઞા ન કરે, પરંતુ સિદ્ધિ પણ છે, અને અસિદ્ધિ પણ છે, એવી સંજ્ઞા પોતાના ચિત્તને વિષે સ્થાપન કરે. ૨૫. સિદ્ધિના સ્થાનકનો સદ્ભાવ કહે છે. સમસ્ત કર્મ ક્ષય લક્ષણ જે સિદ્ધિ તેનું પોતાનું સ્થાનક "ઇશીવપ્ભારા" એવે નામે છે તે નથી, એવી સંજ્ઞા ન કરે. પરંતુ સિદ્ધિ એવું નિજ પોતાનું સ્થાનક છે. એવી સંજ્ઞા ચિત્તને વિષે સ્થાપન કરે. ૨૬

ગાથા-નત્થિ સાહુ અસાહુ વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ સાહુ અસાહુ વા, એવં સન્નં સન્નિવેસએ ૨૭
નત્થિ કલ્લાણં પાવે વા, નેવં સન્નં નિવેસએ;
અત્થિ કલ્લાણં પાવે વા, એવં સન્નં સન્નિવેસએ. ૨૮

અર્થ—હવે સિદ્ધિના સાધનાર સાધુઓ છે. તેનો સદ્ભાવ કહે છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયિને સાધે તે સાધુ જાણવા, તે પણ નથી. તથા એ થકી વિપરીત તે અસાધુ જાણવા, તે પણ નથી. એવી સંજ્ઞા ન કરવી, પરંતુ સાધુ પણ છે અને અસાધુ પણ છે, એવી સંજ્ઞા કરવી. ૨૭

હવે સામાન્ય પ્રકારે કલ્યાણ અને પાપનો સદ્ભાવ દેખાડે છે. મનોવાંછિત અર્થની પ્રાપ્તિનું કરનારૂં એવું કલ્યાણ, તે પણ નથી તથા તે થકી વિપરીત જે પાપ, તે પણ નથી. એવી સંજ્ઞા ન કરે, કિંતુ કલ્યાણ પણ છે, અને પાપ પણ છે. એવી સંજ્ઞા કરે. ૨૮

ગાથા—કલ્લાણે પાવએ વા વિ. વવહારો ન વિજ્જઈ;
જં વેરં તં ન જાણંતિ, સમણા બાલ પંડિયા ૨૯

અસેસ અખયં વા વિ, સવ્વ દુક્ખે તિ વા પુણો;
વજ્ઝાપાણા ન બઝંતિ, ઇતિ વાયં ન નિસરે. ૩૦
દીસંતિ સમિયાચારા, ભિક્ખુણા સાહુજીવિણો;
એએ મિછોવ જીવંતિ, ઇતિ દિટ્ઠિ ન ધારએ. ૩૧

અર્થ—હવે અનેકાંત માર્ગ દેખાડીને, એકાંત માર્ગને દાખવે છે. એ પુરૂષ એકાંતે કલ્યાણવંત છે. અથવા એ પુરૂષ એકાંતે પાપવંતજ છે. એવો વ્યવહાર નથી, કારણ કે આ જગત્ માંહે એકાંત કાંઇજ નથી. તે માટે જે પુરૂષ પુણ્યવંત દેખાતો હોય, પરંતુ તે અંત્યાવસ્થામાં પરિણામ વિશેષ દુર્ગતિએ જાય, અથવા જે પાપી પુરૂષ દેખાતો હોય તે પરિણામ વિશેષે સદ્‌ગતિગામી થાય. એ કારણ માટે એકાંત ન બોલે, તથા જે વૈર તે કર્મનું કારણ છે એમ ન જાણે. તે કોણ ન જાણે ? તો કે શ્રમણ, બાળ એટલે મૂર્ખ અને પંડિત એટલે પંડિતપણાના અભિમાની હોય તે ન જાણે. તે શા થકી ન જાણે ? તો કે જે કારણ માટે તે બાળ મૂર્ખ, પરમાર્થ ભૂત, અહિંસા લક્ષણ જે ધર્મ તેનો તેને આશ્રય નથી. તે કારણે તે નિરતો વૈરનું કારણ જાણે નહિ. ઇત્યર્થ. ૨૯

હવે અન્ય વચન આશ્રી સંયમ કહે છે, આ જગત્ માંહે સમસ્ત વસ્તુ જે ઘટપટાદિક છે તે એકાંતે નિત્ય, શાશ્વત છે એવું વચન ન બોલે. તથા વળી સર્વ જગત્ દુઃખાત્મજ છે. એવું વચન પણ ન બોલે, જે કારણ માટે આ જગત્ માંહે એકેક જીવને તો મહા સુખ છે એમ બોલાય છે. માટે સર્વ જગત્ દુઃખીજ છે, એવું વચન પણ ન બોલે, તથા એ ચોર છે, એ પરદારાનો સેવનાર છે, માટે એ વધ કરવા યોગ્ય છે, એવું વચન ન બોલે અથવા એ અમુક પુરૂષ અવધ્ય એટલે વધ કરવા યોગ્ય નથી, એવું વચન પણ ન બોલે; કારણ કે એમ બોલતાં તેના કર્મની અનુમોદના લાગે. એ રીતે સિંહ, વ્યાઘ્ર, માર્જારાદિક હિંસક જીવ દેખીને ચારિત્રિયો મધ્યસ્થપણું અવલંબન કરે ઇત્યર્થ—૩૦.

હવે વળી બીજો, વચનનો પ્રકાર, મનઃશુદ્ધિ આશ્રિ દેખાડીએ છીએ. આ જગત્ માંહે કોઇ એક ચારિત્રિયા એવા દેખાય છે. કે સમયાચારા એટલે સિદ્ધાંતોક્ત આચારને વિષે પ્રવર્ત્તમાન, તથા ભિક્ખુણા એટલે દોષરહિત એવા આહારના ગવેષણહાર, તથા સાધુ જીવી એટલે પોતાના આચાર પાળવા સારૂ જીવે છે તથા ક્ષાંત, જીતેંદ્રિય, જીતક્રોધ, દ્રઢવ્રતવાન, જુસર પ્રમાણદ્રષ્ટિએ માર્ગના શોધનાર, પ્રાસુક ઉદકના પાન કરનાર, મૌની, છ જીવની કાયાના રક્ષણ કરનાર. કિંબહુના સરાગ છે, તોપણ વીતરાગની પેઠે રહે છે. એવા સાધુ દેખીને, એ મિથ્યાત્વોપજીવિ બાહ્યવૃત્તિએ કરી લોકને વંચે છે એવી દ્રષ્ટિ ધરે નહીં. એતાવતા એવો ભાવ મનમાંહે ચિંતવે નહિં, વચન થકી કહે નહીં, કિંબહુના સ્વાતીર્થિક પરતીર્થિકને એવું વચન કહે નહિ. ૩૧

ગાથા—દખિણાએ પડિલંભો, અત્થિ વા નત્થિ વા પુણો;
વિયાગરેજ્જા મેહાવી, સંતિ મગ્ગં ચ બુહએ. ૩૨
ઇચ્ચેએહિં ઠાણેહિં, જીણ દટ્ઠેહિં સંજએ;
ધારયંતે ઉ અપ્પાણં, આમોખાએ પરિવએજ્જાસિ
ત્તિબેમિ. ૩૩

વળી આચાર દેખાડે છે. દાન તેનો પ્રતિલંભ એટલે ગૃહસ્થે દાન દેવું, લેનારે દાન લેવું એવો વ્યાપાર પ્રવર્ત્તમાન દેખી. અસ્તિ અથવા નાસ્તિ એટલે ગુણ અથવા દૂષણ કાંઇપણ કહે નહિ. અસંયમની અનુમોદન અને દૂષણ કેતાં થકાં વૃત્તિ છેદ થાય. એ કારણ માટે જે પંડિત હોય, તે અસ્તિ, નાસ્તિ ન કહે. તે વારે સાધુ કેમ બોલે? તે કહે છે શાંતિ માર્ગ એટલે મોક્ષ માર્ગ જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપની વૃદ્ધિ થાય, એવું વચન બોલે એટલે જે વચન બોલવા થકી અસંયમ સાવદ્ય ન થાય તેવું વચન બોલે. ૩૨

હવે અધ્યયન પરિસમાપ્તિને અર્થે કહે છે, એમ એ પૂર્વોક્ત સ્થાનકે જિન એટલે વીતરાગ ભાષિત વચનેયુક્ત, એવા સંયત એટલે જે ચારિત્રિયા તે પોતાના આત્માને ધારે, ક્યાં લગી ધારે? તોકે જ્યાંસુધી મોક્ષ પ્રાપ્તિ થાય, ત્યાંસુધી ધારે. હવે એવો ઉપદેશ શિષ્યની પ્રત્યે ગુરૂ કહે કે, અહો શિષ્ય! તું આવા આચારે પ્રવર્ત્તજે ઈતિ નામ એ પ્રકારે બેમિ નામ કહું છું. ઇતિ સૂ૦ શ્રુ૦ ૨ અ૦ ૫ મું સંપૂર્ણ.

એકાંત વચન બોલવાથી અનાચાર માટે જ્ઞાન, દર્શન અને ચારિત્રની વૃદ્ધિ થાય. તેવાં વચન બોલનારા સાધુઓ કેવા હોય? વાંચો, સૂ. શ્રુ. ૧. અ. ગા. ૧૫મી.

**ગાથા–ગુત્તો વઇએ ય સમાહિપત્તો, લેસં સમાહટ્ટુ પરિવએજ્જા;**
**ગિહં ન છાએ ન વીછાયએજ્જા, સમિસ્સ ભાવ પવે પયાસુ ૧૫**

અર્થ–વચને કરી ગુપ્ત મૌનવૃત્તિ એટલે વિચારીને ધર્મ સંબંધનું ભાષણ કરનાર એવો સાધુભાવ સમાધિને વિષે પહોંચ્યો કહેવાય; તથા કૃષ્ણ, નીલ, અને કાપોત એ ત્રણ અશુભ લેશ્યાને પરિહરીને, તેજ, પદ્મ, અને શુક્લ એ ત્રણ શુભ લેશ્યાને ગ્રહણ કરીને સંયમાનુષ્ઠાન પાળે, તથા પોતે ઘરને છાહે નહિ, બીજાને હાથે છવરાવે નહિ ઉપલક્ષણથી છવરાવતાને અનુમોદે (ભલું જાણે) નહિ. તથા વળી બીજા ગૃહસ્થપણાના કર્ત્તવ્યને પરિહરે તથા પ્રજા લોકને વિષે વિષયમિશ્રિત ભાવનો ત્યાગ કરે. જે પચન પાચનાદિક ક્રિયા કરતાં ગૃહસ્થ સમાન થાય તે ન કરે. અથવા પ્રજા એટલે સ્ત્રી તેની સાથે મિશ્રભાવનો ત્યાગ કરે, એટલે સ્ત્રી થકી દૂર રહે ૧૫

આ, પુત્ર પરિવાર સ્વજનાદિકનો ત્યાગ કરી નીકળેલા મુનિવરો કેવા આહારને વિષે રક્ત રહે? વાંચો સૂ. શ્રુ. ૧ અ. ૧૩ માની ગા. ૧૧ મી.

ગાથા--સંવુડે સે મહાપન્ને, ધીરે દત્તેસણું ચરે;
એસણા સમિએ નિચ્ચં, વજ્જયંતે અણેસણં. ૧૩

અર્થ--આશ્રવનો રોધ કરી, સંવરને પામ્યો તે મહાપ્રજ્ઞા એટલે વિપુલ બુદ્ધિવંત તથા પરિસહને જીતવાને ધીર સુભટ સમાન એવો છતો દીધેલી એષણાને વરે; અર્થાત્ દાતારે દીધો એષણિક નિર્દોષ એવો જે આહાર તેને લે, એષણા એટલે આહારની ગવેષણા તેને વિષે સમિતિ સહિત નિત્ય સદાકાળ અનેષણીયને વર્જતો થકો સંયમ પાળે ૧૩.

એષણા સમિતિને વિષે રક્ત રહેનાર મુનિવરો સાધુ સમાગમને અર્થે મહિમંડળને વિષે વિચરે. વાંચો. ઉત્ત૦ અ૦ ૧૫ માની ગા૦ ૧લી. કાવ્ય

ગાથા-મોણં ચરિસ્સામિ સમેચ ધમ્મં, સહિએ ઉજ્જુકડે
નિયાણછિન્ને, સંથવજહેજ્જ અકામકામે, અણાયસે
પરિવ્વએ જે સ ભિક્ખુ ૧.

અર્થ--મનથી મૌન (મુનિધર્મ) ધારણ કરીને સાધુ ધર્મ પાળવાની ઈચ્છાવાળા બીજા સાધુઓના સંગમાં સરલ ભાવ અને ઈચ્છા રહિત થઇને વિચરે, સંસારી સ્વજનોનો પરિચય સેવે નહિ, અને કામાભિલાષરહિત થઇને અજ્ઞાતપણે અનિત્ય વિહાર કરે તે સાચો સાધુ કહેવાય. ૧

મહિમંડળને વિષે વિચરતાં મુનિવરોની દ્રષ્ટિએ સચેત અચેત અને મિશ્ર વસ્તુઓ આવે, પણ કોઇ વસ્તુઓ પર મૂર્છા ભાવ ધરે નહિ, અર્થાત રાગ દ્વેષ ન કરે. વાંચો ઉ. અ. ૧૫ માની ગા. ૨ જી.

ગાથા-રાઓ વરયં ચરેજ્જ લાઢે, વિરએ વેયવિ યાયરક્ખિએ;
પન્ન અભિભુય સવ્વદંસી, જે કમ્હિઇ વિ ન
મુચ્છિએ સ ભિક્ખુ. ૨

અર્થ—રાગ રહિત થઇને વિચરે, પાપથી દૂર રહે સર્વદર્શી (સર્વ પ્રાણીને આત્મવત્ જોનાર) થાય. દુર્ગતિથી પોતાના આત્માનું રક્ષણ કરે. બુદ્ધિમાન્ શકિતમાન્ ( પરિસહ જીતવાને ) અને સર્વ વસ્તુનો જાણ થાય. અને કોઇ પણ સચેત અચેત વસ્તુ ઉપર પ્રીતિ કરે નહિ. તે સાચો સાધુ કહેવાય. ૨

મૂર્છા ભાવને લઈ ગમતા અણગમતા પરિસહો ઉપજવા સંભવ છે. તે તે આવતા પરિસહો સંયમીઓએ આત્મવિચારથી સહન કરવા. વાંચો સૂ શ્રુ. ૧ અ. ૨ ઉ. ૩ ગા. ૧ લી.

ગાથા—સંવુડ કમ્મસ્સ ભિક્ખુણો જં દુક્ખં પુઠં અબોહિએ;
તં સંજમ ઉવચિજ્જઇ, મરણં હેચ્ચ વયંતિ પંડિયા. ૧

અર્થ—ચારિત્ર પાળતાં કદાચિત્ પરિસહ આવે તો સહન કરવા આશ્રી કહે છે. સંવર્યા છે મિથ્યાત્વાદિક કર્મ જેણે એવા સાધુને જે દુઃખ ભોગવતાં દોહિલાં અથવા તેનાં કારણ જે અષ્ટ પ્રકારનાં કર્મ અજ્ઞાનપણે બાંધ્યા છે; નિકાચિત કર્યાં છે તે સતર પ્રકારના સંયમે કરી ક્ષણે ક્ષણે ખુટે છે; જેમ તળાવનું પાણી સૂર્યના કિરણે કરી સર્વદા ક્ષણે ક્ષણે ખુટે છે, તેમ ચારિત્રિયાનાં કર્મ તે તપ અને સંયમે કરી ખુટે છે, તથા સંવૃત્ત આત્મા તે પંડિત મરણ એટલે જન્મ, જરા અને મરણ તથા શોકાદિક છોડીને મોક્ષ પહોંચે. અથવા જે પંડિત વિવેકી સર્વજ્ઞ છે તે કહે છે. ૧

કેવા કેવા પરિસહો ઉત્પન્ન થાય છે. તે વિષે વાંચો ઉ. અ. ૧૫ ગા. ૩ જી.

ગાથા-અક્કોસ વહં વિદિતુ ધીરે, મુણિ ચરે લાઢે નિચમાય
ગુત્તે; અવગ્ગમણે અસંપહિટ્ઠે, જે કસિણં અહિયા-
સએ સ ભિક્ખુ. ૩.

અર્થ—દુર્વચન, તાડનાદિ સર્વ સહન કરે, સ્થિર મનથી સંયમને વિષે દૃઢ રહી વિચરે, સંસારની ચિન્તામાં પડે નહિ.

(પણ આત્માને ગોપવે) ક્રોધને કર્મ બંધનના હેતુરૂપ માનીને ધૈર્યથી તે ત્યાગે (આકુળ વ્યાકુળ થયા વિના) સઘળું સહે તે સાચો સાધુ કહેવાય છે. ૩

ક્રોધને કર્મ બંધના હેતુરૂપ માનનારા મુનિવરો ધૈર્યથી પરિ સહો સહી જ્ઞાન સહિત ક્રિયાએ કરી આત્માને ઉજ્વળ કરે છે. નહિં કે; ક્રિયા વિનાના જ્ઞાનમદમાં મસ્ત બની આત્માનો મોક્ષ માને, અથવા આત્મજ્ઞાન વિનાની શુષ્ક ક્રિયા કરનારા શુષ્ક ક્રિયા કરી અભિમાનમાં અર્ધઘેલા બની બહુધા આત્માઓની નિંદા ઇર્ષા કરી ભ્રાતૃભાવ તોડી એકાંત ક્રિયાએ કરી મોક્ષ માને. તેને માટે વીર પ્રભુએ, ઉત્ત૦ અ૦ ૬ઠ્ઠાની ગાથા ૧લીમાં શું કહ્યું છે ? તે વાંચો.

**ગાથા–જાવન્તિ વિજ્જા પુરિસા, સવ્વે તે દુક્ખ સંભવા;**
**લુપ્પંતિ બહુસો મૂઢા, સંસારંમિ અણંતએ ૧.**

અર્થ–જે મનુષ્યો, તત્ત્વનાં અજાણ છે. (માત્ર શુષ્ક ક્રિયાના જે કરનાર છે) તે સઘળાં દુઃખના વિભાગી થાય છે. અનન્ત સંસારમાં તે મૂઢ પુરૂષો અનેક પ્રકારની પીડા પામે છે. ૧

તેવા પુરૂષો અનંત સંસારમાં પરિભ્રમણ કરી અનેક પ્રકારની પીડાને પામે છે. માટે શુદ્ધ આત્મિક જ્ઞાન, દર્શન સહિત શુદ્ધ ક્રિયા કરવાથીજ, હે આત્મન્! અજર અમરપણાને પામીશ. "જો સર્વ જીવોથી મૈત્રી ભાવ રાખીશ તો" વાંચો. ઉત્ત૦ અ૦ ૬ ગા૦ ૨૭.

**ગાથા–સમિક્ખ પંડિએ તમ્હા, પાસ જાઇ પહે બહુ;**
**અપ્પણા સચ્ચ મેસેજ્જા, મિત્તિ ભૂએસુ કપ્પએ ૨.**

અર્થ–પુત્રકલત્રાદિ મોહપાસ અને (એકેન્દ્રિયાદિ યોનિમાં ભ્રમણનું સ્વરૂપ સમજીને તત્ત્વજ્ઞ પુરૂષ પોતાના આત્માને સંયમને વિષે સ્થાપે છે, અને સર્વ જીવ તરફ મૈત્રી ભાવ રાખે છે. ૨

સિદ્ધિ સુખને ઇચ્છનારાઓ વિચારે જે "સ્નેહમૂલાનિ દુઃખાનિ" માતા, પિતા, પુત્ર કલત્રાદિકનો સ્નેહ તેજ મારૂં દુઃખનું મૂળ છે. અને વળી મારાં પૂર્વોપાર્જિત અશુભ કર્મોને લઈ રોગાદિ ઉત્પન્ન થયે કોઇ મારૂં ત્રાણ શરણ નથી. વાંચો. ઉત્ત૦ અ૦ ૬ ગા૦ ૩જી.

**ગાથા—માયા પિયા ન્હુસા ભાયા, ભજ્જા પુત્તા ય ઓરસા;**
**નાલં તે મમ તાણા ય, લુપ્પન્તસ્સ સકમ્મુણા. ૩**

**અર્થ**—(એમ વિચારે છે કે) માતા, પિતા, પુત્ર, વધુ, ભાર્યા અને પુત્રાદિ જ્યારે હું મારાં પોતાનાં કર્મને લીધે દુઃખ ભોગવીશ, ત્યારે તે થકી તેમાંનું કોઇ મારૂં રક્ષણ કરવાને સમર્થ થશે નહિ.

મારૂં રક્ષણ કરવાને સ્નેહીઓ કોઈ સમર્થ નથી. એમ જાણી તત્વાર્થને ગવેષનારા ગૃહસ્થાશ્રમના સુખને યાદ કરે નહિ. વાંચો ઉ. અ. ૬ ગા. ૪ થી.

**ગાથા—એયમટ્ઠં સપેહાએ, પાસે સમિય દંસણે;**
**છિંદ ગિદ્ધિં સિણેહં ચ, ન કંખે પુવ્વસંથવં. ૪**

**અર્થ**—આ સત્ય તત્વ રૂપી અર્થ બુદ્ધિવાન પુરૂષે સમ્યગ્ દ્રષ્ટિથી વિચારવો, સ્મરવો; મિથ્યાત્વ અને સ્નેહને છોડીને પૂર્વ પરિચયના (ગૃહસ્થાશ્રમનાં) સુખ યાદ ન કરવાં. ૪

ગૃહસ્થાશ્રમનાં સુખને યાદ ન કરવાં, કારણ કે એ સુખોને યાદ કરતાં, એ સુખો મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. અને એ સુખો મેળવતાં ઘણા જીવોની હાની થાય છે. અને સંયમી પુરૂષો તો સર્વ જીવોની હિંસા થકી નિવર્તેલા છે. વાંચો ઉ. અ. ૬ ઠ્ઠાની ગા. ૬ ઠ્ઠી.

**ગાથા—અજ્ઝત્થ સવ્વઓ સવ્વં, દિસ્સ પાણે પિયાયએ;**
**ન હણે પાણિણો પાણે, ભય વેરાઓ ઉવરએ. ૬**

**અર્થ**—સર્વ પ્રકારનાં સુખ દુઃખ સૌ સૌના આત્માનેજ લાગુ પડે છે, માટે પ્રાણી માત્રને પોત પોતાનો જીવ વહાલો છે, એમ જાણીને કોઇ જીવને હણવા નહિ; અને ભય તેમને ઉપજાવવાથી તથા તેમના ઉપર વૈર લેવાથી સાધુએ દૂર રહેવું. ૬

હિંસાદિક અઢાર પાપસ્થાનકથી દૂર રહેવું એવી તીર્થંકરની વાણીને ઉત્થાપી કેટલાક જૈનીઓ તથા જૈનેતર જ્ઞાનવાદીઓ એમ માને છે કે, કિંચિત્ માત્ર વસ્તુ તજવાની કે કિંચિત્ માત્ર ક્રિયા કરવાની કાંઇ પણ જરૂર નથી. ફક્ત જાણવાથીજ સર્વ દુઃખથી મૂકાય છે. વાંચો ઉ. અ. ૬ ગા. ૮ મી.

**ગાથા-ઈહ મેગે ઉ મન્નતિ, અપચ્ચક્ખાય પાવગં;**

**આયરિયં વિદિત્તાણં, સવ્વ દુઃક્ખાણ મુચ્ચઈ. ૮**

**અર્થ**—આલોક (સંસાર) માં કેટલાક જૈનીઓ તથા જૈનેતરો જ્ઞાનવાદીઓ એમ માને છે કે હિંસાદિ અઢાર પાપ કર્મ તજયા વિના પણ પોતાના મતના આચાર પાળવાથી (એટલે માત્ર જ્ઞાન જાણ્યું એટલે થયું, પણ દેહદમનરૂપ ક્રિયા કર્તવ્ય કરવાની જરૂર નથી) સર્વ દુઃખ થકી મુકત થવાય છે. ૮

બંધ મોક્ષને માનવાવાળા જ્ઞાનવાદીઓ માત્ર વચનના આડંબરથીજ પોતાના આત્માને આશ્વાસન આપે છે. વાંચો ઉ. અ. ૬ ગા. ૯ મી.

**ગાથા-ભણંતા અકરંતા ય, બંધ મોક્ખ પઇણ્ણિણો;**

**વાયા વીરિયમત્તેણ, સમાસાસંતિ અપ્પયં ૯**

**અર્થ**—આ જગત્માં કેટલાક એમ માને છે કે જ્ઞાનથીજ મુક્તિ છે, પરંતુ ક્રિયાની (વ્રત પ્રત્યાખ્યાનાદિકની) કાંઇ જરૂર નથી. એવા મનુષ્યો બંધ મોક્ષના સાધનનો સ્વીકાર કરવા છતાં તે પ્રમાણે ક્રિયા કરતા નથી, અને માત્ર વચનના આડંબરથી પોતાના આત્માને આશ્વાસન આપે છે. ૯

ખરી રીતે આત્માને આશ્વાસન આપનારા બાળ જીવો પાપમાં ઉંડા ને ઉંડા ઉતરતા જાય છે. વાંચો ઉ. અ. ૬ ગા. ૧૦ મી.

**ગાથા—ન ચિત્તા તાયએ ભાસા, કુઓ વિજ્જાણુસાસણું;**
**વિસન્ના પાવકમ્મેહિં, બાલા પંડિયમાણિણો. ૧૦**

**અર્થ**—(પણ જ્ઞાનનો અહંકાર રાખનાર એમ નથી જાણતા કે) ભાષા જ્ઞાન જીવને નરકે જતો બચાવી શકશે નહિ. વિદ્યા-પઠન માત્ર જીવનું પાપથી રક્ષણ શી રીતે કરી શકે? પાપ કર્મને વિષે મચ્યા રહેનાર મૂર્ખ માણસો પાપમાં ઉંડાને ઉંડા ડૂબતા જાય છે. તો પણ પોતાને જ્ઞાનવંત પંડિત માની બેસે છે. ૧૦

બાળ જીવો શરીરના વર્ણ રૂપને વિષે આસકત થયા થકા દુઃખ પામે છે. વાંચો ઉ. અ. ૬ ગા. ૧૧ મી.

**ગાથા—જે કેઇ સરીરે સત્તા, વણ્ણે રૂવે ય સવ્વસો;**
**મણસા કાય વક્કેણં સવ્વે તે દુક્ખ સંભવા. ૧૧**

**અર્થ**—જે પ્રાણી મન વચન અને કાયાએ કરીને શરીર, વર્ણ અને રૂપને વિષે આસકત રહે છે, તે દુઃખી થાય છે. દુઃખમય સંસારમાં રઝળવું પડશે; એમ જાણી સાધુઓએ પ્રમાદ રહિત વિચરવું. વાંચો ઉ. અ. ૬ ગા. ૧૨ મી.

**ગાથા—આવન્ના દીહમદ્ધાણં, સંસારમ્મિ અણંતએ;**
**તમ્હા સવ્વ દિસપસ્સ, અપ્પમત્તો પરિવ્વએ. ૧૨**

**અર્થ**—તેઓ આ અંત રહિત સંસારમાં લાંબે માર્ગે ભવભ્રમણ કરે છે. માટે સાધુઓએ ગતાગતનું સ્વરૂપ ઓળખીને સંસારમાં પાપ કર્મથી દૂર રહીને વિચરવું. ૧૨

અપ્રમાદી સાધુઓ પૂર્વકર્મ ક્ષય કરવાને અર્થે દેહને ધરી રહ્યા છે. વાંચો ઉત્ત૦ અ૦ ૬ ગા૦ ૧૩મી.

**ગાથા—બહિયા ઉ ઢ્ઢમાદાય, નાવ કંખે કયાઇવિ; પુવ્વકમ્મ ખયટ્ઠાએ, ઇમં દેહં સમુદ્ધરે ૧૩.**

**અર્થ**-સંસારથી અતિ ઉત્તમ જે મોક્ષ (મુક્તિ) તે મેળવવા મનોરથ કરીને ઋદ્ધિ વિષયાદિકની કદી વાંચ્છના કરવી નહિ. પણ પૂર્વ કર્મના ક્ષયને અર્થે કાયા નિભાવવી ૧૩.

પૂર્વ કર્મ ક્ષય કરવાને ઉઠેલા દેહધારી સાધુઓ આહાર પાણીની માત્રા જાણે. વાંચો. ઉત્ત૦ અ૦ ૬ ગા૦ ૧૪મી.

**ગાથા**-વિગિંચ કમ્મુણો હેઉ, કાલકંખી પરિવ્વએ; માયં
પિંડસ્સ પાણસ્સ, કડં લધ્ધુણ ભક્ખએ. ૧૪.

**અર્થ**-કર્મબંધનનાં કારણ દૂર કરવા, અને અવસરે (યોગ્યકાળે) શુદ્ધ ક્રિયાનુષ્ટાન કરતાં વિચરવું. આહાર પાણીની માત્રાને જાણીને, ગૃહસ્થે પોતાને માટે બનાવ્યો હોય તેવો નિર્દોષ આહાર લેવો. ૧૪.

આહાર પાણીની માત્રા જાણનારા લજ્જાવાન્ સાધુઓ, પ્રમાદી એવા ગૃહસ્થના સમૂહમાં, અપ્રમાદી રહી નિર્દોષ આહાર પાણીને ગવેષે. વાંચો ઉત્ત૦ અ૦ ૬ ગા૦ ૧૬મી

**ગાથા**-એસણા સમિએ લજ્જુ, ગામે અણિયઓ ચરે; અપ્પમત્તો પમત્તેહિં. પિંડવાય ગવેસએ. ૧૬.

**અર્થ**-લજ્જાવાન્ સાધુ નિર્દોષ આહાર વ્હોરતો સંયમ માર્ગે વિચરે છે અને ગામ યા નગરમાં નિત્ય (સ્થિર) વાસ કરતો નથી ; અને પ્રમાદી ગૃહસ્થના સમૂહમા અપ્રમાદી રહીને સુજતો આહાર ગ્રહણ કરે છે. ૧૬.

સંયમી સાધુઓ યોગ કાળે આહાર પાણી ગ્રહણ કરવાને અર્થે અગવા ઠંડીલ પ્રમુખ કામે જતા થકા યા તો ઉપાશ્રયમાં રહ્યાં થકાં કોઇ ગૃહસ્થે અથવા કોઇ દાતારે અથવા કોઇ કહેવાતા સંત સાધુ પુરૂષોએ વચન કુવચન કહ્યાં; અપમાન કર્યું, ઇર્ષા બુદ્ધિથી અવહેલના કરી, અથવા મનોજ્ઞ અમનોજ્ઞ આહાર પાણી વ્હોરાવ્યાં, તોપણ સાચો સાધુ કોઇનો દોષ પણ દેખે નહિ, અને

ખળ પુરૂષ અને સર્પ એ બંનેની સરખામણી કરે છે સર્પ કરડે તે મંત્રના પ્રયોગથી ઉતરે, પરંતુ ખળ પુરૂષ જો હૃદયમાં દ્વેષ બુદ્ધિ રાખે તો મંત્રથી પણ મટે નહિ. માટે ખળ કરતાં સર્પ સારો. વળી ખળ પુરૂષ રૂપી ભુજંગનો વધક્રમ ( કરડવાનો પ્રકાર) વિચિત્ર હોય છે. તે બીજાજ કોઈના કાનમાં ડસે છે (ઉંધું ચતું સમજાવી બીજાના કાન ભંભેરે છે) અને એ બીજાજ મનુષ્યદ્વારા પોતાના શત્રુનાં પ્રાણ હરી લે છે. શત્રુ તો જાણતો પણ નથી કે એ કાળો નાગ કયાં, કેવી રીતે અને કયારે કરડયો.

સર્પને દાઢમાં ઝેર હોય છે, મધમાખને માથામાં ઝેર હોય છે, વીંછીને આંકડામાં ઝેર હોય છે અને દુર્જન માણુસને તો રૂંવાડે રૂંવાડે ઝેર હોય છે. માટે તેનાથી દૂર રહેવું.

માખ અશુચિ કે ચાંદું ખોળતી ફરે, રાજા ધન અને રાજ્ય ખોળતો ફરે, નીચ માણસ કલેશ કજીઓ ખોળતો ફરે, અને જ્ઞાની મહાત્મા પુરૂષો શાંતિનેજ ખોળતા ફરે છે.

જ્ઞાની મહાત્માઓ! દુર્જનોનાં વાકયોને કેવી રીતે પરિણમાવે છે. તે તું સાંભળ.

જેમ સમુદ્રનું ખારૂં જળ પીને આકાશમાં ઉંચી ગયેલી વાદળીઓ વરસાદરૂપે જગત્‌ને મીઠું પાણી આપે છે. ( આ વાકય દુનિયા પ્રચલિત બોલાય છે ) તેમ સંત પુરૂષો જગત્‌મા ફરે છે. તે દુર્જન માણુસોનાં દુર્વચનો કાન દ્વારાએ પીને પછી પોતાના મુખારવિંદમાંથી નીકળતી અમૃતરૂપ વાણી પ્રગટ કરે છે, માટે સજ્જન પુરૂષોના બલિહારી છે.

વળી કહ્યું છે કે--દુષ્ટ માણુસોનું દુર્વચનરૂપી પ્રપંચી જાગતું ઝેર મહાત્મા પુરૂષને કાંઇપણ અસર કરી શકતુ નથી. જેમકે મોટા સરોવરમાં ઘણા સર્પો પોતાનું ઝેરી ગરલ (ઝેર) નાખે છે. પણ સરોવરને ઝેર ચડતું નથી.

ખેર! તે પુરૂષો ગમે તેવા હોય. પણ હે આત્મન્! તું તો ગુણાનુરાગી બની ગમે ત્યાંથી ગુણને ગ્રહણ કરજે. સદ્‌ગુણ પ્રશંસા એ સદ્‌ગુણ પ્રાપ્તિ માટેનો સુગમ ઉપાય છે, માટે સજ્જનોએ હર હમેશ હંસવત્ ગુણ ગ્રાહકતાજ ગ્રહણ કરવી. ગુણોજ ગ્રહણ કરવા અર્થે શ્રી સોમસુંદરસૂરિએ ગુણાનુરાગ કુલક રચેલ છે, તે વાકયો ઉત્તમ હોવાથી નીચે આપ્યાં છે.

જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ નિવાસ કરી રહે છે, તેને તીર્થંકરપદ પર્યંત ઋદ્ધિઓ દુર્લભ નથી, પણ સુલભ છે.

જેમના હૃદયમાં સદાય સદ્‌ગુણ પ્રત્યે સ્વાભાવિક પ્રેમ જાગેલો છે, તેઓ ધન્ય કૃતપુણ્ય જાણવા; તેમને સદાય અમારા પ્રણામ હો.

ઘણું ભણવાથી, તપ તપવાથી કે દાન દેવાથી શું પ્રયોજન. છે? ફકત સઘળા સુખના સ્થાનકરૂપ એક ગુણાનુરાગનેજ તું આદર.

કદાચ તું ઘણો તપ કરીશ, ઘણાં શાસ્ત્ર ભણીશ; અને વિવિધ કષ્ટ સહીશ, પરંતુ જો ગુણાનુરાગ ધારીશ નહિ બીજાના સદ્‌ગુણ જોઇ રાજી થઇશ નહિ તો તારી સઘળી કરણી નિરર્થક સમજજે.

બીજાના ગુણનો ઉત્કર્ષ સાંભળીને જો તું અદેખાઇ કરીશ તો જરૂર તું સંસારમાં સર્વ સ્થળે પરાભવ પામીશ.

ઇર્ષાના જોરથી અંજાઇ જઇ જો તું ગુણવંત જનોના થોડા પણ અવર્ણવાદ કોઇ રીતે બોલીશ તો સંસાર મહા અટવીમાં તારે ભટકવું પડશે. (અને ત્યાં બહુપેરે દુઃખનો કડવો અનુભવ કરવો પડશે. માટે પ્રથમથીજ પારકા અવર્ણવાદ બોલવાથી પાછો ઓસર)

આ વર્તમાન ભવમાં જીવ જે ગુણનો કે દોષનો અભ્યાસ કરે છે, તે ગુણ દોષને અભ્યાસ વડે પરભવમાં ફરી મેળવે છે.

જે પોતે સંકટાગમે ગુણથી ભર્યો છતો અહંકાર વડે

પારકા દોષ જંપે (બોલે) છે, તે પંડિત પુરૂષની નજરમાં પરાળના ઢગલા-જેવો અસાર (હલકો) જણાય છે.

જે દુષ્ટ આશયથી પરાયા છતા અને અછતા દોષને ગ્રહણ કરે છે, તે પોતાના આત્માને નિરર્થક પાપ બંધનથી બાંધે છે. તેથી ભવાંતરમાં પોતેજ વારંવાર દુ:ખી થાય છે.

તેટલા માટે જેથી કષાય અગ્નિ પેદા થાય તે કાર્ય જરૂર તજી દેવું. અને જેથી કષાય અગ્નિ શાન્ત થાય તેજ કાર્ય આદરવું; પરનિંદા, ઇર્ષા અને અદેખાઇ પ્રમુખ અકાર્ય અવશ્ય તજવાનાં છે.

જો તું ત્રિભુવનમાં ગુરૂપણું મેળવવા ખરેખર ઇચ્છતો હોય તો પારકા દોષ ગ્રહણ કરવાની અથવા પરનિંદા કરવાની પડેલી કુટેવ સંપૂર્ણ પ્રયત્નવડે તું તજી દે. એજ મોટાઇનો માર્ગ છે.

જગતમાં સહુ કોઇને પ્રશંસવા યોગ્ય આ ચાર પ્રકારના પુરૂષો કહ્યા છે. ૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ, ૩ ઉત્તમ, અને ૪ ચોથો મધ્યમ પુરૂષ.

આ જગતમાં ભારેકર્મી અને ધર્મવાસના રહિત જે અધમ અને અધમાધમ પુરૂષો હોય તેમની પણ નિંદા તો નજ કરવી, પરંતુ (બની શકે તો તેમને સુધારવા માટે) મનમાં કરૂણા લાવવી યુક્ત છે. નિંદા સર્વથા વર્જ્ય છે. કેમકે તેથી તેને કે પોતાને કશો ફાયદો થતો નથી. પરંતુ કરૂણાબુદ્ધિથી તો સ્વ-પરને ફાયદો થવો સંભવે છે. માટે શાસ્ત્રકાર તેનુંજ સેવન કરવા કહે છે. જેને પ્રત્યેક અવયવમાં આકરૂં યૌવન પ્રગટયું હોય, જેમનું શરીર ઘણુંજ સુગંધી હોય અને જેમનું રૂપ સર્વોત્તમ હોય એવી સ્ત્રીઓના મધ્યમાં રહ્યો છતો જન્મથી આરંભી, અખંડ બ્રહ્મચર્યને ધારણ કરનાર જે મન, વચન અને કાયા વડે નિર્મળ શીલ પાળે છે, તે પુરૂષ સર્વોત્તમ જાણવો અને તે સર્વ કોઇને શિરસાવંદ્ય-પ્રણામ કરવા યોગ્ય છે.

વળી જે એવાજ પ્રકારની સ્ત્રીઓના મધ્યમાં રહ્યો છતો કોઈ રીતે ક્ષણભર રાગથી રંગાયો હોય, પરંતુ તુરતજ બીજે ક્ષણે તે લાગેલા પાપની સર્વ પ્રકારે નિંદા ગર્હા કરે અને ફરી આ આખા ભવમાં કોઇ વખત જેના મનમાં રાગ પ્રગટે નહિ તે સત્વવંત પુરૂષ ઉત્તમોત્તમ છે એમ જાણવું.

જે ક્ષણભર સ્ત્રીનું ( સુંદર ) રૂપ જુએ અથવા મનથી તેનું ચિંતન કરે, પરંતુ સ્ત્રીઓએ વિષય ભોગ સંબંધી પ્રાર્થના કર્યા છતાં તેવું અકાર્ય ( સ્ત્રી સેવન ) કરે નહિ. તેજ નિર્મોહી ઉત્તમ પુરૂષ જાણવો.

જેનો આત્મા ભવભીરૂ હોય તેજ સ્વવ્રતરક્ષા કરે તે ઉત્તમ છે. ખરી કસોટીમા પણ જે વ્રત ભંગ થવા ન દે તેની બલિહારી છે.

જે પુરૂષ ધર્મ, અર્થ અને કામ રૂપ પુરૂષાર્થને અન્યોઅન્ય બાધા રહિત સેવે, એટલે ધર્મને હાનિ ન પહોંચે તેમ અર્થ ઉપાર્જન કરે. અને અર્થ ઉપાર્જન કરવામાં ખલેલ ન પહોંચે તેમ વિષયસેવન કરે તે મધ્યમ પુરૂષ જાણવો.

આ ઉપર જણાવેલા ( યોગ્ય ) પુરૂષોના ગુણગ્રહણ બહુ માનપૂર્વક જો તું કરશે તો શીઘ્ર શિવસુખ પામીશ. એમ ચોક્કસ સમજજે; કેમકે પોતે સદ્દગુણી થવાનો એ સરલ માર્ગ છે.

આજ કાલ સંયમમાર્ગમાં શિથિલતા ધારણ કરનારા અને સંયમ ક્રિયાની ઉપેક્ષા કરનારા પાસત્થાદિક સાધુયતિજનોની સભા સમક્ષ નિંદા કરવી નહીં, તેમજ પ્રશંસા પણ કરવી નહિજ. નિંદાથી તેઓ સુધરી શકશે નહિ, તેમજ પ્રસંશા કરવાથી તેમના પાપને પુષ્ટી આપવા જેવું થશે.

હીનાચારી સાધુ-યતિ ઉપર કરૂણા આણીને જો તેને રૂચે તો હિત બુદ્ધિથી સત્ય માર્ગ કહેવો, તેમ છતાં જો તે રોષ કરે તો તેના દોષ-દુર્ગુણ ( સભા સમક્ષ ) પ્રકાશવા નહિજ.

અત્યારે દુષમ કાળમાં જેનો થોડો પણ ધર્મ ગુણ દ્રષ્ટિમાં આવે તેનું બહુમાન ધર્મ બુદ્ધિથી સદાય કરવું યુકત છે. એથી સ્વ-પરને અનેક લાભ થવા સંભવ છે.

પરગચ્છમાં કે સ્વગચ્છમાં જે સંવિજ્ઞ, તીવ્ર વૈરાગ્યવંત, ભવ-ભીરૂ, બહુશ્રુત, ગીતાર્થ) મુનિજનો હોય તેમનો ગુણાનુરાગ કરવા મત્સર ભાવથી તું ચુકીશ નહિ. સમભાવી મહાપુરૂષોનો સમાગમ સદાય દુર્લભ છે. તે ગમે ત્યાં હોય તોપણ તેમનું તો કલ્યાણ સુખેથી થઇ શકે છે. તેમના દુર્લભ સમાગમનો લાભ મળે તો તેની કદાપિ ઉપેક્ષા કરવી નહિ. કેમકે તેવા સમભાવી મહાત્માઓથી આપણને ઉત્તમ ફળ મળી શકે છે.

ગુણ રત્નોથી અલંકૃત પુરૂષોને બહુ માન જે જે શુદ્ધ નિષ્કપટ મનથી કરે છે તે અન્ય જન્મમાં તેવા ગુણોને જરૂર સુખે મેળવી શકે છે. સદ્ગુણોનું અનુમોદન કરવું યા તેમનું બહુમાન કરવું એ આપણે સદ્ગુણી થવાનું અમોઘ બીજ છે.

મન, વચન અને કાયામાં પુણ્યરૂપ અમૃતથી ભરેલા જેઓ ઉપકાર શ્રેણીઓ વડે ત્રિભુવનને પ્રસન્ન કરે છે, અને પરના પરમાણુ જેટલા સ્વલ્પ ગુણને પણ પર્વત જેવડા લેખી પોતાના હૃદયમાં પ્રમુદિત થાય છે (પરના દૂષણ કદાપિ સ્વમુખે ઉચ્ચારતા નથી તેમજ પોતાના ગુણોની પ્રશંસા પણ કરતા નથી) એવા કોઇ વીરલ સમદર્શી જગત્‌માં વર્તે છે.

આવી રીતે ગુણાનુરાગ (સદ્ગુણી પ્રત્યે અકૃત્રિમ પ્રેમવાત્સલ્ય) પોતાની હૃદયભૂમિમાં જે ધારણ કરે છે, તે મહાનુભાવ સર્વ કોઇને નમન કરવા યોગ્ય પરમ શાન્ત પદને પામે છે. એમ ગુણાનુરાગી પુરૂષ કહે છે.

ગુણાનુરાગી જીવો જે છે તે હરકોઇ આત્માના ગુણોને દેખી તેના ગુણોનેજ ગ્રહણ કરે છે. વાંચો મૃગાપુત્રનું દ્રષ્ટાંત ઉત્ત૦ અ૦ ૧૯ માનો વિષે:—

**દૃષ્ટાંત**--રમણિક એવી સુગ્રીવ નગરીના ન્યાયાસનને દિપાવનાર બળભદ્ર રાજાના કુળમાં ઉત્પન્ન થએલા, અને "મૃગાપુત્ર" નામે કુમાર હતા. તે કુમાર એકદા પ્રસ્તાવે મણિરત્ને કરી બાંધ્યા છે, ભૂમિનાં તલાં જેના એવા પ્રાસાદને વિષે સ્ત્રીના સમૂહ સાથે ક્રીડા કરતા થકા અને ગવાક્ષમાં બેસી નગરીનું અવલોકન કરે છે, એવામાં, તપ, નિયમ સંયમના ધરગુહાર શીલગુણમાં અધિક એવા સંયતિને દીઠા.

મુનિરાજને દેખી એકાગ્રતાથી વિચાર કરવા લાગ્યા કે આવું સ્વરૂપ મેં ક્યાં જોયું છે? એકાગ્રતાની એકતાર શ્રેણી થવાથી, અને તદાવરણીય મોહનો ક્ષય થવાથી જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. તે જ્ઞાનવડે પૂર્વભવે પોતેજ પાળેલું ચારિત્ર જાણ્યું.

તેજ સમયથી સંયમને વિષે રક્ત અને વિષયને વિષે અરક્ત થયા થકા, સંયમ ધારણ કરવાની અનુજ્ઞા લેવાને માતપિતા પાસે આવતા અનેક ઉત્તર પ્રત્યુત્તર કરવા પડયા. છેવટે માતાપિતા પ્રત્યે મૃગાપુત્ર મૃગના ગુણો ગ્રહણ કરી કહે છે, અને વૈરાગ્યવાન પુરૂષો પોતાના આત્માને સમજાવવા કહે છે. વાચો ઉ૦ અ૦ ૧૯ માની ગા૦ ૭૮ મી.

**ગાથા--એવં ધમ્મં ચરિસ્સામિ, જહાઓ ચરઇ મિગો;**
**એવં ધમ્મં ચરિસ્સામિ. સંજમેણ તવેણ ય. ૭૮**

**અર્થ**--હે માતાપિતા! (હે આત્મન્!) અંતરદ્રષ્ટિથી વિચારો કે--અરણ્યમાં વસતાં પ્રાણી કેવી રીતે વિચરતાં હશે? જેમ મૃગ એકલો અરણ્યમાં ભટકે છે, તેમ હું સંયમ અને તપથી ધર્મના માર્ગમાં વિચરીશ. ૭૮

મૃગાપુત્ર કહે છે—હે માતપિતા! મૃગની પેરે હું પણ એ દ્રવ્યભાવે તપ સંયમરૂપ ધર્મને વિષે વિચરીશ.

માતાપિતા કહે છે—હે વત્સ! સંયમ ધર્મને વિષે વિચરતાં

રોગાદિક ઉત્પન્ન થયે થકે, વૈદું કોણ કરશે? ઔષધ કોણ આપશે? સુખશાતા કોણ પૂછશે? અને ભાત પાણી આપી કોણ ખવરાવશે?

તેના જવાબમાં મૃગાપુત્ર કહે છે. વાંચો-ઉ૦ અ૦ ૧૯ માની ગાથા ૭૯ થી તે ૮૪ સુધી.

ગાથા--જયા મિયસ્સ આયંકો, મહારન્નંમિ યાજઈ;
અછંતં રૂક્ખમુલંમિ, કોણુતાહે તિગિચ્છઇ ૭૯

અર્થ--જ્યારે મહા અરણ્યને વિષે મૃગને રોગ ઉપજે છે અને તે વૃક્ષના થડ પાસે પડી રહે છે, તે વખતે તેની ચિકિત્સા કોણુ કરે છે. ? ૭૯

ગાથા--કો વા સે ઉસહં દેઇ, કો વા સે પુચ્છઇ સુહં;
કો વા સે ભત્તં ચ પાણં વા, આહારિતુ પણામએ. ૮૦

અર્થ--તે મૃગને ઔષધ કોણુ આપે છે? તેને શાતા કોણુ પૂછે છે? તેને તૃણુપાણી કોણુ આણી આપે છે? અને તેને કોણુ ખવડાવે છે? ૮૦

ગાથા-જયા ય સે સુહી હોઇ, તયા ગચ્છઇ ગોયરં; ભત્ત
પાણસ્સ અઠ્ઠાએ, બલ્લરાણી સરાણી ય. ૮૧.

અર્થ—જે વારે તે મૃગ વ્યાધિ મુક્ત થાય છે, ત્યારે તે વનમાં ફરીને લીલુ ઘાસ ચરે છે, અને સરોવર તીરે જઇને પાણી પીએ છે. ૮૧

ગાથા-ખાઇત્તા પાણીયં પાઉ, બલ્લરેહિં સરેહિંવા; મિગ
ચારિયં, ચરિત્તાણં ગચ્છઇ મિગચારિયં ૮૨

અર્થ—વનમાં ચરી અને સરોવર તીરે પાણી પીઈને મરજી મુજબ ફરતું ફરે છે, અને અન્ય પશુઓની માફક વિશ્રામ લે છે ૮૨.

ગાથા—એવં સમુઠ્ઠિઓ એ ભિખ્ખુ, એવમેવ અણેગગો
મિગચારિયં ચરિત્તાણં, ઉઢ્ઢં પક્કમઇ દિસં ૮૩

**અર્થ**--મૃગની પેઠે સાધુ પુરૂષ પણ (સુખદુઃખ) સહેતો કોઇ સ્થળે સ્થિરવાસ કરતો નથી. અને મૃગની પેઠે પોતાની ઇચ્છાનુસાર વિચરે છે. અને આખરે તે ઉર્ધ્વ દિશા (મુક્તિ માર્ગ) તરફ પ્રયાણ કરે છે.

ગાથા--**જહા મિએ એગ અણેગચારિ, અણેગ વાસે ધ્રુવ ગોચરે ય; એવં મુણી ગોયરિય પવિટ્ઠો, નો હિલએ નો વિ ય ખિસએજ્જા ૮૪.**

અર્થ--જેમ મૃગલાંઓ પોતાની મેળે ઘણે ઠેકાણે ફરતાં ફરે છે, અને અનેક સ્થાને વાસ કરે છે. અને નિત્ય પોતાનો ખોરાક મેળવે છે. તેમ સાધુઓ નિર્દોષ આહાર ગ્રહણ કરી આત્માથી સંતુષ્ટ રહેનારા અને કોઇનું ભલું બુરૂં ન કરનારા કે ન કરાવનારા એવાને શો ભય છે? ૮૪ એક વિદ્વાને કહ્યું છે કે-

**યોગી (સંયમી) ને ભય શો?**

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

ધૈર્યં યસ્ય પિતા ક્ષમા ચ જનની, શાંતિશ્ચિરં ગેહિની;
સત્યં સૂનુરયં દયા ચ ભગિની, ભ્રાતા મનઃસંયમઃ;
શય્યા ભૂમિતલં દિશોપિ વસનં, જ્ઞાનામૃતં ભોજનં;
એતે યસ્ય કુટુંબીનો વદ સખે! કસ્માદ્ ભયં યોગિનઃ? ૧

ભાવાર્થ—હે જીજ્ઞાસુ આત્મા! ધીરજરૂપી મારો પિતા છે, ક્ષમારૂપી મારે માતા છે, શાન્તિરૂપી સ્ત્રી છે, સત્યરૂપી દીકરો છે, દયારૂપી ભગિની છે, અને મનઃસંયમરૂપી ભ્રાતા છે, મારે સુવા માટે પૃથ્વીના તળરૂપી પથારી છે, દશ દિશાઓરૂપી મારે વસ્ત્ર છે, જ્ઞાનરૂપી અમૃત ભોજન છે, આવું જોગી લોકોનું કુટુંબ પોતાની પાસે છે તેને બીજા કુટુંબનું શું પ્રયોજન? આવા યોગી (સંયમી) ઓને કોનો ભય છે? અર્થાત્ તેઓને ભય છેજ નહિ.

નિર્ભયપણાને પામેલ અને શાન્તિમય છે આત્મા જેનો એવા અનાથી મુનિનું અત્રે દ્રષ્ટાંત કહું છું. તે સાંભળો. "શતાવધાની પંડિત મુનિ રત્નચંદ્રજી કૃત ભાવનાશતક ઉપરથી કેટલોક ભાગ લીધેલ છે."

## અનાથી મુનિનું દ્રષ્ટાંત.

રાજગૃહી નગરીના રાજા શ્રેણિકનો એક મંડિતકુક્ષિ નામે બગીચો હતો. નવાં નવાં વૃક્ષો, લતાઓ અને મંડપોની વ્યવસ્થાથી તેની શોભા અનુપમ દેખાતી હતી. એક વખતે શ્રેણિક રાજા પોતાના રસાલાની સાથે મંડિતકુક્ષિ બાગ તરફ ગયા. બગીચામાં પ્રવેશ કરતાંની સાથે રાજાની દૃષ્ટિ એક દૂરના વૃક્ષ તરફ ગઈ. ત્યાં વૃક્ષની નીચે કંઇ તેજસ્વી જોવામાં આવ્યું. આ તેજસ્વી સ્વરૂપ કોનું હશે તે જાણવાની ઇચ્છા ઉત્પન્ન થઇ, તેથી રાજાની સ્વારી તે તરફ ચાલી. જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ રાજાના મનમાં સંશયની ઉર્મિઓ બદલાતી ગઈ. પ્રથમ દૂરથી દેખાતી વસ્તુ કોઇ દિવ્યાકૃતિ હશે એવો તર્ક થયો હતો. પણ નજીક ગયા પછી જણાયું કે આ તો મનુષ્ય છે, પણ તેનું સૌંદર્ય અલૌકિક છે; શો તેનો આકર્ષક ચહેરો છે!! આહા શી તેના દેહની દીપ્તિ છે!! કેવી મનોહર આંખો છે!! તેના ગુલાબી ગાલ અને અર્ધ ચંદ્રાકાર કપાલ જોનારને વિસ્મય પમાડે તેવા છે. તેની આકૃતિ સુંદર છે. એટલુંજ નહિ પણ "આકૃતિર્ગુણાન્ કથયતિ" એ ન્યાયાનુસાર ગુણો પણ તેવાજ ભાસે છે. તેની શાંત મૂર્તિ અને સમાધિ દશા પણ તેથીજ ઉત્કટ છે, પણ આ પુરૂષ કોણ હશે? આવી શરીર સંપત્તિ અને તરૂણાવસ્થા છતાં તેની પાસે ભોગનાં કાંઈ સાધનો કેમ નથી? તેની પાસે વસ્ત્રાભૂષણો, નોકર ચાકરો વાહન વગેરે કંઇપણ દેખાતુ નથી; શું એની ગરીબ સ્થિતિ હશે? તે પણ કેમ સંભવે? એના લલાટના તેજ પ્રમાણે એ પુરૂષ ભાગ્યશાળી હોવો જોઇએ અને સંપત્તિ મળેલી હોવી જોઇએ, પણ તે સંપત્તિનો શું એવે

ત્યાગ કર્યો હશે? ત્યાગ કર્યો હોય તો તે શા માટે? આવા અનેક પ્રશ્નો એક પછી એક રાજાના મનમાં ઉત્પન્ન થતા ગયા. આ પ્રશ્નોના ખુલાસા કરે તેવો બીજો કોઇ માણસ હતો નહિ. જેથી રાજા શ્રેણિક વાહનથી નીચે ઉતરી આ ભવ્યાકૃતિ પુરૂષની પાસે આવ્યા. ત્યાગી પુરૂષને નમન કરવાની પ્રણાલિકા જાણનાર રાજાએ બંને હાથના સંપુટ સાથે મસ્તક નમાવી શિષ્ટાચાર સાચવ્યો અને ત્યાગી યુવકનું લક્ષ્ય પોતા તરફ ખેંચવા વાગ્ વ્યાપાર શરૂ કર્યો. આ દિવ્યાકૃતિ પુરૂષ તે બીજો કોઈ નહિ, પણ એક પંચ મહાવ્રતધારી મુનિ હતા. રાજાએ પ્રશ્નાવલીની શરૂઆત કરી તે દરમ્યાન મુનિએ ધ્યાન પાળ્યું, અને રાજાની સાથે વાતચીત કરવી શરૂ કરી. રાજાએ પૃછયું કે, આ તરૂણાવસ્થામાં ગૃહસ્થાશ્રમનો ત્યાગ શા માટે કર્યો? શું તમારા ઉપર દુઃખ કે આફત આવી પડી હતી કે કોઇની સાથે તકરાર થઇ હતી? મુનિએ કહ્યું કે હે રાજન! કોઇની સાથે તકરાર થઇ નહોતી તેમ બીજી કંઇ આપત્તિ પણ આવી પડી નહોતી. ગૃહસ્થાશ્રમ તજવાનું કારણ માત્ર એકજ છે અને તે મારી અનાથતા એટલે મારો કોઈ નાથ-ત્રાણ શરણ નહોતો. તેથી મેં ગૃહસ્થાશ્રમમાં રહેવું દુરસ્ત ધાર્યું નહિ.

**શ્રેણિક રાજા**--શું તમો અનાથ હતા? તમને કોઇ આશ્રયદાતા કે રક્ષણકર્ત્તા માણસ ન મળ્યો?

**અનાથી મુનિ**—હા, હું અનાથ હતો.

**શ્રેણિક**—આ વાત તો મને સંભવિત લાગતી નથી. આવું તમારૂં સૌંદર્ય, આવું તેજ અને કોઇ આશ્રય આપનાર તમને ન મળે એ હું માની શકતો નથી. તો પણ તમે કહો છો તેથી કદાચ સત્ય હોય, તો હે મહારાજ! તમને આશ્રયદાતા કે રક્ષણકર્ત્તાની જરૂર છેની? તેવો કોઇ શરણદાતા મળી જાય તો તમે સ્વીકાર કરો?

**મુનિ**—કેમ નહિ?

શ્રેણિક—ત્યારે તો બહુજ સારૂં. ચાલો મારી સાથે. મને તમારા ઉપર અત્યંત સ્નેહ-વ્હાલ આવે છે. હું તમને મારી સાથેજ રાખીશ. દરેક રીતે તમારૂં રક્ષણ કરીશ. અને હું તમારો નાથ બનીશ. કોઇ પણ રીતે તમારી ઇચ્છામાં ન્યૂનતા રહેવા નહિ દઉં. મનપસંદ મ્હેલ કહાડી આપીશ, ઠામઠામ અને દરેક હામ હું પુરી પાડીશ. પછી કંઇ છે? ચાલો કરો સંસારની સ્હેલ.

મુનિ—હે રાજન્! તું આમંત્રણ પછી કરજે. એક વાર તારો પોતાનો તો તું વિચાર કર.

શ્રેણિક—એમાં વિચાર શો કરવાનો હતો? મારી પાસે પૂરતું સામર્થ્ય છે, પૂરતી સમૃદ્ધિ છે, ગમે તેવા દુશ્મનની સામે થવાને મારી પાસે જોઇએ તેટલું બળ છે. કદાચ કોઇ તમારો દુશ્મન હશે તો તેનાથી તમને બચાવવાની મારામાં શકિત છે.

મુનિ—હે રાજન! સબુર કર, સબુર કર? બોલવામાં બહુ આગળ વધી જાય છે. વિચારની સીમાનું ઉલ્લંઘન થાય છે. અભિમાનના આવેશમાં ભાન ભૂલી જવાય છે. મારા દુશ્મનથી મને બચાવવાની તારામાં શકિત તો નથી, પણ તારા દુશ્મનથી તને પોતાને બચાવવાની પણ તારામાં શકિત નથી? મારા અને તારા બંનેના દુશ્મનની આગળ તું દીન-રંક છે, માટે હું ભાર દઇને કહું છું કે જેમ હું અનાથ હતો તેમ તું પોતે પણ અનાથજ છે. તું પોતે અનાથ હોઇને બીજાનો નાથ શી રીતે થઇ શકીશ?

શ્રેણિક—મારી પાસે કેટલું લશ્કર છે, મારૂં કેવું બળ છે, મારી કેવી ખ્યાતિ છે, તેની તમને ખબર નહિ હોય, તેથી મારા ઉપર અનાથતાનો જુઠો આરોપ મૂકો છો! હે મહારાજ! સાંભળો. મારી પાસે ૩૩ હજાર હાથી, ૩૩ હજાર ઘોડા, ૩૩ હજાર રથ અને ૩૩ કરોડ પાયદળ લશ્કર છે. તે સિવાય મારા ભંડારમાં અખૂટ દોલત છે. હું ધારૂં તે વસ્તુ મેળવી શકું, કોઇ પણ ભોગની

ચીજ મારા માટે અલભ્ય નથી. ગમે તેવો દુશ્મન હોય પણ મારી સાથે લડવાની કોઇની હિમ્મત નહિ આવે, માટે તમે જરા વિચાર કરીને બોલો. જેને તેને અનાથ કહી દેવામાં તમે તમારી અજ્ઞતા, ભ્રમિતતા યા અવિવેકિતા સાબીત કરો છો.

**મુનિ**—હે રાજન્! હું મારી અજ્ઞતા જાહેર કરૂં છું કે તું તારી અજ્ઞતા જાહેર કરે છે એ તો ત્રીજો કોઇ મધ્યસ્થ માણસ હોય તે કહી શકે, પણ હું થોડું બ્યાન તારી પાસે કરીશ તે સાંભળ્યા પછી તું પોતે પણ કબુલ કરી શકીશ કે અજ્ઞ તું પોતે જ છે. પ્રથમ તો અનાથ શબ્દ કેવા અભિપ્રાયથી વપરાય છે તે પણ તું સમજતો નથી. મારા ઘરમાં સમૃદ્ધિ નહોતી કે કોઇ કુટુંબી નહોતા તેથી હું અનાથ છું કે બીજી રીતે અનાથ છું તે પણ તું સમજી શકયો નથી.

**શ્રેણિક**—ત્યારે અનાથ શબ્દનો શો આશય છે અને તમે કેવી રીતે અનાથ થયા તે મને સંભળાવશો?

**મુનિ**—હે રાજન્! તું વિક્ષેપ દૂર કરી શાંતિપૂર્વક સાંભળીશ તો હું ખુશીની સાથે સંભળાવીશ.

**શ્રેણિક**—મને કોઇ જાતનો વિક્ષેપ નથી. હું તે વાત ધીરજથી સાંભળવાને તૈયાર છું, માટે આપ સંભળાવો.

**મુનિ**—હે રાજન્! મારૂં પોતાનું ચરિત્ર મારે પોતાને મુખે વર્ણવામાં આત્મશ્લાઘા જેવું જણાશે, પણ અનાથતા અને સનાથતાનો ખરો અર્થ સમજાવવા માટે તે માર્ગ લીધા સિવાય છુટકો નથી. હું મૂળ કોશાંબી નગરીનો રહીશ છું. મારા પિતાનું નામ ધનસંચય છે. તેઓ કોશાંબી નગરીમાં એક આબરૂદાર ગૃહસ્થ છે. રાજ્ય અને પ્રજા ઉભય વર્ગમાં મારા પિતાનું માન પાન ઘણું સારૂં છે. મારા પિતાના ખજાનામાં દોલત એટલી છે કે તેની ગણત્રી થવી મુશ્કેલ છે. કિંબહુના તે ખજાના પાસે મોટા રાજ્યનો

અજાનો તુચ્છ છે. મારૂં પ્રથમનું નામ “ ગુણસુંદર” હતું. હું ન્હાની ઉમ્મરમાં ઘણી શ્રીમંતાઈ ભરેલી સારવાર નીચે ઉછર્યો, ભણ્યો અને એક ઉચ્ચ કુળની કન્યા સાથે પરણ્યો; ત્યાં સુધીનો વખત રમત ગમત, ભોગવિલાસ, મોજમજામાં જ પસાર થયો. દુઃખ કે સંકટ એ શું ચીજ છે તે હું સમજતો નહોતો. મારા બીજા ભાઈઓ અને બ્હેનો હતાં, તે સર્વની મારા તરફ એટલી ચાહના જણાતી હતી કે મને કોઈપણ બાબતમાં કોઇ નારાજ કરતું નહિ.

હે રાજન્! એકદા પ્રસ્તાવે અચાનક મને આંખની પીડા ઉત્પન્ન થઇ, તે પીડાને લઇને અંગે અંગે અત્યંત વેદના ઉત્પન્ન થઇ. હાડની અંદર કોઇ એવી જાતની પીડા ઉપડી કે પાણી વિના માછલી તરફડે તેમ હું તરફડીયાં ખાવા માંડયો, કયાંય સુખ પડે નહિ. જાણે અંદરથી કોઇ સોયા ઘોંચતું હોય તેવી પીડા થવા લાગી. થોડી વારમાં મારા ઘરનાં અને કુટુંબનાં બધાં માણસો એકઠાં થયાં. દરેક જણ મારી સારવાર કરવા લાગી ગયાં. કોઇ વૈદ્યને તો કોઇ હકીમને, કોઇ જોશીને તો કોઇ ભુવાને તેડાવવાની સલાહ આપવા લાગ્યા. એક પછી એક વૈદ્યો, હકીમો વગેરે સર્વે આવી ચિકિત્સા કરી દવા આપતા ગયા, પણ કોઇથી આરામ થયો નહિ. જોશી ભુવા વગેરે સર્વે થાકી ચાલ્યા ગયા, પણ કોઇથી આરામ થયો નહિ. વખત ઘણો થયો. વેદના ભોગવીને હું તો કાયર થઇ ગયો કે આના કરતા મોત આવે તો સારૂં. ઘરનાં માણસો પણ બધાં કંટાળી ગયાં. હું દિવસ અને રાત એવી રાડો પાડતો કે કોઇ જંપવા પામતું નહિ.

તે પીડાને યોગે મને આત્મજાગૃતિ થવાથી વિચાર કર્યો કે હવે આ પીડા જો મને મટી જાય તો મારે ફાની દુનિયાનો ત્યાગ કરી સંયમ માર્ગ સ્વીકારવો. આવો વિચાર કરી સૂતો.

હે રાજન્! આ નિર્ણય કર્યા પછી તરતજ મારી વેદના કંઇ ઓછી થવા માંડી અને થોડી વારે તો મને શાંત નિદ્રા આવી

ગઇ. બીજે દિવસે સવારમાં હું જાગ્યો, ત્યારે મારો ઓરડો મારા સંબંધીઓથી ચીકાર ભરાઇ ગયો હતો હું જાગી ન જાઉં તેટલા માટે સૌ મૌન ધરી મારા ઉઠવાની રાહ જોતાં હતાં, હું જાગ્યો કે દરેક જણ મને કેમ છે? તે પૂછવા લાગ્યાં. મેં જ્યારે મને શાન્તિ હોવાનો જવાબ આપ્યો ત્યારે સર્વ ખુશ થયા. અને કહેવા લાગ્યાં કે અમારી માન્યતા ફળીભૂત થઇ, કોઇ તો કહે મેં અમુક યક્ષની માનતા કરી હતી, કોઇ કહે અમુક માતાની માનતા કરી હતી, પણ મેં કહ્યું કે બીજા કોઇની માનતા ફળી નથી, માત્ર મારીજ માનતા ફળીભૂત થઇ છે. મારાં માબાપે મને પૂછ્યું કે પુત્ર! તારી માનતા શું છે તે બોલ; પ્રથમ તારી માનતા પુરી કરીએ. મેં કહ્યું:--

"ખંતો દંતો નિરારંભો, પવ્વઇએ અણગારિયં"

**અર્થાત્**--મેં એવી માનતા કરી છે કે એ વેદના મટી જાય તો ક્ષમાનો પાઠ શીખી, ઇંદ્રિયોનું દમન કરી, આરંભ પરિગ્રહને છોડી, અણગારપણું-સાધુ ધર્મ અંગીકાર કરૂં. આ વિચાર કરવાની સાથે મારી વેદના શાંત થઇ. માટે હવે હું મારૂં આત્મકાર્ય સાધીશ. કોઇએ પણ મારા કાર્ય વચ્ચે આડખીલ ન કરવી. એટલી આપ સર્વેની કૃપા હું ચાહું છું.

હે રાજન્! આ વિષય પરત્વે મારાં માબાપ અને સંબંધીઓની સાથે સંવાદ ચાલ્યો, પણ આખરે સર્વને સમજાવી મેં દીક્ષા અંગીકાર કરી ત્યારથી અનાથ મટીને હું સનાથ થયો છું. હવે મારા આત્માનું રક્ષણ કરૂં છું, અને બીજા જીવોનું પણ રક્ષણ કરૂં છું; માટે પોતાનો અને બીજાનો નાથ થયો છું. આ ઉપરથી તું પોતે સનાથ છે કે અનાથ છે તેનો જાતે વિચાર કરી લે. તું મને જ્યારે ઋદ્ધિ ભોગવિલાસનાં સાધનો આપવાને કહે છે, તેના કરતાં પણ વધારે મને મળતાં હતાં. સગા, વ્હાલા, મિત્રો પણ તેટલાજ હતા, છતાં મને કોઇ દુઃખથી બચાવી શક્યા નહિ. માટે હું અનાથ

હતો. કહે તારામાં દુઃખ કે મોતથી બચાવવાની શક્તિ છે? મોટામાં મોટો દુશ્મન મોત અથવા કર્મ છે. તેનાથી બચાવવાની તારામાં શક્તિ નથી, માટે મેં તને અનાથ કહ્યો હતો. હવે એ વચનો તને અસત્ય લાગતાં હોય તો પાછાં ખેંચી લઉં.

શ્રેણિક—હે મહારાજ! તમારાં વચનો સત્ય છે, મારીજ ભૂલ છે. હવે મને ખાત્રી થાય છે કે, આ હિસાબે હું પોતે પણ અનાથ છું. મેં મારી સંપતિને માટે વૃથા અભિમાન કર્યું મોત રૂપી દુશ્મનની આગળ ગમે તેટલી સંપત્તિ કે ગમે તેવી સત્તા હોય પણ તે તુચ્છ છે, તમે એક દૃઢ વૈરાગી અને ખરા ત્યાગી પુરૂષ છો, છતાં તમને ભોગની આમંત્રણા કરી એ મેં તમારો અપરાધ કર્યો, તેને માટે હું આપની ક્ષમા માગું છું, અને આપનો ધર્મ સાંભળવાને ઇચ્છું છું.

મહાત્મા અનાથી મુનિ શ્રેણિક રાજા પ્રત્યે કહે છે. અને ભવભીરૂ આત્માઓ પોતાના આત્માને જાગ્રત કરવા કહે છે. વાંચો ઉ. અ. ૧૦ ગા ૪ થી.

**ગાથા–દુલ્લહે ખલુ માણુસ્સે ભવે, ચિરકાલે વિ સવ્વ પાણિણં; ગાઢા ય વિવાગ કમ્મુણો, સમયં ગોયમ! મા પમાયએ. ૪**

અર્થ—જેમ અતિ નિવડ (આકરા) વિપાકોદય એવા અકૃત્ય પુનીયા જીવને દ્રષ્ટાંતે કરી ઘણા કાળે પણ મનુષ્યનો ભવ પામવો દોહિલો છે. એવો આ મનુષ્ય તુલ્ય માનવ દેહ, હે રાજન! હે આત્મન! તું પામ્યો છે. તો હવે ઇંદ્રિયોને વશ કરવામાં સમય માત્રનો પણ પ્રમાદ ન કર.

ઇંદ્રિયોને નિયમમાં પ્રવર્તાવવાને સમય માત્રનો પ્રમાદ નહિં કરનારા જ્ઞાનીઓ જાણે છે કે નરકાદિકનાં દુઃખો–અને સ્વર્ગાદિકનાં

સુખોનો કર્તા ભોક્તા એક આત્માજ છે. વાંચો ઉત્ત૦ અ૦ ૨ ગા૦ ૩૬ મી.

ગાથા—અપ્પા નઇ વેયરણી, અપ્પા મે કુડસામલી;
અપ્પા કામદુહા ધેણુ, અપ્પા મે નંદણંવણં ૩૬

અર્થ—આત્મા તેજ નદી વેતરણી, આત્મા મારે કુડ સામલી વૃક્ષ, આત્માજ કામધેનુ ગાય અને આત્મા મારો નંદનવન સમાન છે. ૩૬.

મહામંડળને વિષે વિચરતાં મુનિરાજોને કોઇ મિત્રપણું બતાવે, કોઇ શત્રુપણું બતાવે. કોઇ સુખ આપે વા દુઃખ આપે તેવા સમયમાં શાન્તિના ધરણહાર મુનિરાજો કેવા વિચાર કરે. વાંચો ઉત્ત૦ અ૦ ૨૦ માની ગા૦ ૩૭ મી.

ગાથા—અપ્પા કત્તા વિકત્તાય, દુહાણ ય સુહાણ ય; અપ્પા
મિત્તમમિત્તં ચ દુપટ્ઠિય સુપટ્ઠિઓ. ૩૭

અર્થ—એજ આત્મા સુખ અને દુઃખનો કર્ત્તા અને અકર્ત્તા છે; એજ આત્મા સદાચારથી વર્તે તો મિત્ર સમાન છે, અને દુરાચારથી વર્તે તો શત્રુ સમાન છે. ૩૭.

હે આત્મન્! હે રાજન્! તેટલા માટે દુષ્ટ આત્માને દમવો ઉચિત છે. વાંચો ઉત્ત૦ અ૦ ૧ ગા૦ ૧૫ મી.

ગાથા—અપ્પા ચેવ દમેયવ્વો, અપ્પા હુ ખલુ દુદ્દમો;
અપ્પા દંતો સુહી હોઇ. અસ્સિં લોએ પરત્થય ૧૫

અર્થ:—આત્મદમન કર, કારણ કે આત્મદમનનું કામ અતિ દોહિલું છે. આત્મદમનથી આ લોક અને પરલોકે સુખી થવાય છે. ૧૫.

હે આત્મન્! હે રાજન્! પર પ્રાણીઓને દમન કરવા કરતાં આત્મદમન કરવું તેજ શ્રેષ્ઠ છે. વાંચો ઉત્ત૦ અ૦ ૧ ગા૦ ૧૬ મી.

**ગાથા—વરં મે અપ્પા દંતો, સંજમેણ તવેણ ય; માહં**
**પરેહિં દમંતો, બંધણેહિં વહેહિ ય. ૧૬.**

અર્થ—બીજાઓને હાથે રશી (રાંઢવા) થી બાંધવા કરતાં અને લાકડીના મારથી જીતવા કરતાં (સત્તર ભેદે) સંયમ અને (બાર ભેદે) તપસ્યાથી હુંજ મારા આત્માને દમું (જીતેન્દ્રિય થાઉં) તો વધારે સારૂં ૧૬.

એક આત્માનું દમન કરી જય મેળવવાથી સર્વે શત્રુપર જય મેળવી શકાય છે. વાંચો ઉત્ત. અ. ૨૩ ગા. ૩૬ મી.

**ગાથા—એગે જિએ જિયા પંચ, પંચ જિએ જિયા દસ્સ;**
**દસહાઓ જિણિત્તાણં, સવ્વ સત્તુ જિણામિહં. ૩૬.**

અર્થ—એકને જીતવાથી પાંચને જીતી શકાય છે, અને પાંચને જીતવાથી દશને જીતી શકાય છે; અને દશને જીતવાથી સર્વે શત્રુઓને જીતી શકાય છે. ૩૬.

આ સંસારમાં શત્રુ કોણ છે? તે કૃપા કરી બતાવશો? હા! વાંચો ઉત્ત. ૨૩ ગા. ૩૮ મી.

**ગાથા—એગપ્પા અજીએ સત્તૂ, કસાયા ઇંદિયાણિ ય; તે**
**જિણીત્તા જહાનાય, વિહરામિ અહં મુણી. ૩૮.**

અર્થ—એક આત્મા જે અજીતશત્રુ ગણાય છે. તેને જીતવાથી ચાર કષાયને (ક્રોધ, માન, માયા અને લોભ) જીતી શકાય છે; અને તે જીતવાથી પાંચ ઇન્દ્રિયોને વશ કરી શકાય છે એ રીતે દશ શત્રુઓ ૧ આત્મા, ૪ કષાય, ૫ પાંચ ઇન્દ્રિયો (ને જીતવાથી સર્વ શત્રુઓને જીતાય છે. અને તેમને યથા ન્યાયે જીતીને હું સુખે વિચરૂં છું. ૩૮.

આ જગતમાં જ્યાં શત્રુ હોય છે, ત્યાં સંબંધી પણ હોય છે, અને સંબંધી હોય છે, ત્યાં શત્રુ પણ હોય છે. આપે ફિકર પર દરશાવી શત્રુપણાની ઓળખાણ તો આપી, પણ સંબંધી

પણાની ઓળખાણ કરાવવા કૃપા કરશો. હાજી સાંભળો. જ્ઞાની પુરૂષે કહ્યું છે કે. વાંચો ગાથા.

**ગાથા--એગો મે સાસઓ અપ્પા, નાણ દંસણ સંજુઓ;**
**સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગ લક્ખણા. ૧.**

**અર્થ**-જ્ઞાન, દર્શને કરી યુક્ત સદા શાશ્વત એટલે નિત્ય **અને** રાગાદિક પરભાવ રહિત એવો જે મારો આત્મા તે એકજ છે, **અને** શેષ એટલે બાકી રહેલા દ્રવ્ય થકી તન, ધન કુટુંબાદિક મેળાપરૂપ, અને ભાવથકી વિષય કષાયાદિરૂપ મેળાપ એવા ભાવ તે સર્વ મારા સ્વરૂપથી જુદા છે. ૧

એ સર્વે સંયોગ લક્ષણ યુકત છે અને જ્યાં સંયોગ ત્યાં વિયોગ હોય છે. એ સર્વ ભાવથકી મારો આત્મા ન્યારો છે. અને સંયોગ લક્ષણરૂપ જે ભાવ તે મોહ ઉપજાવનારો ભાવ છે.

એક વિદ્વાન્ કહે છે.

### દોહરા.

પરધનમાં બહુ મોહ છે, પરજનમા પણ મોહ;
પરતનમાં પણ મોહ છે, પરમનમાં પણ મોહ. ૧
પરપ્રકૃતિમાં મોહ છે, પરપુદ્ગલ પર મોહ;
પરવર્ણે પણ મોહ છે, પરમરણે પણ મોહ. ૨
પરગંધે પણ મોહ છે, પર રસમાં પણ મોહ.
પરસ્પર્શે પણ મોહ છે, પરદાનમાં બહુ મોહ. ૩
*પરધર્મે પણ મોહ છે, પરમર્મે પણ મોહ;
પરકર્મે પણ મોહ છે, પરચર્મે પણ મોહ. ૪
પરમાં મોહ જણાય છે, અનુભવ વિણ અનુપ;
અનુભવી જ્યારે બને, સમજે સત્ય સ્વરૂપ. ૫
અધિક સજન સત્સંગથી, અધિક વિપત્તથી [illegible].
અનુભવી આ વિશ્વનો, [illegible] ૬

---

* પરધર્મ એટલે પુદ્ગલ ધર્મ [illegible].

## નમિરાજ ઋષિનું દ્રષ્ટાંત.

ઇંદ્રનગરના અનુસારે જે નગરીનું નિરીક્ષણ કરતાં નેત્રને નવીન શીતળતા પ્રાપ્ત કરાવે એવા માળવ દેશમાં આવેલા સુદર્શન-પુર નામના નગરને વિષે કપટ પટુતાના કોષ સમાન અને ગુણોથી ઓલોરી કાચના કટકા સમાન મણિરથ નામનો નગરાધીશ પોતાના બાહુબળ વડે કરીને શત્રુના દળથી નગરનું રક્ષણ કરતો હતો. તેનો લઘુભ્રાતા કિશોર વયથી પોતાના ગુણો વડે કરી જનસમાજને આકર્ષણ કરનારો અને શીલ સંતોષ રૂપી બકતરને ભીડી વસ્તી જનનું રક્ષણ કરવામાં એકો અને યુવરાજ તિલકનો ધણી 'યુગબાહુ' નામનો વીર ક્ષત્રીયોને વિષે શણગાર રૂપ હતો, તેના સુગૃહને શોભાવ-નાર સુશીલ પત્ની સત્યાદિક અનેક ગુણોએ કરી યુક્ત સલાહકાર્યમાં મંત્રી-શ્વર સમાન, ગૃહકાર્યમાં ગૃહિણી અભ્યંતરપ્રખદાની અગ્રેશ્વરી 'મયણરેહા' નામની મહારાણી સર્વ જીવોને સંતોષ આપી સંતુષ્ટપણામાં સદાકાળ રહેતી હતી. તેની કુક્ષીથી માતા પિતાના ગુણોને ગ્રહણ કરી જાણે જન્મ પામેલોજ હોય એવો અને ચંદ્રમાની પેરે શીતલકારી જેમનો યશ વિસ્તારને પામેલો છે. એવો "ચંદ્રયશા" નામે કુમાર હતો.

પતિવ્રત ધર્મને પાળનારી સતી મયણરેહા પોતાના સ્વામી સહ સાંસારિક સુખ વૈભવો ભોગવતાં થકાં એકદા પ્રસ્તાવે પુણ્યવંત પ્રાણીને પોઢવા યોગ્ય પુષ્પની શય્યાને વિષે પોઢેલી;હતી, પાછલી રાત્રિએ સૂર્યોદય થવાને છ ઘડી બાકી રહેલી તેના સમયને વિષે. ઉ. અ. ૯ ગા. ૧ લીનાં બે પદ :—

**ગાથા—ચઇઊણ દેવલોગાઓ, ઉવવન્નો માણુસંમિ લોગંમિ;**

અર્થ—પૂર્વભવના પુણ્યોદયે દેવલોકનાં સુખો ભોગવી, બાકી રહેલાં પુણ્યનો પ્રેર્યો થકો બારમા દેવલોકથી ચવી મનુષ્યલોકને વિષે માતા મયણરેહાની કુક્ષિમાં કોઇ જીવ પુત્રપણે આવી ઉત્પન્ન થયો.

તેના પ્રભાવથી માતાએ સ્વપ્નમાં સંપૂર્ણ તેજોમય જ્યોતિવાળો ચંદ્રમા દીઠો, દેખીને સહર્ષિત માતા જાગ્યાં. પતિ પ્રત્યે સ્વપ્નની વાત નિવેદન કરી. પતિએ આશ્વાસન આપતાં કહ્યું કે તમે મહા ભાગ્યશાળી પુત્રને જન્મ આપશો. અમૃત સમાન પ્રિય પતિની વાણી સાંભળી તહેત પ્રમાણ કરી મયણરેહા સંતુષ્ટ બની ગર્ભનું પ્રતિપાલન કરવા લાગી. રાજા અને યુવરાજાના મહેલની અટારીનાં દ્વારો સામસામે હતાં. એકદા પ્રસ્તાવે મયણરેહા મહારાણી સ્નાન મંજન કરી. દર્પણ સન્મુખ રાખી અટારીના દ્વાર પાસે સ્થિર રહી વસ્ત્રાલંકાર ધારણ કરતાં હતાં, તેવા સમયમાં રાજા મણિરથ પોતાના મહેલમાં હિંડોળાખાટે હીંચતા થકા અરીસાદ્વારાએ મયણરેહાના રૂપનું પ્રતિબિંબ નિરખી કામને વશ થયો થકો સર્વ પ્રકારનું ભાન ભૂલી ગયો.

## દોહરા.

સત્ય શિયળ ડાંપણ ગયું, ગયુંજ નિર્મળ નામ;
સૌ પાણી વ્હેતે ગયું, જ્યારે પ્રગટ્યો કામ. ૧

પુત્ર મિત્ર વ્હાલો નહિ, નહિ રત્ન નહિ દામ;
પંડિત પણ વ્હાલો નહિ, જ્યારે પ્રગટ્યો કામ. ૨

અળખામણું આખું જગત્, અળખામણા શ્રીરામ;
આત્મા નિજ અળખામણો, જ્યારે પ્રગટ્યો કામ. ૩

ગમે ન ઘર પુર મેડીઓ, ગમે ન ઉદ્યમ ઠામ;
ગમે ન વાત વિદ્યા તણી, જ્યારે પ્રગટ્યો કામ. ૪

ઉમયાઇશે ન જીતિયો, જીત્યો નહિ શ્રીરામ;
બ્રહ્માએ નહિ જીતીયો, કાળ રૂપી જે કામ. ૫

ચોરી જૂઠ ગુન્હા વળી, અધર્મ ને અન્યાય;
વિવિધ દોષ વ્યભિચારના, કુકર્મમાં કેંવાય. ૬

લાજ ઘટે સહુ લોકમાં. અપ્રભુતા શિર થાય;
અકાલ મૃત્યુ ઉપજે. ઉમર કદાપિ જાય. ૭

સદ્‌ગુણ સઘળા હોય પણ, ચિત્ત ચાહે વ્યભિચાર;
જશ નત્ર વાધે જગતમાં, કરે લોક ધિક્કાર. ૮
ઉત્તમ બુદ્ધિ ન ઉપજે, સુઝે ન ઉદ્યમ સાર;
ગર્થ ગુમાવે ગાંઠનો, જાર કર્મ કરનાર. ૯
કૂપ પડી મરવું ભલું, પીવું ભલું વિષ પાન;
અનેક દુઃખની આપદા, નહિ વ્યભિચાર સમાન. ૧૦
નામ બુડાડે બાપનું, કુળમાં ધરે કલંક;
ટળે ન કદીયે ટાળતાં, એ લાંછનનો અંક. ૧૧
નાક કપાયું તે કદી, ફરી ન સાજું થાય;
લાંછન લાગ્યું તે કદી, જાર તણું નહિ જાય. ૧૨
પાછળથી પસ્તાય પણ, અંતે નહિ ઉપાય;
પડી પટોલે ભાત તે, જીર્ણ થતાં નવ જાય. ૧૩
માણસમાં ઉજ્વળ મુખે, બોલી શકાય ન બોલ;
વ્યભિચારીનો વિશ્વમાં, તરણા તુલ્યે તોલ. ૧૪
હોય રાય કે રંક પણ, નિશ્ચે બહુ નિંદાય;
શ્વાન તુલ્ય સહુ કો ગણે, જીવતો પ્રેત જણાય. ૧૫

**મોતીલાલ મનસુખરામ.**

મારા પ્રિય વાંચક વૃંદો! મણિરથ રાજા અનંગને આધીન થઇ કેવા પ્રકારનાં કુકર્મો કરવાને પ્રેરાય છે?

પ્રથમ તો મયણરેહાને પોતાને સ્વાધીન કરવાને દાસી દ્વારાએ વસ્ત્રાભૂષણ સુખડી મેવા પ્રમુખ મોકલ્યા. મયણરેહાએ પણ પોતાના પતિના વડીલ બન્ધુ પોતાના જનક સમાન જાણીને લીધા. દુષ્ટ રાજાની દુષ્ટ વાસનાનો દોર વધવા લાગ્યો. એકદા મયણરેહાની પાસે અલીએ આવીને ઉચ્ચારણ કર્યું કે "રાજાધિરાજ મણિરથ આપની સાથે એકાંતે મળવા ચાહે છે." આ શબ્દો સાંભળી મયણરેહાજીના અંગેઅંગમાં કોપાનળ સળગી ઉઠયો. અને ચેટીને લાત મારી કહ્યું કે મણિરથ રાજા તો મારા પિતા સમાન છે, દુષ્ટા! તારી

જીહ્વાને કબજામાં રાખી ચાલી જા ચંડાલણી! હવે ફરીથી આ મકાનમાં પગ મૂકીશ નહિ. દાસી ચાલી ગઇ.

આ વાત બની ગયા પછી કેટલેક વખત વીત્યા બાદ વસંત ઋતુ અને ગ્રીષ્મ ઋતુની સંધિમાં તાપ વિશેષ પડવાથી ગરમીને લઇ યુગ બાહુ અને મયણુરેહા બન્ને પતિ પત્ની શીતળતાને માટે મનોરંજક ઉદ્યાનને વિષે આવી રજનીનો નિવાસ કરી રહ્યા. રાત્રિ સવા પહોરને શુમારે વ્યતીત થતાં મણિરથ રાજા વિષમિશ્રિત ખડગ લઇ બગીચામાં દાખલ થયો. યામિક પુરૂષો પ્રત્યે પૃચ્છા કરી કે ભાઇ, યુગબાહુ કયા સ્થાનમાં નીશાવાસ કરી રહ્યા છે? તેના ઉત્તરમાં યામિક પુરૂષોએ જણાવ્યું કે "લતા ગૃહ મંડપમાં" રાજા લતા ગૃહના મંડપ ભણી વધવા લાગ્યો. અને મુખ થકી ભાઇ યુગબાહુ નામનો ઉચ્ચાર કર્યો.

મણિરથ રાજાના શબ્દો સાંભળી મયણુરેહા પરિયંચમાં ચાલ્યાં ગયાં. અને યુગબાહુ લતાગૃહના મંડપથી બહાર નીકળી નમસ્કાર કરવા નીચા નમ્યા કે દુષ્ટ રાજાએ ખડગનો પ્રહાર કર્યો. પ્રહાર પડતાંની સાથેજ યુગબાહુ પૃથ્વી પર ઢળી પડયા. મયણુરેહાની ચીસ નીકળી, પ્હેરેગીરો આવી પહોંચ્યા, રાજા મણિરથ અપશોચ દર્શાવતો બોલી ઉઠયો કે, મારા પ્રમાદને લઇ તરવારની મૂઠ બાંધ્યા વિનાની રહી જવાથી તરવાર નીકળી પડી, અને ભાઇનો નાશ થયો, એમ કહી દીલગીરતા બતાવવા લાગ્યો. રાજાની બોલવાની પ્રવૃત્તિ ઉપરથી અને અંગના આકાર ઉપરથી મયણુરેહાએ જાણી લીધું કે રાજાની દુષ્ટ વાસનાનું આ ફળ પ્રાપ્ત થયું છે. આણી તરફ યામિક પુરૂષોએ રાજાને સાન કરી. રાજા ચાલ્યો ગયો. ચંદ્રયશાકુમારને ખબર મળતા તિગિચ્છોને લઇ એકદમ બગીચામા દાખલ થયો. તિગિચ્છોએ તપાસ કરી કહ્યું કે આ પ્રહાર વિષ મિશ્રિત થએલો છે. માટે ઉપચાર લાગુ પડવો અશકય છે આ પ્રકારનાં તિગિચ્છોનાં વચન સાંભળી છાતી વજ્ર જેવી કરી મયણુરેહા સતી પોતાના પતિની પાસે બેસી શબ્દોચ્ચાર કરવા લાગી કે હે પ્રીતમ! ધન, સ્ત્રી, પુત્ર

પરિવાર, પુદ્‌ગલાદિ પ્રેમના બંધનથી આ જીવે અનેક જીવોની સાથે વૈરભાવ કરી ગતાગતિ રૂપ સંસારને વિષે પરિભ્રમણ કર્યું. કોઇ મહા પુણ્યના યોગે આ મનુષ્ય ભવ પ્રાપ્ત થયો, તેમાં પણ કોઇ પાપના ઉદયે આ સમય પ્રાપ્ત થયો છે. તોપણ આત્મગુણ પ્રગટ કરવાનું હજી ટાણું છે. માટે સર્વ જીવોની સાથે વૈરભાવની ક્ષમા માગો; સર્વ ઠેકાણેથી મોહ દશા ઉતારો, અઢારે પાપસ્થાનક પચ્ચખાવી છેવટનું અણુશણ કરાવું છું. તે આપ શુદ્ધ સર્દહણા સાથે હૃદયમાં ઉતારજો. એ પ્રકારનો ઉપદેશ આપી સ્થિર વૃત્તિ સ્થાપી. નસેનસમાંથી ક્રોધ રૂપી ઝેર ઉલટાવી અમૃત રૂપ વાણીના બોધ વડે શીતળતા ઉપજાવી. પતિના આત્માને શાંતિ ઉપજાવવા લાગી

સ્ત્રીનાં વાકયો હૃદયમાં ઉતારી તેજ પ્રકારની ઉત્તમોત્તમ ભાવના ભાવતો થકો યુગબાહુનો અમર આત્મા દેહપિંજરને છોડી પરલોકે પ્રયાણ કરી ગયો.

સતી મયણરેહા કામાંધ મણિરથને હવે સ્વતંત્ર થયો જાણી શીયલભંગના ભયથી અને ચંદ્રયશા કુમાર વિટંબનામાં ન ઉતરે એવા આશયથી મહા અટવીનો માર્ગ ગુપ્તપણે ગ્રહણ કરી ચાલી નીકળી.

મણિરથ રાજા ઝપાટાબંધ રાજમહેલમાં પહોંચી જવા માટે સુદર્શનપુર નગરની નજીકમા આવતાં સર્પના પુંછપર પગ પડવાથી સર્પે ડંસ માર્યો. સર્વાંગે ઝેર વ્યાપી ગયું, શહેરમાં નહિ પહોંચતાં અંતરાળે પ્રાણરહિત થઇ મલીન પ્રણામની ધારાથી નર્કને વિષે ઉપજ્યો.

સતી મયણરેહાને મહાકષ્ટે અટવીનું ઉલ્લંઘન કરતાં શીયલ પ્રભાવે શ્વાપદાદિકનો કોઇ પણ ભય ઉત્પન્ન થયો નહિ. પ્રાતઃકાળ થતાં નિત્ય નિયમ કરી નવકારનું સ્મરણ કરી પ્રાણની રક્ષાને માટે ફળાદિક વાપરી આગળ વધવા લાગી. બીજા દિવસની મધ્ય રાત્રિએ નિર્જન અટવીમાં પુત્રનો પ્રસવ થયો. પ્રાતઃસમય પ્રાપ્ત થતાં પુત્ર-

બાહુની નામાંકિત મુદ્રિકા અંગુઠાને વિષે નાખી રત્નકંબલમાં એક શીલા પર પુત્રને પોઢાડી નજીકના સરોવર પર અંગ શુચિ કરવાને ગઇ. અંગ શુચિ કરતાં કોઇ એક મદોન્મત કરિવરે સૂંડ દંડમાં ગ્રહણ કરી અકાશમાર્ગે ઉછાળી, નભમાર્ગેથી પાછી વળતાં કોઇ એક વિદ્યાધરના વિમાનમાં મૂર્છા સહિત પડી. શીતળ સમિરને યોગે મૂર્છા વળી. શુદ્ધિમાં આવતાં વૈમાનમાં રહેલા વિદ્યાધર પ્રત્યે કહેવા લાગી કે હે સુભાગી બંધુ! હું ગત રાત્રિએ બાળકને જન્મ આપી, પ્રાતઃકાળ થતાં તે બાળકને એક શીલા પર પોઢાડી સરોવર પર અંગ શુચિ કરવાને આવી સ્નાન કરતાં કરિવરે સૂંઢ વડે ગ્રહણ કરી ઉછાળી, જેથી તમારા વિમાનમા પડી. આયુષ્યબળે બચી ગઇ છું, માટે મને મારા બાળક પાસે મૂકો તો તે બાળનું હું પોષણ કરૂં નહિ તો તે બાળક મૃત્યુને પામશે અને બાળહત્યા લાગશે માટે પુત્રરૂપ ભિક્ષા આપવાની દયા કરો.

આ પ્રકારનાં વચનો સાંભળી વિદ્યાધર બોલ્યો હે સુંદરી! વૈતાઢ્ય પર્વત પર આવેલી વિદ્યાધરની દક્ષિણ શ્રેણિમાં ગંધાર દેશને વિષે રત્નવાહન નગરીનો રાજા મણિચુડ તેનો હું પુત્ર મણિપ્રભ નામા છું. મારા પિતા દક્ષિણોત્તર બંને શ્રેણીનું રાજ મને સોંપી દીક્ષા ગ્રહણ કરી વિદ્યાચારણની લબ્ધિ સાથે ચાર જ્ઞાન સહિત મહી મંડળમાં તેમનાં દર્શનાર્થે જતા તમારા જેવી સ્ત્રીની પ્રાપ્તિ થઇ તેથી હું મારા નગર ભણી પાછો જાઉં છું. તમને મારા રાજભુવનમાં મુકી પછી હું મારા પિતા ગુરૂના દર્શનાર્થે જઇશ અને તમારા પુત્રનો વૃતાંત પ્રજ્ઞપ્તિ વિદ્યાથી મેં જાણી લીધો છે તે એ કે મિથિલાનગરીનો રાજા પદ્મરથ અશ્વના ખેંચાણથી તેજ અટવીને વિષે આવી તમારા પુત્રને તમે જે સ્થળે મુકેલ હતો ત્યાંથી લઇ ગયો છે. તમારો આત્મજ પૂર્ણાનંદમાં છે. સતી મયણરેહાએ હૃદયગત વિચાર્યું જે મુનિના શરણમાં જવાની ખાસ જરૂર છે. રાજભુવનમાં રહેવાથી શિયળરત્ન લુંટાવાનો કવચિત્ ભય રહે છે. આમ વિચારી વિદ્યાધરને

કહ્યું કે હે વિદ્યાધરરાણા! મને પણ મુનિદર્શન કરાવો કે જેથી હું કૃતાર્થ થાઉં. આ પ્રકારનાં વચનો મયણરેહાનાં સાંભળી વિદ્યાધર સહર્ષિત થઇ બોલ્યો કે જેવી આપની આજ્ઞા. આમ કહી વિમાનને સુશોભિત બનાવી મયણરેહાની સાથે તેજ વિમાનમાં બેસી શીઘ્રતાથી મુનિ પાસે આવી વિમાનથી ઉતરી બન્નેએ નમન કીધું.

મુનિએ જ્ઞાનથી સતીનો સર્વ વૃતાંત જાણી લીધો અને પોતાનો સાંસારિક પુત્ર સતી ઉપર મોહાંધ બન્યો છે એમ જાણી ઉપદેશ આપવો શરૂ કીધો. આ વખતે બીજા કેટલાએક વિદ્યાધરો તથા દેવતાઓ પણ હાજર હતા. મુનિની વાણી વિસ્તાર પામવા લાગી. અહો ભવ્ય જીવો! આ સંસારમાં મોહ એક મહા શત્રુ છે. અનેક પ્રકારનાં કુકર્મો કરાવે છે. મોહ મદિરાનું જેણે પાન કીધું છે તે પોતાનું ભાન ભૂલી પરદારાપર કુદ્રષ્ટિ કરી લજ્જા લક્ષ્મી હારી કુગતિ વ્હોરી લે છે. માટે જો તમે તમારા આત્માનું ભલું ઇચ્છતા હો તો પરસ્રીથી મોહ ઉતારી પ્રત્યાખ્યાન પ્રતિજ્ઞા કરશો તો સુગતિના ગામી બનશો. આ પ્રમાણે મુનિના મુખની વાણી સાંભળી. મણિપ્રભ આદિ ઘણા વિદ્યાધરોએ પરદારાનાં પ્રત્યાખ્યાન કર્યાં. મયણરેહાને ભગિનિપણે માની લીધી.

તેજ સમયે એક દેવતાએ આવી પ્રથમ મયણરેહાને નમસ્કાર કીધો અને પછી મુનિને નમસ્કાર કરી મુનિ સન્મુખમાં બેઠો. આ દેખાવ અયુક્ત દેખી વિદ્યાધરોએ દેવતાને પ્રશ્ન કર્યો કે આપ દેવ હોવા છતાં અયુક્ત વંદન કેમ કર્યું? તેના ઉત્તરમાં દેવતાએ જણાવ્યું કે આ ભવ પહેલાં હું સુદર્શનપુરમાં યુગબાહુ નામે યુવરાજ પદનો ધણી હતો. મારા વડીલ ભ્રાતાએ કામાંધ થઇ મને પ્રાણરહિત કરવા માટે ખડ્ગનો પ્રહાર કર્યો. તે વખતે મારા રોમેરોમે ક્રોધ ઉભરાઈ ગયો હતો અને દુષ્ટ કલ્પનાઓ થતી હતી તેવે સમયે આ સતીએ મને જૈન ધર્મ સમજાવી, મોહ દશાથી પાછા હઠવાની ભલામણ કરી. સર્વ જીવોની

સાથે વૈરભાવની ક્ષમાની યાચના કરાવી અનશન વ્રત અદરાવ્યું. તેથી મેં પાંચમા દેવલોકના સુખની પ્રાપ્તિ કરી, તે સર્વ પ્રતાપ આ સતીનોજ છે. આજે અવધિજ્ઞાનના ઉપયોગથી જાણી મારા ધર્માચાર્ય રૂપ આ સતીને મેં પ્રથમ નમસ્કાર કર્યો. તે મેં અયોગ્ય કાર્ય કર્યું નથી.

હવે સતી તરફ જોઇ કહ્યું કે હવે આપનો શો વિચાર છે? સતીએ કહ્યું કે આત્મકલ્યાણ. દેવતાએ ત્યાંથી મયણરેહાને ઉપાડી આર્યાજીના સમાગમમાં મુકી. ત્યા તેણે પ્રવર્જ્યા ગ્રહણ કરી, અભ્યાસ કરતાં મહી મંડળે વિચરવા લાગ્યો.

તે કાળ તે સમયને વિષે મિથિલા નગરીના રાજા પદ્મરથના રાજમહેલમા મયણરેહાનો બાળક પંચધાવ્યથી પ્રતિપાલન થતો બીજના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગ્યો. આ બાળક રાજા પદ્મરથને ગૃહે આવ્યા પછી ઘણા શત્રુ રાજાઓ પદ્મરથ રાજાને નમી મિત્રભાવે પ્રવર્તવા લાગ્યા, જેથી સકલ સ્વજનની સાક્ષીએ આ બાળકનું નામ "નમિરાજ" આપ્યું. નમિરાજ બાળવયને મુકી સકલ શાસ્ત્ર શસ્ત્રની કળામાં પ્રવીણ થઇ યૌવન વયને પ્રાપ્ત થતા માતા પિતાએ એક હજાર ને આઠ કન્યાઓની સાથે પાણીગ્રહણ કરાવ્યું. એકદાપ્રસ્તાવે રાજા પદ્મરથે શુભ મુહૂર્તે નમિરાજને રાજ્યાભિષેક કરી પોતાની રાણી સાથે પોતે પ્રવર્જ્યા ગ્રહણ કરી મહીમંડળમાં વિચરવા લાગ્યા.

નમિરાજા તખ્તપર બેઠા પછી અનેક રાજાઓને નમાવી પૃથ્વીનું પાલન કરતાં થકાં અને સાંસારિક સુખ વિષયો ભોગવતાં થકાં વિચરતા હતા. એકદા પોતાની ગજશાળામાંથી આલાન સ્થંભને ઉખેડી એક મદોન્મત્ત ધવલ હસ્તી ભાગી સુદર્શન-પુરના વનમાં ગયો. તેજ સમયમાં ચંદ્રયશ રાજાના માણસો ત્યાં હાજર હોવાથી તે ગજને પકડી પોતાના રાજાની ગજશાળામાં

બાંધી દીધો. આ વાતની નમિરાજને ખબર પડવાથી નમિરાજે હસ્તી પાછો આપવાની માગણી કરી.

ચંદ્રયશ રાજાએ દૂતનું અપમાન કરી પાછો વાળ્યો. નમિરાજ મોટા સૈન્યસહિત સુદર્શનપુર પર ચડી આવ્યો. ચંદ્રયશ રાજા સૈન્યને લઇ દુર્ગની બહાર નીકળતાં અપશુકન થવાથી મંત્રીશ્વરોએ કાળ વિલંબ કરવાનું કહેવાથી ગઢરૂંધો કરી રહ્યા નમિરાજાએ દુર્ગ તોડવાનો વિચાર કર્યો. બંને ભાઇના યુદ્ધની વાત મયણરેહા સાધ્વીના જાણવામાં આવવાથી પ્રવર્તણીની આજ્ઞા લઇ બંને રાજાઓને સમજાવવા પધાર્યાં.

પ્રથમ નમિરાજાને બોધ આપી કહ્યું કે વડીલ બંધુથી સંગ્રામ કરવો યુકત નથી. આ વાત સાંભળી નમિરાજા આશ્ચર્ય પામી પૂછવા લાગ્યા કે ચંદ્રયશ યુગબાહુના પુત્ર છે અને હું પદ્મરથ રાજાનો પુત્ર છું; છતાં આપ મારા વડીલ બંધુ કહો છો તે કેવી રીતે? તે કૃપા કરી જણાવશો? મયણરેહા સાધ્વીએ પોતાના વીતકની સવિસ્તરે વાત કહી બતાવી. અને કહ્યું કે હે વત્સ! તમારી અંગુલીમાં તમારા પિતાના નામથી મુદ્રિકા પહેરાવનારી હું તમારી સંસાર પક્ષની માતા છું અને પદ્મરથ રાજા તો તમારા પાલક પિતા છે. આ વાત નમિરાજાએ સત્ય માની કહ્યું કે આપ મારા વડીલ બંધુને જાહેર કરો એટલે દુર્ગ ઉઘાડતાં હું આવી મળીશ.

આ વાત સાંભળી મયણરેહા સાધ્વીએ દુર્ગમાં પ્રવેશ કર્યો. ચંદ્રયશ રાજાએ સાધ્વીરૂપે માતાને ઓળખ્યા. સહર્ષ નમન કરી પૂછયું કે આપે આપના શીયલરક્ષણ અને મને દુઃખ પડશે એવા કારણને લઇ આપ અહિંથી ભાગી ગયા, અને છેવટે સંયમ પણ ગ્રહણ કર્યો, પરંતુ આપ સગર્ભા હતાં તેનું શું થયું? મયણરેહા સાધ્વીએ સર્વ વૃતાંત કહી બતાવ્યો. રાજા સહર્ષિત બની તુર્તજ શાંતિનાં ચિન્હો ફરકાવી દરવાજા ખુલ્લા મુકી પોતાના રાજમંડળ સહિત નમિરાજાને મળવા નીકળ્યો. નમિરાજા પણ વડીલ બંધુને

સન્મુખે આવતા ભાળી એકદમ દોડી ચંદ્રયશના ચરણમાં નમી પડયો. બન્ને ભાઇનું સેટ્વાપણું થયું આનંદ વર્તાણો. સાધ્વીજી પોતાના સ્થાનકે પધાર્યાં. છેવટે ચંદ્રયશ રાજાએ પણ સંસાર અસ્થિર જાણી નમિરાજને સુદર્શનપુરનું રાજ સોંપી પોતાની રાણીઓ સહિત પ્રવજ્યા ગ્રહણ કરી.

નમિરાજા પૂર્વ પુણ્યોદયે કરી મહામંડલિક કહેવાણા, એક સહસ્રને અષ્ટ રાણીઓની સાથે વિદેહ દેશ તથા માગધ દેશનું અધિપતિપણું ભોગવતા થકા અને ઇંદ્ર સમાન નિષ્કંટક અખંડ આણ વર્તે છે જેની એવા નમિરાજાને એકદા પૂર્વકર્મના ઉદયને લીધે શરીરને વિષે દાહ જ્વર રોગ ઉત્પન્ન થયો. તિગિચ્છોએ અનેક ઉપચારો કર્યા, છતાં શાંતિ વર્તાણી નહી. છેવટે બાવના ચંદનનું વિલેપન ભીના સુકું કરવાથી શાંતિ વળશે એમ તિગિચ્છોના કહેવાથી ચંદન ઘસવાનો હુકમ થયો. એક હજાર ને આઠ રાણીઓ પોતે ઘસવા લાગી. રાણીઓના કરમાં પહેરેલાં કંકણોનો ધ્વની ઉઠવા લાગ્યો. અન્ય વખતે જે ધ્વની શ્રોતેંદ્રિયને આનંદ આપતો હતો તેજ ધ્વની અત્યારે રાજાને અનિષ્ટ લાગવાથી એ ધ્વની બંધ કરવાનો હુકમ થયો. પ્રધાને એકેક કંકણ રખાવી ચંદન ઘસવાનું કામ જારી રખાવ્યું, ધ્વની બંધ થયો.

નમિરાજાએ મંત્રીશ્વરને પૂછ્યું કે ચંદન ઘસાતું બંધ રહ્યું ? તેના ઉત્તરમાં મંત્રીશ્વરે જણાવ્યું કે નહિ મહારાજા ! ચંદન ઘસાય છે. નમિરાજાએ પૂછ્યું કે ત્યારે પેલો ધ્વની કેમ બંધ થયો ? મંત્રીશ્વરે જવાબ આપ્યો કે એકેક કંકણ રખાવી બાકીનાં વડાં કરાવી નાખ્યાં. સામી બાજુએ બીજું નહીં હોવાથી કેની સાથે અથડાય ? કેની સાથે ભટકાય ? અથડાયા વિના કે ભટકાયા વિના ધ્વની કયાંથીજ ઉઠે ?

મંત્રીશ્વરના આ શબ્દો કર્ણસંપુટમાં પડતાંની સાથેજ નમિરાજા આશ્ચર્ય ચકિત થઇ એકાગ્રવૃત્તિમાં લીન થયા. સામી

બાજુએ શું ? અને પહેલું શું ? હા હા ! હું સમજ્યો. પહેલે મારો આત્મા અને બીજું દ્રવ્યથી રાજ, લક્ષ્મી, સ્ત્રી, પુત્ર, સગ સંબંધી, નાતી, જાતી આદિ અને ભાવથી વિષય કષાયાદિક તેમ અનિત્ય શું ? અને નિત્ય શું ?

૧ **અનિત્ય ભાવના**—આ સંસારના વૈભવો પરપુદ્ગલન સંબંધવાળા વિનાશક ધર્મ છે જેનો તેના કારણથી આત્મા ભવા ટવીમાં ભૂલો પડી ભટકાય છે, વા અથડાય છે; પણ હે આત્મન એ સર્વ અનિત્ય છે, અશાશ્વત છે, નિત્ય તો એક મારો આત્મ સદાકાળ શાશ્વતો અવિનાશી ધ્રૂવપદે અચળ અને દ્રષ્ટા છે તેજ શ્રેષ્ઠ છે.

૨ **અશરણ ભાવના**—ભવાટવીમાં ભૂલા પડેલા આત્માને આ સંસારમાં ત્રાણશરણ કોણ છે ? તેના જવાબમાં પરમાત્મા કહે છે કે "સંયોગા ય વિભાગા ય" એટલે આ સંસાર સમુદ્રને વિષે ડુબતા આત્માને પૂર્વ પુણ્યોદયના પ્રભાવે આ મનુષ્ય દેહરૂપ દ્વીપનો આધાર મળ્યો. તે દ્વીપ ઉપર આવી અનેક જીવોની સાથે રાગ રૂપ બેડીના બંધનમાં પડ્યો, અનેક પોદ્ગલિક સુખો મેળવ્યાં. તે પણ આયુષ્યના અંત સુધી અંતે જેનો સંયોગ થયેલો છે તે સર્વને વિયોગજ થવાનો છે તેમાંના કોઇ જીવ કે કોઇ પોદ્ગલિક સુખો મારા આત્માને ત્રાણશરણ નથી, પરંતુ અંતરભાવે વિચારૂં છું તો નિશ્ચયનયે શુદ્ધ આત્મજ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ જે ધર્મ તેજ મારા આત્માને ત્રાણશરણ છે, એટલે રક્ષણના કરવાવાળા છે.

૩ **સંસાર ભાવના**—શુદ્ધજ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપે જે ઉત્તમધર્મ, તે ધર્મના શરણ વિના આ આત્માએ ભવાટવીને વિષે પર્યટન કરતાં અનેક ભવ કીધા. પ્રભુએ કહ્યું છે કેઃ—

ગાથા-ન સા જાઇ ન સા જોણી, ન તં ઠાણં ન તં કુલં;
ન જાયા ન મુવા જત્થ, સવ્વે જીવા અણંત સો; ૧

**અર્થ**--એવી કોઇ જાતિ નથી, એવી કોઇ જોણી નથી, એવું કોઇ સ્થાનક નથી, એવું કોઇ કુળ નથી કે જે ઠેકાણે આ આત્મા જન્મ્યો ન હોય. વા મરણ પામ્યો ન હોય અર્થાત્ (પાંચ અનુત્તરવિમાનના દેવપણે તથા ચોપન ઉત્તમ પુરૂષ એ વર્જિને) સર્વ ઠેકાણે અનંતા જન્મ મરણ કર્યા. વળી એક કવિ પણ કહે છે કે

**સાયરનાં જળથી ઘણાંજી રે, મેં પીધાં માતાનાં થાન;**
**તૃપ્તિ ન પામ્યો આતમાજી રે, અધિક આરોગ્યાં ધાન રે**
**પ્રાણી રે, ક્ષણ લાખેણી રે જાય. ૧**

એ સંસારનાં જન્મ જરા મરણ રૂપ જંજીર (કેદખાના) થી હું ક્યારે છુટીશ? એ સંસાર મારો નથી, સંયોગ વિયોગ રૂપ દુઃખ દાવાનળનું ઘર છે. હું પોતે તો સ્વગુણો વડે કરી મોક્ષમયી નિરંજન નિરાકાર સિદ્ધ સમાન છું.

૪ **એકત્વભાવના**--સ્વગુણ પ્રગટ કરવાનો કામી આત્મા એમ વિચારે જે અમારો આત્મા એકલો છે તે એકલો આવ્યો છે અને એકલો જશે પોતાના કૃતકર્મના ફળો ચાર ગતિ ચોવીશ દંડક અને ચોરાશી લક્ષ જીવાયોનિમાં પૂર્વે એકલાએજ ભોગવ્યાં, અને વર્તમાન કાળે પણ એકલોજ ભોગવશે. તેમજ સ્વગુણો પ્રગટ કરવાને માટે પણ એકત્વપણું શ્રેષ્ઠ છે

ગિરધર કવિએ પણ કહ્યું છે કે—

કુંડલીયા.

એકાએકી સિદ્ધ મુનિ, સિદ્ધ સાધક દોય મુનીશ;
તીન ચાર કુટુંબ સમ, લશ્કર હે દશ વીશ.
લશ્કર હે દશ વીશ, તહાં નાના વિધ ઝગડા;
સદા રહે વિક્ષેપ, ક્યું ભેદી તેરી નગડા.
કહે ગિરધર કવિરાય, પુરૂષ જો પરમ વિવેકી;
કરકે સબકો ત્યાગ, સુ વિચરે એકાકી. ૧

### ત્યારે શું ચેલારૂપ સહાયક ન કરવો?

ચેલા ઉનકું ચાહિયે, જાકું ધન અરૂ ધામ,
ઇણ બીન ચેલા જે કરે, સો હે પુરૂષ સકામ.
સો હે પુરૂષ સકામ, કામકો હુવો આજારી,
વીતરાગકો સ્વાંગ, બનાયો મહા બજારી
કહે ગિરધર કવિરાય, નિસ્પૃહી જન રહે એકીલો;
જીનકો તૃષ્ણા રોગ, લગ્યો સો મૂંડે ચેલો. ૨

### ૫ અન્યત્વભાવના, યા અનેકત્વ ભાવના.

એકાકી ભાવને ઇચ્છાવાળો એમ વિચારે જે આ મનુષ્ય રૂપ સંસારને વિષે અનેક જીવો વા પુદ્ગલો જેની જેની સાથે હું સંબંધ ધરાવું છું તે સર્વ અન્ય છે, મારા સ્વરૂપથી ન્યારા છે. એકાંત કર્મ બંધનાં કારણો છે; ભવભ્રમણ કરાવનારા છે, તે સર્વનો સંગ છોડી હું મારા સ્વરૂપના રમણતામાં રહુ તેજ મને શ્રેષ્ઠ છે.

**૬. અશુચિભાવના**—અન્યત્વભાવના યા અનેકત્વભાવના ભાવવાવાળા એમ ચિતવે જે. આ શરીર અશુચિમય, અપવિત્ર, મળ-મૂત્રનું ભાજન, અનેક રોગોથી ભરેલું, જરા, પીત, કફ, વાયુનું ઘર, દુર્ગંધીમય છે. વળી આ સંસારમાં પણ કહ્યું છે કે—

**છિજ્જો ભિજ્જો જાય ખઓ, જો ઇહ મે હુ સરીર;**
**અપ્પા ભાવે નિમ્મલો, જં પાવ ભવતીર. ૧**

અર્થ—આ શરીર છેદાઇ જાય, ભેદાઇ જાય. પડી જાય, સડી જાય, વિણસી જાય એ મારૂં શરીર પૌદ્ગલિક છે, પર વસ્તુ છે. એક દિવસ મૂકવાનું છે. હું આ શરીરથી ન્યારો છું. એમ ચિંતવી આત્માને નિર્મળ ભાવે પ્રવર્તાવતા થકા સંસાર સમુદ્ર તરી કાંઠે પહોંચે.

વળી કહ્યું છે કે "ગર્વ ન કીજો રે ગાત્રનો" આ પ્રકારના નાશવંત શરીરનો ગર્વ શું કરવો?

વળી બ્રાહ્મણના સ્વરૂપમાં દેવતાઓએ આવી સનત્‌કુમાર ચક્રવર્તિને કહ્યું કે—

તવ તે બ્રાહ્મણ એણી પેરે બોલ્યા, સુણ હો ચક્રી રે રાયા;
સોળ રોગ તારી કાયાએ ઉપન્યા, ગર્વ મ કરીશ કાચી કાયા.
રંગીલા રાણા હો, રહો રહો રે મેરે સનત્‌કુમાર.! ૧

આ ઉપરથી કાચી કાયાનો ગર્વ નહિ કરતાં તેના ઉપરથી મોહ ઉતારી આત્મભાવની રમણતામાં રમવું તે શ્રેષ્ઠ છે.

૭ **આશ્રવભાવના**—આત્મભાવની રમણતામાં રમવું તે તો આશ્રવનાં ગરનાળાં બંધ કરે તોજ બની શકે. આશ્રવ એટલે કર્મ આવવાનાં કારણો, પંચ પ્રમાદ, અષ્ટ મદ, પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષય, સોળ કષાય, રાગ-દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વાદિક, એ સર્વથી ન્યારો થવા પ્રયત્ન કરજે.

૮ **સંવરભાવના**—એ સર્વથી ન્યારા થનાર આત્માઓને સંવર ગુણની પ્રાપ્તિ થાય છે. જ્ઞાન ધ્યાનાદિક શુભવૃત્તિ વડે બાહ્ય-વૃત્તિમાં જોડાતા આત્માને સ્વગૃહમાં પ્રવેશ કરાવવા પ્રયત્ન કરજે, જેથી આશ્રવનાં કારણો અળગાં થઇ સંવર ગુણની પ્રાપ્તિ થાય.

૯ **નિર્જરાભાવના**—સંવર ગુણની પ્રાપ્તિથી આત્મ પ્રદેશે લાગેલાં કર્મનું નિર્જરવાપણું થાય છે. શુદ્ધજ્ઞાન સહિત ધ્યાનાદિક જે જે ક્રિયાઓ કરવામાં આવે તે તે ક્રિયાથી કર્મરૂપ રજકણો દૂર થઇ આત્માને ઉજ્વળ કરે છે. માટે હે આત્મન્! તે કરવા તું પ્રયત્ન કરજે.

૧૦ **લોકભાવના**—શુદ્ધજ્ઞાન સહિત ધ્યાનાદિ શુભ ક્રિયાના કરવાવાળાઓ ધ્યાનધારામાં ચૌદ રાજલોકનું સ્વરૂપ ચિંતવે. નર્ક સ્થાનમાં નારકીપણે ઉત્પન્ન થએલાં પ્રાણીઓ પૂર્વ પાપના ઉદયે બહુધા દુઃખો ભોગવી રહ્યા છે. તેમજ બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાનના દેવતાઓ પૂર્વ પુણ્યોદયના

પ્રતાપે બહુધા સુખો ભોગવી રહ્યા છે. જ્યોતિષી, ભવનપતિ, વાણ વ્યંતર જાતિના દેવતાઓ પણ પોત પોતાની પુન્યાઇ પ્રમાણે સુખો ભોગવી રહ્યા છે. અને મનુષ્ય તિર્યંચો પાપ પુણ્યના પ્રભાવે સુખ દુઃખો અનુભવી રહ્યાં છે એ સર્વ શુભાશુભ કર્મના ચાળા છે. હે આત્મન! તું પણ તે જીવોની પેઠે સર્વ સ્થાનોમાં ઉત્પન્ન થઇ સુખ દુઃખાદિક સર્વ ભોગવી આવ્યો; હવે એ સર્વ નાટકના ખેલો મૂકી, તારો અક્ષય ખજાનાનો ભંડાર ખોલી, તારા શાશ્વતા ગૃહમાં નિવાસ કરી, તારૂં અવિનાશી સુખ ભોગવ. એજ તને શ્રેયસ્કર છે.

૧૧ બોધિ દુર્લભભાવના—અવિનાશી સુખની પ્રાપ્તિ કરવી તે તો બોધક પુરૂષોના બોધનોજ પ્રભાવ છે. બોધક પુરૂષો નિસ્પૃહી, સર્વ સંસારરૂપ નાટકથી અળગ રહેનારાળા, પ્રકૃતિઓનો ઉપશમ વા ક્ષય કરેલ છે જેણે, પરની નિંદા આપની પ્રશંસાથી વિરમ્યા છે. એવા અને સંસારી પ્રાણીઓના દુઃખોથી દયામણું થયું છે મુખ જેનું એવા મહાજ્ઞાનીનો બોધ સમ્યકત્વની પ્રાપ્તિ કરાવે છે. સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવ્યા પછી શુદ્ધ ચારિત્રના ચોકમાં કેલિ કરાવી મુક્તિ સુખને અપાવે છે. પણ એવા બોધકની ખામીને લઇ સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ થવી દુર્લભ કહી છે. અને કદાચિત્ સમ્યકત્વ પામ્યો તો ચારિત્ર સર્વવિરતિ પરિણામ રૂપ ધર્મ પામવો દુર્લભ કહ્યો છે.

૧૨ ધર્મ દુર્લભભાવના—બોધક પુરૂષના બોધની ખામીને લઇ નિરારંભી અને નિષ્પરિગ્રહિત તે પણ કુડકપટ, છળ, ભેદ, પ્રપંચ અને નિંદા કર્યા વિનાનો ધર્મ પામવો દુર્લભ કહ્યો છે. પરંતુ જો પૂર્વના પુન્યોદયની પ્રતિપૂર્ણ પાળ બાંધી હોય તોજ [illegible] શુક્લ ધ્યાન ધ્યાઇ ક્ષપક શ્રેણીએ આરૂઢ થઇ મોક્ષ નગરે પહોંચી શકે.

[illegible] અગિયાર શ્રેણીએ ચઢી બારે ભાવનાના સ્વરૂપને ચિંતવતાં [illegible] ગાથા ઉચ્ચારે—

**ઉવસંતો મોહણિજ્જો, સરઇ પોરાણિયં જાઇ. ૧**

અર્થ—મોહનીય કર્મનો ઉપશાંત થવાથી જાતિ સ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ થઇ.

જાતિસ્મરણ જ્ઞાને કરી પૂર્વ ભવે શુદ્ધ જ્ઞાન સહિત પાળેલા ચારિત્રના બળ વડે બારમા દેવલોકનાં સુખો ભોગવી ત્યાંથી ચવી આ મનુષ્ય લોકને વિષે આવી ઉપન્યો. તે સર્વ સાંભરી આવ્યું. જાતિ સ્મરણ જ્ઞાનવંત મહારાજા નમિરાજ તત્કાળ પ્રધાન એવો નિરારંભી અને નિષ્પરિગ્રહી આત્મધર્મને વિષે બોધ પામ્યા. પુત્રને રાજ્ય પદે સ્થાપી સંસારથી નીકળી આત્મધર્મ સેવવાને સન્મુખ થયા. નમિરાજા દેવલોકમાં રહેલી એવી દેવાંગનાઓના સરખી એક હજાર ને આઠ રાણીઓના અંતઃપુરની સાથે જે ભોગો ભોગવતા હતા, તે ભોગો આત્મબોધના પ્રભાવે છોડી દીધા મિથિલા નગરી સહિત આખો જનપદ (દેશ) હાથી, ઘોડા, કોઠાર, ભંડારાદિક સર્વ રાજ્ય લક્ષ્મી, સ્ત્રી, પુત્ર, પરિજન, સર્વને તજીને સંયમધર્મ સેવવાને નીકળી દ્રવ્યથી એકાંત સ્થાનને વિષે રહ્યા. અને ભાવથી સંગ રહિત એકલા રહ્યા. જ્ઞાનવંત નમિરાજર્ષિ પ્રવર્જ્યાધર્મ સેવવાને નીકળ્યા. તે વખતે આખી મિથિલાનગરી કોલાહલભુત થઇ. અર્થાત્ રાજ મંડળ તથા નગરજનો રૂદન કરવા લાગ્યા. નમિરાજર્ષિને ઉત્તમ એવા પ્રવર્જ્યા સ્થાનને વિષે ઉદ્યમવંત થતા શક્રેન્દ્રે અવધિ જ્ઞાનના ઉપયોગ વડે દીઠા તેમજ, તેજ કારણે મિથિલા નગરીનું રાજ્ય મંડળ તથા પરજનોને કોલાહલ કરતા દેખીને સર્વને શાંત કરવાને અર્થે બ્રાહ્મણને રૂપે નમિરાજર્ષિ પ્રત્યે આવી એવાં વચનો બોલતા હતા

હે નમિરાજા ! આજ મિથિલા નગરીનું રાજ્યમંડળ તથા પ્રજા જનો આકુલ વ્યાકુલ થઇ કોલાહલ શબ્દ કરી રહ્યા છે. જે શબ્દો ગૃહને વિષે ને પ્રાસાદને વિષે દારૂણ [illegible] ઠકિશકારી સંભળાય છે. તેનું શું કારણ છે? [illegible]!! [illegible]

તમારી પ્રવર્જ્યાજ સર્વને દુઃખકર નીવડી છે. તેવા પ્રકારનાં વાક્યો નમિરાજ સાંભળી વિપ્ર પ્રત્યે કહે છે. ગાથા.

હે વિપ્ર ! સાંભળ ! સાંભળ ! !

**ગાથા-મિહિલાએ ચેઇએ વચ્છે, સીયચ્છાએ મણોરમે;**
**પત્ત પુપ્ફ ફલો વેએ, બહુણં બહુગુણે સયા. ૯**
**વાએણ હીરમાણંમિ, ચેઇયંમિ મણોરમે;**
**દુહિયા અસરણા અત્તા, એ એ કંદંતિ ભોખગા ૧૦**

**ભાવાર્થ**-મિથિલા નગરીના ઉદ્યાનમાં સદાય પત્ર પુષ્પ ફલને શીતલ છાયાએ કરી પંખી પ્રમુખ ઘણા જીવને ઘણા ગુણોનો કરણહાર ને મનને રમણિક એવું "મણોરમ" નામે વૃક્ષ હતું. ૯. અહો વિપ્ર ! એ વનમાં "મનોરમ" વૃક્ષ પવનથી હાલવે કરી અર્થાત્ વૃક્ષ પડી જવાથી એ પંખી શરણ રહિત પીડયા થકા આક્રંદ કરે છે, જેમ એ પંખી પોતાના સ્વાર્થને માટે આક્રંદ કરે છે પણ વૃક્ષને માટે કરતા નથી. તેમ એ સ્વજનાદિક પોતાના સ્વાર્થને વાસ્તે આક્રંદ કરે છે, પણ મારી પ્રવર્જ્યાને વાસ્તે કોઇ આક્રંદ કરતા નથી. તેથી અમારી પ્રવર્જ્યા (દીક્ષા) કલ્યાણનું કારણ છે. ૧૦.

વિપ્રવાક્ય-હે ભગવન ! તમારૂં હૃદય કેવું છે! જુઓ તો ખરા—એ પ્રત્યક્ષ વાયુથી પ્રેરિત એવી અગ્નિએ કરી તમારાં મંદિર ને અંતેઉરાદિક બળે છે, તો શા માટે તું સામું નથી જોતો ?

વિપ્રનાં વચનો સાંભળી નમિરાજ બોલ્યા કે હે વિપ્ર !

**ગાથા-સુહં વસામો જીવામો, જેસિં મો નત્થિ કિંચણં;**
**મિહિલાએ ડજ્ઝમાણીએ, ન મે ડજ્ઝઇ કિંચણં ૧૪**
**ચત્ત પુત્ત કલત્તસ્સ, નિવ્વાવારસ્સ ભિક્ખુણો;**
**પિયં ન વિજ્જાઇ કિંચિ, અપ્પિયં પિ ન વિજ્જાઇ ૧૫**

બહુ ખુ સુણિણો ભદ્દં, અણગારસ્સ ભિક્ખુણો;
સવ્વઓ વિપ્પમુક્કસ્સ, એગંત મણુપસ્સઓ. ૧૬

ભાવાર્થ-જેમ સુખ હોય તેમ હું વસું છું (રહું છું) સુખે કરીને જીવું છું, એ મિથિલાદિક નગરી ને મંદિરાદિક બલતે થકે મારૂં કિંચિત્ માત્ર પણ બળતું નથી ૧૪. જેણે પુત્ર સ્ત્રી વ્યાપારાદિક સર્વ છાંડયાં છે એવા સાધુને કોઈ વસ્તુ ઉપર પ્રિયપણું નથી, તેમ કોઇ વસ્તુ ઉપર દ્વેષ પણ નથી. ૧૫. ઘર તથા ગૃહસ્થના વ્યાપારને આરંભ પરિગ્રહ રહિત એવા સાધુને નિશ્ચે ભદ્ર કલ્યાણ (સુખ) હોવાથી હું એકલો છું, એમ એકત્વપણાને દેખતો થકો વિચરે. અમારૂં કોઇ નથી. એ નમિરાજર્ષિનો પક્ષ હું એકલો છું. ૧૬

ઉપરના શબ્દો સાંભળી વળી વિપ્ર કહે છે કે હે રાજન્! ગઢ, પોળ, કમાડ, ભોગળ, ગઢ ઉપરનો કોઠો, ખાઇ, સો મનુષ્યની ઘાત કરે એવાં શતઘ્ની શસ્ત્ર કરાવીને તે વાર પછી હે ક્ષત્રીરાજ જજે ઉપરનાં વાકયો સાંભળી નમિરાજ વિપ્ર પ્રત્યે ઉત્તર આપે છે-

ગાથા-સદ્ધં નગરં કિચ્ચા, તવ સંવર મગ્ગલં;
ખંતી નિઉણ પાગારં, તિગુત્તં દુપ્પધંસયં. ૨૦
ધણું પરક્કમં કિચ્ચા, જીવં ચઇરિયં સયા;
ધિઇ ચ કેયણં કિચ્ચા, સચ્ચેણ પલિમંથએ. ૨૧
તવનારાય જુત્તેણ, ભિત્તુણં કમ્મ કંચુયં;
મુણી વિગય સંગામો, ભવાઓ પરિમુચ્ચએ. ૨૨

ભાવાર્થ—તત્વની શ્રદ્ધા રૂપ નગરને વિષે બાર ભેદે તપસ્યા રૂપી કમાડ મિથ્યાત્વાદિકને રૂંધી સંવરરૂપ ભોગળ, ક્ષમારૂપી ગઢ, શુભ મનોયોગ કોઠો શુભ વચનયોગરૂપ ખાઇ, શુભ કાયારૂપ શતઘ્ની અને ત્રણ ગુપ્તિએ કરી મારો ગઢ નગર કોઇથી પરાભવ્યો ન જાય. ૨૦ પાંચ સમિતિરૂપ. પરાક્રમ ધૈર્યરૂપ કમાનનો મધ્ય

ભાગ તે પકડવાની મુંઠ અને સત્યરૂપ ચાપડે કરી પરાક્રમરૂપી ધનુષ્ય બાંધ્યો છે. ૨૧ લૌકિક સંગ્રામ રહિત એવા સાધુ પરાક્રમ રૂપી ધનુષ્યને તપ રૂપ લોહનાં બાણે કરી કર્મરૂપી વૈરીની સેનાને વિદારવે કરી સંસારથી મુકાય. ૨૨.

**વિપ્ર વાક્ય**—રાજ્ય યોગ્ય શિખરબંધ ઉંચાં ઘર તથા એ ત્રણાદિક મજલાવાળાં ગવાક્ષાદિક સહિત સામાન્ય ઘર તેમજ મેડી ચોબારા, અગાશી સહિત એવા તળાવમાહે ક્રીડા કરવાનાં ઘર કરાવીને તે વાર પછી હે ક્ષત્રીરાજ! તું જજે.

ઉપરના શબ્દો સાભળી નમિરાજ વિપ્ર પ્રત્યે કહે છે કે,

**ગાથા**—સંસય ખલુ સો કુણઇ, જો મગ્ગે કુણઇ ઘરં;
**જત્થેવ ગન્તુમિચ્છેજ્જા, તત્થ કુવ્વેજ્જ સાસયં. ૨૬**

**ભાવાર્થ**—હે વિપ્ર! હું અહિં રહીશ કે નહીં! અથવા આગળ મને ઘર મળશે કે નહીં! એવો જેના મનમાં સંશય રહેતો હોય તેજ માર્ગને વિષે ઘર કરે, પણ મારા મનમાં સંશય નથી કારણ કે અહિંથી જવું છે; માટે સમકિતાદિક ગુણે કરી સહિત હોય તેને માટે મુકિતરૂપ નિવાસ યોગ્ય હોય, માટે જ્યાં હું મુકિત જવાની ઇચ્છા રાખું છું ત્યાં મારૂં શાશ્વતું ઘર સિદ્ધિરૂપી હું શાશ્વતું ઘર કરૂં છું. ૨૬ ઉપરનાં વાક્યો સાભળી વળી વિપ્ર બોલ્યા કે હે નમિરાજ! જે માણસ ચોરી કરી ધનને હરે છે, ને માણસને મારે છે, વાટે લૂંટે છે, ધાડ પાડે છે, ગાંઠો કાપે છે, એવા ચોરને નિવારી નગરને ક્ષેમ કરીને તે વાર પછી તમે જજો. તેના જવાબમાં ક્ષત્રીરાજ વિપ્ર પ્રત્યે કહે છે તે.

**ગાથા**—અસઇ તુ મણુસ્સેહિં, મિચ્છા દંડો પજુંજઇ;
**અકારિણોત્થ બજ્ઝંતિ, મુચ્ચઇ કારઓ જણો ૩૦**

**ભાવાર્થ**—અહંકારપણે અને અજ્ઞાનાદિકે કરી વારંવાર મનુષ્યો વારંવાર મનુષ્યને જુઠા દંડ કરે છે. કારણ કે જે નિરપ-

રાધી કે જે ચોરી નથી કરતા તેને શરીર ત્યાગ તથા દેશ ત્યાગ વિગેરે દંડ દે છે, અને જે ચોરી કર્મના કરનાર તે મુકાય છે. અર્થાત્ ચોરી કરનાર છુટી જાય છે ૩૦ તેથીજ હું અલગ થાઉં છું. ઉપરના શબ્દો સાંભળી વળી વિપ્ર બોલ્યા કેઃ—

હે નરાધિપતિ! જે કોઇ રાજા તમને નથી નમતા તથા તમારી આજ્ઞા નથી માનતા તેમને પોતે વશ કરીને તે વાર પછી હે ક્ષત્રિરાજ! તું જજે—તેના જવાબમા નમિરાજ કહે છે.

ગાથા—જો સહસ્સ સહસ્સાણ, સંગામે દુજ્જએ જિણે; એગં
જિણેજ્જ અપ્પાણં, એસ સે પરમો જઓ ૩૪
અપ્પાણ મેવ જુજ્ઝાહિ, કિં તે જુજ્ઝેણ બજ્ઝવો;
અપ્પાણમેવ અપ્પાણં, જઇત્તા સુહમેહએ ૩૫
પંચિંદિયાણં કોહં માણં, માયં તહેવ લોભં ચ;
દુજ્જયં ચેવ અપ્પાણં, સવ્વમપ્પે જિએ જિયં. ૩૬

હે વિપ્ર! હજારને હજારગણા કરવાથી દશલાખ થાય. એવા દશલાખ સુભટો જેને વિષે હોય એવા દુર્જય (નહીં જીતી શકાય તેવા) સંગ્રામને એક કોઇ વાસુદેવ પ્રમુખ જીતે અને એક પોતાના દુષ્ટાચારી આત્માને તપ સંયમે કરી જીતે તો એ બેમાંથી પોતાના દુષ્ટાચારી આત્માને જીતે તેને ઉત્કૃષ્ટો જયવંત જાણવો. કારણ કે દુષ્ટાચારી હોવાથી પોતાનો આત્માજ દુર્જય છે માટે તેનેજ જીતવો. ૩૪ જે પોતાના આત્મા સાથે યુદ્ધ કરે તેને બહારનું યુદ્ધ કરવાની શી જરૂર? કારણ કે જ્ઞાન આત્મા તથા ચારિત્ર આત્માએ કરી અજ્ઞાન આત્મા તથા કષાયાદિક અશુદ્ધ આત્માને જીતે તે મોક્ષનાં સુખ પામે ૩૫ પાંચ ઇંદ્રિયો મિથ્યાત્વ અવ્રત, ક્રોધ. માન. માયા (કપટાઇ) લોભ ને અશુભ મનોયોગ, એવા દુરાચારી આત્માને જીતવો દુષ્કર છે એવા દુષ્ટાચારી આત્માને જેણે જીત્યો તેણે સર્વ જીત્યું, કારણ કે ઇંદ્રિયો, મિથ્યાત્વ, અવ્રત,

કષાય ને યોગ જીતવા બહુજ દુષ્કર છે. માટે તેને જીતવા અને તેને જીતવાથીજ જીવ સુખ પામે છે. ભાવ વૈરીને જીતીને નમાડ અને તેનેજ નમાડવાની જરૂર છે. માટે હું તેનેજ નમાડવા નીકળ્યો છું.

ઉપરનાં વાક્યો સાંભળી વિપ્ર બોલ્યા કે ચાલ ભાંઈ તે વાત જવા દે. પણ હું કહું તે તો તું કર.

વિપ્ર—હે ક્ષત્રિય ! મહાયજ્ઞો કર, શ્રમણ બ્રાહ્મણને જમાડ. સુવર્ણાદિનાં દાન દે, તું પોતે ભોગ ભોગવ, અને હોમ હવન કર. ત્યાર પછી દીક્ષાર્થે જજે—તેના જવાબમાં ક્ષત્રીરાજ કહે છે.

**ગાથા-જો સહસ્સં સહસ્સાણં, માસે માસે ગવં દએ; તસ્સાવિ સંજમો સેઓ. અદિંતસ્સ વિ કિંચણ. ૪૦**

**ભાવાર્થ**-કોઇ મહિને મહિને દશ દશ લાખ ગાયોનું દાન કરે. (અહિં ભૂમિ સુવર્ણાદિકનું પણ દાન સમજવું. લોકમાં ગાયનું દાન પ્રસિદ્ધ ગણે છે. તેથીજ અહિં ગાયનું દાન મુખ્યત્વે કહેલ છે.) તેવા પુરૂષને જો કદાચિત્ ચારિત્રાવરણીય કર્મના ક્ષયોપશમપણાથી સર્વ આશ્રવ વેરમણ રૂપ ચારિત્ર અશંસનીય ગણાય, કેમકે તેમનો સંયમ એ દાન કેરતાં પણ શ્રેષ્ઠ છે. ૪૦

હે મુનિરાજ ! ગૃહસ્થાશ્રમ નભાવવો બહુ કઠણ છે. સાંભળ સાંભળ ! ચિત્ત દઇ સાંભળ !

વિપ્ર વાક્ય—હે નરાધિપતિ ! બ્રહ્મચારી ૧ ગ્રહી ૨ વાનપ્રસ્થ ૩ ભિક્ષુ ૪ એવા ચાર પ્રકારના આશ્રમ છે, તેમાં ગૃહસ્થાશ્રમ ઘણો આકરો છે, કારણ કે તેને અંગે અનેક સંકટો સહન કરવાં પડે છે. તથા વળી બીજા ત્રણ આશ્રમવાળા ગૃહસ્થાશ્રમને આધારે છે, તેથી તે ગૃહસ્થાશ્રમ પોતાના આત્માના કાર્યને, અને પરના આત્માના કાર્ય સાધવાને માટે સમર્થ છે, ને તેને શૂરા પુરૂષોજ નિભાવી શકે છે. અને સાધુપણું લઇ ભિક્ષાવ્રતી કરવી એ તો

કાયર પુરૂષનાં લક્ષણુ છે, કારણુ કે કૃષણી પશુપાલાદિક પણુ કહે છે કે ભિક્ષા માગીને ખાઓ છો તો કમાઇને કેમ ખાતા નથી ? એમ ભિક્ષાવૃત્તિ કરનારને લોકમાં નિંદાપાત્ર ગણે છે. માટે તમારા જેવા શૂર પુરૂષોને તે યોગ્ય નથી. તેથી તમે ગૃહસ્થાશ્રમમાંજ રહીને સર્વનું પોષણુ કરો, એજ ઉત્તમ ધર્મ છે--તેના જવાબમાં નમિરાજ કહે છે કે:--

ગાથા--**માસે માસે ઉ જો બાલે, કુસગ્ગેણું તુ ભુંજએ; ન સો સુયક્ખાય ધમ્મસ્સ, કલં અગ્ઘઇ સોલસિં ૪૪**

ભાવાર્થ--કોઈ નિર્વિવેકી, અજ્ઞાની, મિથ્યાત્વદૃષ્ટિ માસ માસખમણુનાં પારણાં કરે, અને તે માસખમણુને પારણે ફકત ડાભજ ભક્ષીને રહે તથા ગૃહે રહી તેવો તપ કરે, તો પણ તેના તપનું ફળ શ્રી ભગવંતે ભાખેલા ચારિત્ર રૂપ ધર્મના સોળમા ભાગના ફળને પણ પહોંચે નહિ ૪૪. તો પછી બીજાં આશ્રમોની તો વાતજ કરવી શી ? તેટલા માટેજ હું દીક્ષા ગ્રહણ કરૂં છું.

વિપ્ર વાકય--ખેર અત્યારે તું મારી એકે વાત કબુલ કરતો નથી તો તારૂં તું જાણે, પણ તારા ભંડારમાંનો તો વિચાર કર. રૂપું, સોનું, મણિ, મોતી, ત્રાંબું સુંદર વસ્ત્રો, રથાદિક વાહન અને ભંડાર વધાર, ત્યાર પછી હે ક્ષત્રિય ! તું દીક્ષાર્થે જજે. તેના જવાબમાં નમિરાજ કહે છે કે કાવ્ય--

ગાથા-**સુવન્ન રૂપ્પસ્સઓ પવ્વયા ભવે, સિયા હુ કેલાસસમા અસંખયા; નરસ્સ લુદ્ધસ્સ ન તે હિ કિંચી, ઇચ્છા હુ આગાસ સમા અણંતિયા. ૪૮**
**પુઢવી સાલી જવા ચેવ. હિરન્નં પસુભિસ્સહ: પડિપુન્નં નાલમેગસ્સ, ઇઇ વિજ્જા તવં ચરે. ૪૯**

ભાવાર્થ-હે વિપ્ર ! સોના રૂપાના અસંખ્યાત મેરૂ જેટલા ઢગલા કરીને કોઇ લોભી પુરૂષને આપે તોપણ તેની તૃષ્ણા નિવર્તે નહિ. કારણકે તૃષ્ણા આકાશની પેરે અનંતી છે, અને ધનની

જાય. તો તે ભોગવ્યાનું તો કહેવુંજ શું ? ૫૩. હવે કામભોગ સેવ્યા વિના ફક્ત તેની અભિલાષા કરતો થકો પણ જીવ દુર્ગતિએ કેમ જાય તે કહે છે. ક્રોધ કરી નરકાદિક અધોગતિએ જાય. માને કરી અધમગતિને પામે છે કપટાઇ કરી ભલી ગતિનો નાશ થાય, અને લોભથી આ લોકને વિષે ધનાદિક રાખવાને બીતો રહે, અને પરલોકે નરકાદિક ભય પામે. કામભોગની પ્રાર્થના કરવાથી ક્રોધાદિક ઉપજે અને તેનાં ફળ પૂર્વોક્ત પ્રમાણે થાય, તેથીજ કામભોગની પ્રાર્થના કરવાથી જીવ દુર્ગતિએ જાય. તેથી હું ક્રોધાદિકના ફળને જાણું છું, તેથીજ ક્રોધાદિક નહિ કરૂં ૫૪ હે વિપ્ર ! એવાં પરિણામે દુ:ખ આપનાર કામભોગનું સેવન કોણ કરે ? જ્ઞાની તો નજ કરે.

ઉપરના મહાન્ વૈરાગ્યમય વચનામૃત નમિરાજનાં સાંભળી તેજ વખતે બ્રાહ્મણનું રૂપ છાંડીને પોતાનું ખરૂં સ્વરૂપ પ્રગટ કરીને ઇન્દ્રે આદરપૂર્વક રાજર્ષિને નમન કર્યું, અને મધુર વચને કરીને સ્તુતિ કરવા લાગ્યો.

**ગાથા—અહો તે નિજ્જિઓ કોહો, અહો તે માણો પરાં-
જિઓ; અહો તે નિરક્કિકય માયા, અહો તે લોભો
વસીકઓ ૫૬.**

**ભાવાર્થ**—હે નરાધિપતિ ! આશ્ચર્યકારી તમે ક્રોધને જીત્યા, કેમકે જે રાજા તમને નથી નમતા તેને નમાડી જાઓ એવું મેં કહ્યું, તે વારે તમે ક્ષોભાયમાન થયા નહિ, તેથી મેં જાણ્યું જે એણે જરૂર ક્રોધને જીત્યો છે. આશ્ચર્યકારી તમે અભિમાનને જીત્યા, કારણ કે જે વખતે તમને કહ્યું જે તમારા સ્વજન અંતેઉરાદિક બળે છે, તેનુ રક્ષણ કરો, તે વારે તમને અભિમાન ન આવ્યું, જે મારા છતાં મારાં સ્વજનાદિક કેમ બળે છે, તેથી મેં જાણ્યું જે એણે અભિમાન જીત્યું છે, આશ્ચર્યકારી તમે માયા

(કપટાઇ) જીતી, કારણકે જે વખતે તમને કહ્યું કે તમે નગરને ગઢ ખાઇ પ્રમુખ ચોરને વશ કરવા કરાવો, ત્યાં તમને કપટાઇ નહિ પ્રગટવાથી તમે માયા જીતી છે, એમ મેં જાણ્યું. આશ્ચર્યકારી તમે લોભને જીત્યા, કારણકે જે વખતે મેં તમને કહ્યું કે તમે સોના રૂપાના ભંડાર ભરાવો, ત્યાં તમને લોભ નહિ ઉપજવાથી મેં જાણ્યું જે એણે જરૂર લોભને જીત્યો છે ૫૬

**ગાથા-અહો તે અજ્જવં સાહુ, અહો તે સાહુ મદ્દવં;**
**અહો તે ઉત્તમા ખંતી, અહો તે મુત્તિ ઉત્તમા. ૫૭**

**ભાવાર્થ**-અહો! સાધુ પુરૂષ! આપની સરલતા વિસ્મય પમાડે એવી છે! આપનો મૃદુભાવ (કોમલતા) આશ્ચર્ય-કારક છે! ધન્ય છે આપની ઉત્તમોત્તમ ક્ષમાને! ધન્ય છે આપની શ્રેષ્ઠ નિર્લોભતાને. ૫૭

હે પૂજ્ય! આ ભવને વિષે આપ ઉત્તમ પુરૂષ છો. હવે પછીના-ભવમાં (પરલોકે) પણ આપ ઉત્તમ થશો. અને સર્વ લોક-માં સર્વોત્તમસ્થાન જે મોક્ષ તેને વિષે કર્મ રહિત થઇને આપ નિશ્ચે જશો. ૫૮

આ પ્રમાણે સ્તુતિ કરી શક્ર (ઇંદ્ર) પૂર્ણ શ્રદ્ધાથી પ્રદક્ષિણા દેતો નમિરાજર્ષિને વાંદવા લાગ્યો, અર્થાત્ વાંદીને આકાશ માર્ગે ઉત્પત્યો.

નમિરાજર્ષિએ પોતાના આત્માને વિનય ધર્મને વિષે સ્થાપ્યો. અને સર્વ સંગ તજીને ચારિત્ર ધારણ કર્યું--તત્વ સંબુદ્ધ પંડિત અને વિચક્ષણ પુરૂષો આ પ્રમાણે વર્તે છે. અને જેવી રીતે નમિરાજર્ષિએ કામભોગને છાંડયા તેવી રીતે કામભોગથી નિવર્તે છે ॥ ઇતિ ॥

હે આત્મન્! જેમ નમિરાજર્ષિએ આત્મસ્વરૂપ જાણી પરવસ્તુ જે કામ--ભોગ, વિષય, કષાય, મન અને ભોગાદિક ઉપર બીજાુર

પ્રીતિ ન કરી, તેમ તારે પણ તેમજ કરવાનું છે આત્મિકધર્મમાં દ્રઢ રહી અંતઃકરણ શુદ્ધે રત્નત્રયીની આરાધના કર, અને સદ્ગુરૂ સેવામાં "મન" અર્પણ કર.

હે આત્મન્! નમિરાજર્ષિએ આત્મસ્વરૂપ જાણી પરવસ્તુ પરથી મોહ ઉતારી કામ-ભોગ અને વિષય કષાયોને વેગળા મુકી યોગની ચપળતાથી વેગળા રહેવા મનરૂપી દુષ્ટ અશ્વને ધર્મ રૂપ લગામથી કબજે કરી લીધો—વાંચો ઉત્ત૦ અ૦ ૨૩ ગાથા ૫૮

ગાથા—**મણો સાહસિઓ ભીમો, દુટ્ઠાસો પરિધાવઇ,**
**તં સમ્મં તુ ગિન્હામિ, ધમ્મ સિક્ખાઇ કન્થગં ૫૮**

અર્થ—સાહસિક અને રૂદ્ર નામ બિહામણો એવો મનરૂપી દુષ્ટ અશ્વ દશે દિશાને વિષે દોડયાં કરે છે, તેને ધર્મશિક્ષારૂપ લગામ વડે ગ્રહણ કરી "સમ" એટલે ન્યાય માર્ગે ચલાવું છું ૫૮.

તેમ હે આત્મન્! તું પણ મનરૂપી દુષ્ટ અશ્વને ધર્મ-શિક્ષારૂપ લગામવડે ગ્રહણ કરી કબજે કરી લેજે, નહિતો ઉન્માર્ગે ગમન કરી દુર્ગતિરૂપ ખાડામા હોમી દેશે.

હે ભવભીરૂ આત્માઓ! મન એવું દુષ્ટ છે કે જો તેને લગાર પણ છુટું મુકશો તો તમારા એકે કાર્યની સિદ્ધિ થવાની નથી. તેટલા માટેજ અશુદ્ધ મન કહે તેમ ન કરતાં પણ અંતરાત્મા (શુદ્ધમન) કહે તેમજ કરવું.

કેમ કે કુદરતનો એવો નિયમ છે કે જેને આપણે ચાહીએ તે આપણને ચહાય. અમુક મનુષ્ય આપણા પ્રત્યે પ્રેમ રાખે છે કે નહીં? એ સવાલનો જવાબ આપણા અંતઃકરણ તરફથી મળી શકે છે. કારણ કે આપણું અંતઃકરણ એજ જ્ઞાન છે, તેમ કહેવામાં બાધક નથી. કારણ કે અંતઃકરણ (અંતરાત્મા) માં એવીજ કોઈ ગુપ્ત શક્તિ છે કે; સાચું અને જુઠું, સ્વ અને પર પરખી શકે છે. અંતઃકરણ (અંતરાત્મા) ને અંતઃકરણ કહે તેમ જો આપણે

કરીએ તો આ સંસારમાં સર્વોપરી થઇ શકીએ. કારણ કે અંતઃકરણ ભવિષ્યમાં શું થશે તે પણ જાણી શકે છે જ્યારે આપણે કંઇપણ કાર્યને આરંભ કરીએ છીએ, ત્યારે તે કાર્યમાં અંતઃકરણ પોતાનો અભિપ્રાય સત્યજ આપે છે. પણ આપણે તે પ્રત્યે લક્ષ આપતા નથી. અને આપણું અશુદ્ધ મન જે પ્રત્યે દોરે તે તરફ દોરવાઇએ છીએ. પણ જો શાંતિથી અંતરાત્માનું કહ્યું કરીએ તો આપણાં તમામ કાર્યો શુભ થવાના; અને એકે પણ કાર્ય ખરાબ થશેજ નહિ. પરંતુ અંતરાત્માનું સાંભળે છેજ કોણ? માત્ર અશુદ્ધ મન કહે તેમજ કરીએ છીએ, તેથીજ આજ સુધીમાં કાર્યની સિદ્ધિ થઈજ નહિ.

**"મનઃ માતંગ રૂપં ચ, જ્ઞાનાંકુશાન્નિબધ્યતે."**

મન મહાન્ મદોન્મત્ત હસ્તિના જેવું છે; પણ જ્ઞાન રૂપી અંકુશથી વશ થાય છે. જો જ્ઞાનરૂપી અંકુશનો તેના પર માર હોય તો તે આધીન થઇ રહે છે અને જેટલું કહીએ તેટલુંજ કરે છે. તે બીલકુલ સ્વતંત્ર રહી શકતું નથી, માટે જ્ઞાનવડે કે ધ્યાનવડેજ "મન" વશ થઇ શકે છે. તે વિના મન વશ થઇ શકતું નથી, માટે સત્ય જ્ઞાન અને ધ્યાનની પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો

જ્ઞાન અને ધ્યાનનો પૂર્ણ પ્રકાશ કરીશ તો અશુદ્ધ મન અવશ્ય વશ થશે. જ્યારે મન વશ થયું ત્યારે વિષય અને કષાયો ઉભા રહેશેજ નહિ. જ્યારે વિષય અને કષાયો વેગળા થશે ત્યારે તેને સર્વ દુર્ગુણો નાશ થવાની સાથેજ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થશે જ્યારે આત્માને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે તેનામાં જડતા બીલકુલ રહેતી નથી તેમજ સંસારના સર્વ વિષયો પ્રત્યે બીલકુલ પ્રેમ રહેતો નથી. તેને તો માત્ર આત્મિક દયા અને ભક્તિ સિવાય કંઇ પણ હોતું નથી. અરે! ક્યાં દિવસ અને ક્યાં રાત્રી. ક્ષુધાતૃષા, સુખ દુઃખ વગેરે સર્વેનું પાનું વિસ્મરણ થવા લાગે છે અને તેનું મન તદાકાર થવા લાગે છે, જ્યારે તદાકાર આત્મા થાય છે ત્યારે

તેને દેહનું ભાન કે બાહ્યેન્દ્રિયોનું જ્ઞાન પણ લુપ્ત થાય છે. તેમજ જોવાની, સાંભળવાની, સ્પર્શની, રસની કે ગંધાદિક વિષયો ની આસક્તિ બીલકુલ રહેતી નથી. જો કે ઇંદ્રિયો આકર્ષણ કરે છે ખરી છતાં પણ અંતરાત્માની સંપૂર્ણ જાગ્રતિના જોરે આકર્ષણ કરી શકતી નથી. એવા ગુણો હે આત્મન્! તને પ્રાપ્ત થાય ત્યારે જાણજે કે મને સત્યજ્ઞાન પ્રાપ્ત થયું, અને અશુદ્ધ મન મરી ગયું છે. એમ માનજે.

નમિરાજર્ષિને તેવાજ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોવાથી ઇંદ્ર મહારાજનું જોર તેના ઉપર ચાલી શક્યું નહિ. તેમ હે આત્મન્! તું પણ શુદ્ધ મનના યોગે વિષય કષાયોનો લય કરી તેવું જ્ઞાન પ્રાપ્ત કર કે ફરી તારે જન્મ મરણના ફેરા કરવા પડે નહિ.

તે આત્મભાવની વક્તવ્યતા વિના સંયમ તપ ક્રિયાનું સેવન કરીશ તો ઉંચામા ઉંચા દેવલોકાદિકનાં સુખો મળશે ખરાં, પરંતુ જન્મ મરણના ફેરા મટશે નહિ વાંચો ભ શ. ૨ ઉ. ૫ માનો—

**પાઠ—પુવ્વતવેણં પુવ્વસંજમેણં કમ્મિયાએ સંગિયાએ અજ્જો દેવા દેવલોએસુ ઉવવજ્જંતિ એસણ્ણં સચ્ચે નો ચેવણં આયભાવ વત્તવયા.**

અર્થ—આશી તપ કરવાથી યા તો સરાગ સંયમ સેવવાથી અથવા આયુષ્ય પ્રતિપૂર્ણ થતાં જીવની પાસે કર્મનો વિપાક રહેવાથી અગર તો તેજસ કાર્મણરૂપ પુદ્ગલને સંગે ધર્મ દેવ જે મુનિઓ દેવલોકમાં જાય છે. એ અર્થ સાચો છે, પણ નિશ્ચય આત્મભાવની વ્યક્તવ્યતાએ તો મોક્ષમાંજ જાય છે.

મોક્ષાર્થી જીવો નિશ્ચય જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવા પ્રયત્ન કરે.

આગમસારમાં દેવચંદ્રજી મહારાજે કહ્યું છે કે—દોહરા.

પર પરિણતિ અપની કર માને, ક્રિયા ગરવે ઘેલો;
તાકું જૈન કહો કેમ કહીએ, સો મૂરખમાં પેલો. ૧

સાધર્મીથી અધિક જસ, પરિજન ઉપર પ્રેમ;
તાકું સમકિત ન જાનીયે, આગમનીતિ એમ. ૨

× × × × ×

સૂક્ષ્મ બોધ વિણુ ભવિકને, ન હોય તત્ત્વપ્રતીત;
તત્ત્વાવલંબન જ્ઞાન વિણુ, ન ટળે ભવભ્રમ ભીત. ૧
તત્ત્વ આત્મસ્વરૂપ છે, શુદ્ધ ધર્મ પણ તેહ;
પરભાવાનુગ ચેતના, કર્મ ગ્રહે છે એહ. ૨
તજી પરપરિણતિ રમણુ, ભજ નિજ ભાવ વિશુદ્ધ;
આત્મભાવથી એકતા, પરમાનંદ પ્રસિદ્ધ. ૩
સ્યાદ્વાદ ગુણુપરિણુમન, રમતા સમતા સંગ;
સાધે શુદ્ધાનંદતા, નિર્વિકલ્પ રસ રંગ. ૪
મોક્ષ સાધન તણું મૂળ તે, સમ્યક્ દર્શન જ્ઞાન;
વસ્તુ ધર્મ અવબોધ વિણું, તુસખંડણુ સમાન. ૫
આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાળક ચાલ;
તત્ત્વાર્થની વૃત્તિમેં, લેજો વચન સંભાલ ૬
રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
લોકવિજય અધ્યયનમેં, ધારો ઉત્તમ જીવ. ૭
ઇંદ્રિય વિષય આસંસના, કરતા જે મુનિ લિંગ;
ખુતા તે ભવપંકમેં, ભાખે આચારંગ ૮
ઇમ જાણી નાણી ગુણી, ન કરે પુદ્ગલ આશ;
શુદ્ધાત્મ ગુણુમેં રમે, તે પામે સિદ્ધિ વિલાસ. ૯
સત્યાર્થ નય જ્ઞાન વિણુ, ન હોયે સમ્યક્ જ્ઞાન;
સત્યજ્ઞાન વિણુ દેશના, ન કહે શ્રીજિન ભાણુ. ૧૦
સ્યાદ્વાદ વાદી ગુરૂ, તસુ રસ રસિયા શિષ્ય;
યોગ મિલે તો નીપજે, પૂરણુ સિદ્ધ જગીશ. ૧૧
વક્તા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાન ધ્યેયની એકતા, કરતા શિવ સુખ લીન ૧૨

ઇમ જાણી સમ્યક્ રૂચી, કરજો શ્રુત અભ્યાસ;
પામી ચારિત્ર સંપદા, લહેશો લીલવિલાસ ૧૩

**" સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રાણિ મોક્ષ માર્ગ: "**

એ તત્ત્વાર્થ સૂત્ર અનુસારે સમ્યગ્ દર્શન, જ્ઞાનઅને ચારિત્ર મોક્ષ સુખ મેળવવાનો અમૂલ્ય ઉપાય છે. સર્વજ્ઞ વીતરાગે કથન કરેલા તત્ત્વમાં શ્રદ્ધા રાખવી તેનું નામ સમ્યક્ત્વ છે. એ સમ્યકત્વ જેને પ્રાપ્ત થાય છે, તેનું જ્ઞાન પણ સમ્યક્જ્ઞાન એટલે અવિરૂદ્ધ હોય છે. એ રીતે મળેલા સમ્યક્જ્ઞાન અને દર્શનથી જીવને તત્ત્વાવબોધ અને તત્ત્વપ્રતીતિ થાય છે. અને તેથી અનુક્રમે અશુદ્ધ માર્ગથી નિવૃત્તિ અને શુદ્ધ માર્ગમાં પ્રવૃત્તિ કરવા વડે તત્ત્વરમણતારૂપ નિશ્ચય ચારિત્ર ધર્મની પ્રાપ્તિ થઇ શકે છે.

એ સામાન્યથી રત્નત્રયીનું સ્વરૂપ કહ્યું હવે વિશેષથી કહે છે.

**ગાથા—જીવાદિ સદહણં સમ્મતં એસ અધિગમે નાણં;**
**તથેવ સયા રમણં ચરણ એસો દુસુખ હો.**

**અર્થ**—જીવાદિક ષડ્દ્રવ્ય જેવાં છે તેવા સર્દહવાં તે સમ્યક્ત્વ, અને ષડ્દ્રવ્ય જેવાં છે તેવાં ગુણપર્યાય સહિત જાણે, તથા ઉત્પાદ, વ્યય અને ધ્રૂવ, નય, નિક્ષેપ અને પ્રમાણ સહિત જાણે તે જ્ઞાન જાણવું. તે ષડ્દ્રવ્ય જાણીને અજીવને છાંડે અને જીવના સ્વગુણમાં સ્થિર થઇ રમ્યા કરે તે ચારિત્ર કહીએ. એ જ્ઞાન, દર્શન અને ચારિત્ર શુદ્ધ રત્નત્રયી તેજ મોક્ષનો માર્ગ છે. તે માટે હે આત્મના! જ્ઞાન, દર્શન અને ચારિત્રનો ઘણોજ યત્ન કરવો.

તેટલા માટેજ સમ્યગ્દ્રષ્ટિ જીવો જો કદાચિત્ ધન ગુમાવ્યું હોય તો એમ વિચારે જે કાંઇ ગુમાવ્યું નથી અને તંદુરસ્તી ગુમાવી હોય તો એમ સમજે કે મેં કંઇક ગુમાવ્યું છે; કારણ કે ધર્મ કર્તવ્ય કરવામાં અટકવું પડે માટે, અને જો ચારિત્ર ગુમાવ્યુ હોય તો એમ સમજે કે મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે એમ ધારી અમૂલ્ય રત્નત્રયીની આરાધના અર્થે ખાસ આત્મબોધ થવોજ

એઇએ. આત્મબોધ માટે "મારી ભાવના" એકાવ્ય હિંદી ભાષામાં હતું, તેમાંથી પ્રાકૃતમાં અનુવાદકર્તા વઢવાણ નિવાસી ભાઇ શિવલાલ તરફથી બાહેર પડેલ તેમાંથી ઉપયોગી ગાથા અહિં આપવામાં આવેછે.

## મારી ભાવના–સવૈયા.

રાગ–દ્વેષ કામાદિક જેણે, જીતી સહુ જગ જાણી લીધો.
સર્વ જીવોને મોક્ષ માર્ગનો, નિસ્પૃહ થઇ ઉપદેશ દીધો.
બુદ્ધ, વીર જિન, હરિ, હર, બ્રહ્મા, કે તેને સ્વાધીન કહો;
ભક્તિ ભાવથી પ્રેરિત થઈ આ, ચિત્ત તેઓમાં લીન રહો. ૧

વિષયોની આશા નહીં જેને, સામ્યભાવ ધન રાખે છે,
નિજ પરના હિત સાધનમાં જે, નિશદિન તત્પર ચાલે છે.
સ્વાર્થ ત્યાગની કઠીન તપસ્યા, વિના ખેદથી જે કરતા;
એવા જ્ઞાની સાધુ જગતના, દુઃખ સમૂહના છે હરતા. ૨

રહે સદા સત્સંગ તેઓનો, ધ્યાન તેઓનું નિત્ય રહે;
તેઓના જેવી ચર્યામાં, આ ચિત્ત સદા અનુરક્ત રહે.
નહિ સતાવું કોઇ જીવને, વચન અસત્ય કદી ન વદું,
પરધન વનિતા પર ન લોભાવું, સંતોષામૃત પીયા કરૂં ૩

અહંકારનો ભાવ ન રાખું, નહીં કોઇપર ક્રોધ કરૂં,
દેખી અન્યોની ચડતીને, કદી ન ઇર્ષા ભાવ ધરૂં.
રહે ભાવના એવી મ્હારી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જ્યાં સુધી આ જીવનમાં, અન્યો પર ઉપકાર કરૂં. ૪

મૈત્રી ભાવ જગતમાં મ્હારો, સહુ જીવોથી નિત્ય રહે,
દીન દુઃખી જીવો પર મ્હારા, ઉરમાં કરુણા સ્રોત વહે
દુર્જન, ક્રૂર, કુમાર્ગ રતોપર ક્ષોભ નહીં મુજને આવે.
સામ્ય ભાવ રાખું તે પર, એવી પરિણતિ થઇ જાવે. ૫

ગુણીજનોને દેખી હૃદયમાં, મારો પ્રેમ ઉભરી આવે,
બને જ્યાં સુધી તેઓની સેવા, કરીને આ મન સુખ પાવે

થાઉં નહીં કૃતઘ્ની કદી હું, દ્રોહ ન મારા ઉર આવે,
ગુણ ગ્રહણનો ભાવ રહે નિત્ય, દ્રષ્ટિ ન દોષો પર જાયે ૬

કોઇ કહે બુરો યા સારો, લક્ષ્મી આવે કે જાયે,
લાખો વર્ષો સુધી જીવું કે, મૃત્યુ આજે થઇ જાયે.
અથવા કોઈ કેવો પણ ભય, કે લાલચ દેવા આવે,
તો પણ ન્યાય માર્ગથી મારો, કદી ન પગ ડગવા પામે ૭

થઇને સુખમા મગ્ન ન ફૂલે, દુઃખમાં કદી ના ગભરાયે,
પર્વત નદી સ્મશાન ભયાનક, અટવીથી ના ભય ખાયે;
ઘરઘર ચર્ચા થાય ધર્મની, દુષ્કૃત દુષ્કર થઇ જાયે,
જ્ઞાન ચરિત ઉન્નત કરી નિજનું, મનુજ જન્મ ફળ પામે. ૮

આત્મબોધ થવાથીજ ધ્યાનની વૃદ્ધિ થાય છે અને ધ્યાનની વૃદ્ધિ થવાથી આત્મા દ્રઢ, અડગ, અચલ અને ધૈર્યવાન્ થઇ રત્નત્રય સંપૂર્ણ આરાધી શકે છે. અને ધ્યાની પુરૂષ રત્નત્રય આરાધતાં મહાન્ નિર્જરા કરી અનેક ભવને રૂંધે છે.

ધ્યાનનો મહિમા સિદ્ધાંતોમાં તથા અનેક શાસ્ત્રોમાં કેટલો બધો કહેલ છે તે તું સાંભળ. જેણે સુરેંદ્રોને તથા અસુરેંદ્રોને તથા રાજા, શેઠ, સેનાપતિ, મુનિ, યોગી, આદિ સર્વને અનાથની પેઠે પીડિત કર્યા છે. એવો "કામ મદન-કંદર્પ" તે પણ અધ્યાત્મધ્યાનની અગ્નિમાં પતંગીયાની પેઠે ભસ્મીભૂત થઇ જાય છે.

અહોહા ! ! શું ધ્યાનનો મહિમા. તેટલા માટેજ વીર પ્રભુએ સર્વ સૂત્રો પ્રકાશતાં પહેલાંજ શ્રી આચા૦ શ્રુ૦ ૧ અ૦ ૧ ઉ૦ ૧ લામાં ધ્યાનની કુંચી બતાવી દીધી છે. તે તું સાંભળ.

હે વત્સ ! પ્રભુએ પરોપકાર બુદ્ધિએ ભવ્ય જીવોના હિતાર્થે પ્રથમજ ચાવી મૂકેલ છે, જો કે તે આપણે ચાવીને અક્ષરદ્વારે જોઇ ખરી અરે ! અનેકવાર વાંચનમાં પણ લીધી ખરી, તે ચાવી વડે તાળાં ઉઘાડી શકયા નહિ અને આગળ ને આગળ વૃથ્યે

ગયા. ત્યારે તેનું ફળ આવ્યું શું ? એજ ફળ આવ્યું કે વાદવિવાદ ને ઝગડામાં ઉતરવાનો વખત બહુધા આવતો ગયો. તેટલા માટે હે વત્સ ! પ્રથમ ચાવીની સંપૂર્ણતયા માહેતી મેળવી ને તાળાં ખોલવામાં આવે તો વાદવિવાદ કે ઝગડા કરવામાં આત્મા જોડાયજ નહીં. તે માટે તે કુંચી તારે ખાસ જાણવીજ જોઇએ.

હે સદ્ગુરૂદેવ ! તે કુંચી કઇ ?

હે વત્સ ! સાંભળ--શું તે ચાવીનું માહાત્મ્ય ? શો બે અક્ષરનો ચમત્કાર ! સાંભળ, સાંભળ; ધ્યાન દઇ સાંભળજે; અને હૃદયમાં સોનેરી અક્ષરે કોતરી રાખજે. "સોહં" વાહ વાહ ! શું ચમત્કારી અક્ષર-વાક્ય એજ શબ્દ પરમાત્મપદનું ધ્યાન ધરવામાં બહુજ ઉપયોગી ગણાયેલ છે. એજ શબ્દનો વારંવાર હૃદયધ્વની સાથે ઉચ્ચાર કરી તેનો અર્થ ચિંતવજે એટલે તારી વૃત્તિમાં કુદરતી રીતે ફેરફાર થશે અને અલૌકિક શાન્તિ અનુભવાશે.

ઉપરના શબ્દના ભાવમાં જેટલો કાળ સંકલ્પ રહિત શાન્ત રહીશ તેટલો કાળ શાન્તિ અનુભવીશ. પછી વૃત્તિની ચપળતા થતાં અલ્પવાર શ્વાસોચ્છવાસની ગતિ પરિ ઠરી "સોહં" શબ્દનો ઉચ્ચાર કરીશ એટલે નિર્વિકલ્પ અવસ્થામાં પ્રવેશ થશે. જે નિર્વિકલ્પ અવસ્થા પૂર્વે સિદ્ધ થવી કઠણ ભાસતી હતી તે હવે આ પ્રકારે નિત્ય ભાવના કરતાં કંઇક અંશમાં સધાતી હોય એમ અનુભવશે.

અનંત જન્મોથી પોતાના વિષય કષાયો જેને દ્રઢ થયા છે, એવા સાધકને પ્રથમ અભ્યાસથી વિષય કષાયોનું વિસ્મરણ થવું અને આત્મા ભાવ પ્રગટાવવો એ બહુજ કઠણ છે.

અનંત કાળના અભ્યાસથી દ્રઢ થઇ ગયેલા પૌદ્ગલિક સુખના સંસ્કારો, આત્મ સ્વરૂપ ચિંતવતાં થકાં પણ ઘણોજ વખત સ્ફુરાયમાન થાય છે. કેમકે વ્યાવહારિક કાળમાં સાંસારિક કાર્ય કરતાં હૃદયમાં જડ ઘાલીને પડેલા વિષયાદિ સુખના સંસ્કારો

દુર્બળ થવા છતાં તથા નિર્મૂળ થયેલા ન હોવાથી પુનઃ પુનઃ તેનો વિશેષ નિરોધ કરતાં પણ તે જાગ્રત થાય છે હું દુર્બળ છું, હું ગરીબ રંક છું, મારૂં શું થશે, મારો નિર્વાહ શી રીતે થશે, જો હું સાવધાન નહિ રહું તો અમુક મને હેરાન કરશે. આવા આવા અનેક પ્રકારના તરંગો; કાર્ય સાધ્ય કરતાં થકાં સાધકને હે વત્સ ! થઇ આવે છે. અને અંતઃકરણમાં વિક્ષેપો નાખે છે. તેવાં તેવાં કારણોને લઇને સાધક પુરૂષ પછી આડે રસ્તે દોરવાઇ જાય છે. અર્થાત્ સાધક બાળક તુલ્ય બળહીન બને છે.

હે વીર પ્રભુના બાળ ! આમ બનતું જોઇ લેશમાત્ર ગભરાઇશ નહીં. આ બળવું તે તો અનાદિ કાળની અશુદ્ધ ભાવનાને જોરે થયાંજ કરે છે. તનેજ આજે આવો અનુભવ થાય છે. એમ કંઇ નથી. પણ પ્રત્યેક સંયમ ધરનાર પુરૂષને પણ ઘણે ભાગે પ્રથમ આવોજ અનુભવ થાય છે. આથી તારે નિરાશ કે પ્રમાદી આળસુ બનવાનું કાંઇ કારણ નથી. વીર પ્રભુના ઉદ્યોગ ઉપર ધ્યાન આપ. તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવા અર્થે સાડાબાર વર્ષ પર્યંત ધ્યાનાવસ્થામાં રહ્યા હતા. બગીચામાં બીજ વાવતાંની સાથે ફળ મળતું નથી; પણ મુદ્દત પાકયેજ ફળની પ્રાપ્તિ થાય છે. તે માટે હે વત્સ ! ધૈર્ય ધર, અભ્યાસ કર, અભ્યાસ અને વૈરાગ્ય વડેજ આ મનમાં ઉત્પન્ન થતા વિક્ષેપોને જય કરવા ઉદ્યોગી થવું ઘટે છે. અભ્યાસ અને તેની પુષ્ટી કરનાર વૈરાગ્ય વડે મનનો જય કરવો. લેશ પણ કઠીન નથી.

હે વત્સ ! શું ત્હારા હૃદયમાં પાછો પુદ્ગલ પ્રેમ સ્ફુર્યો છે ? વિકારોનો હૃદયમાં પ્રવેશ થયેલો અનુભવાય છે ! ચિંતા અને ભયવડે પાછો વ્યાકુળ થયો છે ? કંઇ હરકત નહીં. પુનઃ હે વત્સ ! સાવધાન થા. દ્રગને બંધ કર. તું નિશ્ચય માનજે કે એકના એકજ વિચારનું પુનઃ પુનઃ મગજમાં મનન કર્યાથી તે વિચારના સંસ્કાર નિર્બળ થાય છે. પરિણામે નિર્મૂળ થાય છે.

તેટલા માટેજ હે વત્સ! પરમાત્મ સુખની ઈચ્છાના વિચારોને પુનઃ પુનઃ મનમાં સ્ફુરાવ્યા કરવા. અને વિરોધી વિચાર સ્ફુરે કે તુર્ત તેના પ્રતિ દુર્લક્ષ કરી તારો ઇચ્છેલો અનુકૂળ વિચાર સ્ફુરાવવો. અને વૃત્તિ પણ તેમાંજ જોડવી. કદાચ મનગી તેમ વૃત્તિ ન જોડાય તો આપણો "સોહં" શબ્દ મોઢેથી વારંવાર બોલવો. એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણમય શરીરમાં રહેલો આત્મા તેજ હું પરમાત્મા છું અન્ય હું નથી. એમ "સોહં" શબ્દનો લક્ષ પૂર્વક જાપ કરવો અને તેનો પરમાર્થ ચિંતવતા જવું. એટલે ચિત્તની વૃત્તિ અન્ય પૌદ્ગલિક વસ્તુમાં જતી અટકશે. તમારૂં મન મર્કટની માફક કુદકા મારતું સમજાય તો "સોહં" શબ્દનો મોટા સ્વરથી ઉચ્ચાર કર્યેજ જવો ભલે પછી મનરૂપી મર્કટ કૂદ્યા કરે. તમારે તેના સામું જોવુંજ નહિ.

હે વત્સ! જો આ પ્રમાણે થોડા માસ સુધી કરીશ તો પછી આપોઆપ મનને સ્થિર બેસવુંજ પડશે. તે તું ચોક્સ માનજે. એટલું તો યાદ રાખજે કે સાધનોમાં દોષ નથી, પણ સાધનાર કાયર થાય છે. કાર્યની સિદ્ધિ થતી નથી. અને છેવટે પ્રમાદી ને આળસુ બની જાય છે. પરંતુ વાતો કરવાથી કાંઇ કાર્યની સિદ્ધિ થતી નથી. તે તું ચોક્સ માનજે. તેટલા માટે હે વત્સ! જે કરવાનું છે તે હાલજ કર, અને વિજયની વરમાળા તારાજ કંઠમાં આરોપાશે માટે "સોહં" શબ્દ વડે જો શ્વાસોચ્છ્વાસ લેવાની અને મૂકવાની કળા આવડે તો અવશ્ય તાળા ઉઘડી જાય. કપૂરચંદજી મહારાજ કહે છે કે રેચક, પૂરક અને કુંભક જો ગુરૂગમ્યતા વડે કરી જાણે તો રાજયોગ ધ્યાનમાં પ્રવેશ કરી શકાય છે. રેચક, પૂરક અને કુંભક એ પ્રાણાયામના પ્રકાર છે મનને સ્થિર કરવા માટે પ્રાણાયામની જરૂર છે.

યોગદર્શનના કર્તા પતંજલિ ઋષિ કે જેમને હરિભદ્રસૂરિએ માર્ગાનુસારી કહ્યા છે તેમણે યોગ વિષે ઘણી ઘણી પ્રક્રિયાઓ

બતાવી છે, અને જૈનાચાર્યોએ પણ તેને માન્ય રાખી હોય એમ તેમની કૃતિ પરથી જણાય છે. પાતંજલ યોગ દર્શનમાં નીચે પ્રમાણે યોગનાં આઠ અંગ વર્ણવ્યાં છે.

૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર ૬ ધારણા, ૭ ધ્યાન અને ૮ સમાધિ. આને અષ્ટાંગ યોગ પણ કહે છે.

અહિંસા, સત્ય, ચોરીનો ત્યાગ, બ્રહ્મચર્ય અને પરિગ્રહ ઉપરની મમતાનો ત્યાગ એ પાંચ યમના પાલનથી યોગના અધિકારી થઇ શકાય છે. ત્યારપછી મન ઇંદ્રિયોને વશીભૂત કરવા માટે નાનાવિધ નિયમો પાળવાના છે. તે પછી આસનની સિદ્ધિ કરીને પ્રાણાયામ નામનું ચોથું અંગ સાધવાનું છે. સુખપૂર્વક સ્થિર આસને લાંબો સમય બેસવાની ટેવ પડે તોજ પ્રાણાયામ કરી શકાય છે. પ્રાણાયામ કરવાનો હેતુ મનને વશીભુત કરવાનો છે જૈન યોગી કપૂરચંદજી (ચિદાનંદજી) મહારાજ કહે છે કેઃ—

"મન અરૂ પવન સમાગમ જાનો;
પવન સાધ મન નિજ ઘર આનો"

મન અને શ્વાસોચ્છવાસને ઘણોજ નિકટ સંબંધ છે. માટે શ્વાસોચ્છવાસ બને તેટલા ઓછા કરી મનને નિજ ઘરમાં આણવું આત્માને વશ વર્તાવવું એવો ઉપલા કથનનો આશય છે. જેવી રીતે લુહારની ધમણ ચાલતી હોય ત્યાંસુધી પવનના જોરે ભઠ્ઠી માંહેલો અગ્નિ પ્રજ્વલિત રહે છે અનેક સ્ફુલિંગો તેમાંથી ઉડે છે, પણ જો ધમણને રોકી દેવામાં આવે તો અગ્નિ શાંત પડે છે. એજ ન્યાયે અહિં પણ સમજી લેવું. મન એ અગ્નિ અને ધમણ એ શ્વસનક્રિયા જાણવી. શ્વસનક્રિયારૂપ ધમણને રોકવાની વિધિ તેનું નામ પ્રાણાયામ. વ્યગ્રચિત્તવાળા સાધકોને ધ્યાનની સિદ્ધિને અર્થે પ્રાણાયામની જરૂર હોવાથી અહિ તત્સંબંધી સંક્ષિપ્તમાં જૈન ગ્રંથોના આધારે કેટલુંક વર્ણન કરીએ છીએ.

ધ્યાન કરવા યોગ્ય એકાંત, શાંત, અને પવિત્ર વાતાવરણ-વાળા સ્થાનમાં કાષ્ટના તખતા ઉપર, શીલા પર, વેળુપર કે ભૂમિપર બેસીને પ્રથમ આસનની સિદ્ધિ કરવી, પર્યંકાસન (પદ્માસન) અર્ધ પર્યંકાસન, વીરાસન, વગેરે જે જે આસન પોતાને સુખરૂપ જણાય અને નિશ્ચળપણે લાંબો વખત બેસી શકાય તે આસને સ્થિર ચિત્તે બેસવાની પ્રથમ ટેવ પાડવી. બે ઘડી એકજ આસને બેસી શકાય એવો અભ્યાસ પડે તે પછી પ્રાણાયામ કરવાની શરૂઆત કરવી.

પવનના સ્થંભનરૂપ પ્રાણાયામના પૂર્વાચાર્યોએ ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ પૂરક, ૨ કુંભક અને ૩ રેચક.

પવનને નાસિકાદ્વારા ખેંચીને પોતાની ઇચ્છાનુસાર શરીરમાં પૂરવો તેનું નામ પુરક.

પૂરેલા પવનને સ્થિર કરીને નાભિકમલમાં કુંભ એટલે ઘડામાં પાણી ભરે તેની પેઠે રોકવો-નાભિથી અન્યત્ર ચાલવા ન દેવો તેનું નામ કુંભક.

અને છેલ્લે એ પૂરેલા પવનને ધીરે ધીરે બહાર કાઢવો તેનું નામ રેચક.

જે પવન નાભિસ્કંધથી નીકળીને હૃદય કમળમાં થઇ તાલુ-રંધ્રમાં વિરમે છે તે પવનનો સ્વામી હોવાથી પરમેશ્વર કહેવાય છે તે પવન ઇશ્વરના તાલુરંધ્રમાં સુવિશ્રાંત થયેલ હલન ચલન, તથા તેની ગતિને જાણીને યોગી જનો કાળનું પ્રમાણ, આયુષ્યબળ તથા શુભાશુભ ફળના ઉદયનો વિચાર કરી, મન અને જીવની સમસ્ત ચેષ્ટાઓને જાણી શકે છે.

પ્રાણાયામના અભ્યાસી પુરૂષો પ્રમાદ રહિત થઇને પોતાના મનને હૃદયકમલની કર્ણિકામાં ધીરે ધીરે વાયુની સાથે પ્રવેશ કરાવીને ત્યાંજ એટલે હૃદયકમળમાંજ રોકે છે. તેને આમતેમ ભટકવા દેતા નથી, આમ કરવાથી મનનાં વિકલ્પો ઉઠતા નથી

અને વિષયભોગની વાંછના નષ્ટ થઇ જાય છે તેમજ અંતરંગમાં વિશેષ જ્ઞાનનો પ્રકાશ પ્રકટે છે. આથી ઇંદ્રિયો મદરહિત થઇ જાય છે અને કષાયોની પણ ક્ષીણતા થાય છે.

પવનને સાધવાનો (પ્રાણાયામનો) મુખ્ય ઉદ્દેશ મન ઇંદ્રિયોને વશ કરવાનો છે, તથાપિ તેનાથી બીજી પણ કેટલીક સિદ્ધિઓ અનાયાસે પ્રાપ્ત થાય છે. પ્રાણાયામના આલંબનથી શરીરમાં પવનનો કયા વિશ્રામ છે? નાડીઓ કેટલી અને કઇ કઇ છે? તે નાડીઓમાં પવનનું પલટવું કેવે પ્રકારે થાય છે? તથા તેની મંડળગતિ કઇ છે? તેની પ્રવૃત્તિ કયાં છે? એ વગેરે બધું જાણે છે. અને તે દ્વારા જગતના બનાવોને પ્રત્યક્ષ જાણી શકે છે.

શરીરમાં શ્વાસનું વહન કરનાર અનેક નાડીઓ છે, પણ તેમાં ચોવીશ પ્રધાન નાડીઓ છે, તેમાં પણ વળી નવ નાડી મુખ્ય છે અને નવમાં ત્રણ નાડી સર્વથી મોટી છે, તે ૧ ઇડા (ચંદ્રની નાડી) ૨ પિંગલા (સૂર્યની નાડી) અને ૩ સુષુમ્ણા (અગ્નિની નાડી) એ નામે ઓળખાય છે. ડાબી બાજુએ ઇડા, જમણી બાજુએ પિંગલા અને મધ્યમાં સુષુમ્ણા નાડી વહે છે. એટલે કે ડાબા નસકોરામાં પવન ચાલે તેને ચંદ્રસ્વર જમણામાં ચાલે તેને સૂર્યસ્વર કહે છે. બંને નસકોરામાં સાથે પવન ચાલે તેને સુષુમણા નાડી કહે છે. આ સ્વરના ઉદય અને સંક્રમણ (બદલવું) આદિ જાણીને તે પરથી ત્રણ કાળની વાતોને જાણવાની વિદ્યાને સ્વરવિજ્ઞાનશાસ્ત્ર અથવા સ્વરોદય શાસ્ત્ર કહે છે. એકેક સ્વરમાં પાંચ પાંચ તત્વ (પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ) હોય છે, (નાસિકારંધ્રમાથી બાર અંગુલ (જ્ઞાનાર્ણવના મતે આઠ અંગુલ) પવન સીધો સન્મુખ સંચરતો હોય, પવન કંઇક ઉષ્ણ હોય, સ્વસ્થ ચપળતા રહિત અને મંદમંદ વહેતો હોય તે પૃથ્વી તત્વ અર્થાત્ પૃથ્વીમંડળનો પવન કહેવાય છે. ૨ જે પવન કંઇક નીચેના ભાગમાં (હોઠ તરફ)

ઉતાવળી ગતિએ વહેતો હોય, શીતળ હોય, ૧૬ અંગુલ (જ્ઞાનાર્ણવના મતે ૧૨ અંગુલ) વહેતો હોય તેને જળ તત્વ (અપ મંડળનો પવન) કહે છે. ૩ જે ઉંચો વહન કરતો હોય, આવર્ત (ચક્રવત્) લેતો હોય નાસિકાથી બહાર ચાર અંગુલ સુધી ચાલતો હોય, અતિ ગરમ હોય તેને અગ્નિ તત્વ (અગ્નિ-મંડળનો પવન) કહે છે ૪ ત્રીછો ચાલતો હોય, નાસિકાથી બહાર આઠ અંગુલ (જ્ઞાનાર્ણવના મતે ૬ અંગુલ) વહેતો હોય, ઠંડો તથા ગરમ હોય તે વાયુ તત્વ (વાયુ મંડળનો પવન) કહેવાય છે.

આકાશતત્ત્વ માત્ર નાસિકારંધ્રમાંજ ચાલે છે, તેનું મંડળ હોતું નથી, આ તત્ત્વને જાણવા માટે યોગી લોકો બંને કાનમાં અંગુઠા નાખી તર્જની આંગળીથી બંને ચક્ષુઓને દબાવી તથા મધ્યમા આંગળીથી બંને નસકોરાં બંધ કરીને પછી મંડળ જુએ છે. ભૃકુટિને સ્થળે તે ચાર મંડલ દેખાય છે, તેનો નાસિકાનાં છિદ્ર સાથે સંબંધ હોય છે. આ મંડલ બહુ અભ્યાસથીજ અનુભવમાં આવી શકે છે, ૧ ગાળેલા સોના જેવું પીળા વર્ણનું, ચોરસ આકારનું, વજ્રના ચિન્હવાળું, પૃથ્વીમંડળ હોય. ૨ અર્ધ ચંદ્રાકાર શ્વેતવર્ણનું અપમંડળ હોય. ૩ અગ્નિના તણખા જેવા રંગનું, ભયંકર સ્વરૂપવાળું, ત્રિકોણાકારનું અગ્નિમંડળ હોય અને નીલા (આકાશના જેવા) વર્ણનું, ગોળાકાર, અતિ ચંચળ અને દેખવામાં ન આવે એવું વાયુમંડળ હોય છે.

ઉપર્યુક્ત ચાર મંડળને, ત્રણ સ્વરને, પાંચ તત્ત્વને, સ્વરના ઉદયને અને તેના સંક્રમણને જે સંપૂર્ણપણે જાણે તે જગતમાં બનતા બનાવોને તથા શુભાશુભ ફળને જાણી શકે છે. (આ વિષે વિશેષ જાણવાની જીજ્ઞાસા હોય તેમણે ચિદાનંદકૃત સ્વરોદય, તથા જ્ઞાનાર્ણવાદિ ગ્રંથોથી કે ગુરૂગમ્યથી જાણી લેવું) પરંતુ પ્રાણાયામ કરવાનો હેતુ આવી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનો નથી. માત્ર મનને તથા ઇંદ્રિયોને વશ કરી વિચાર શક્તિનો વિકાસ કરવો

એ પ્રાણાયામનો હેતુ છે. પ્રાણાયામનો વિધિ ગુરૂગમ્યથીજ જાણવાની જરૂર હોવાથી અહિં તે સંબંધી વિશેષ વર્ણન કરેલ નથી.

**પ્રત્યાહાર.**—યોગનું પાંચમું અંગ પ્રત્યાહાર છે. મન તથા ઇંદ્રિયોને વિષયોથી ખેંચી જ્યાં જ્યાં પોતાની ઇચ્છા હોય ત્યાં ત્યાં સ્થિર કરવાં તેનું નામ પ્રત્યાહાર. પ્રત્યાહારદ્વારા મનને સ્થિર કરવાથી સમાધિની સિદ્ધિ થઇ શકે છે. સ્થિરીભાવને પામેલું મન સમસ્ત ઉપાધિ અર્થાત્ રાગદ્વેષાદિ વિકલ્પોથી રહિત સમભાવને પ્રાપ્ત કરી આત્મભાવમાંજ લય પામે છે. ઇંદ્રિયોને વિષયોથી પાછી વાળી રાગદ્વેષને દૂર કરી સમભાવમાં રહી પોતાના મનને લલાટ પ્રદેશમાં સંલીન કરવું, કે જેથી સમાધિની સિદ્ધિ થાય. લલાટ સિવાય અન્ય સ્થાનમાં પણ મનને બાંધી શકાય છે. જેમકે નેત્રયુગલ, બે કાન, નાસિકાનો અગ્ર ભાગ, મુખ, નાભિ, મસ્તક, હૃદય, તાલુ, બન્ને ભ્રમરનો મધ્ય ભાગ એ નવ અને દશમું લલાટ એ દશ સ્થાનોમાંથી કોઇ પણ એક સ્થાનમાં પોતાના મનને વિષયવાસના રહિત કરીને રોકવું અને ધ્યાનમાં લીન કરવું.

**ધ્યાન:**— તત્વવિચારણા કરવી,—તત્વચિંતનમાં તલ્લીન રહેવું તેનું નામ ધ્યાન.

ધ્યાન કરવાને ઉદ્યમવંત થયેલ પુરૂષ પ્રથમ એમ વિચાર કરે કે, જેમ સૂર્ય કમલના વનને વિકસાવે છે. તેમ હું અનંત ગુણરૂપ કમલોને વિકસાવવાને સંપૂર્ણ સામર્થ્યવાન્ સૂર્ય સમાન છું, પરંતુ આ સંસારરૂપ વનમાં કર્મરૂપ શત્રુઓથી ઠગાઇ ગયો છું. હું અજર, અમર, અવિનાશી છું. અનંત શક્તિનો ધણી છું. સિદ્ધસ્વરૂપી છું. સમસ્ત લોકને જોવા માટે મારો આત્મા અદ્વિતીય ચક્ષુ સમાન છે. મારો આત્મા એજ પરમાત્મા છે. પરમ જ્યોતિર્મય છે, જગત્માં શ્રેષ્ઠ છે. આમ છતાં માત્ર દેખવામાંજ રમણિક અને અંતમાં નીરસ તથા દુઃખપ્રદ એવા ઇંદ્રિયોના

વિષયોમાં હું કેમ રાચું છું? આ પ્રમાણે ધ્યાનાભ્યાસી પુરૂષે પોતાની અચિંત્ય, અનંત શકિતનું સ્મરણ કરીને રાગદ્વેષ નિવારે છે અને ધર્મધ્યાનનું અવલંબન લે છે. અને અધિક સામર્થ્ય હોય તો શુકલધ્યાન ધ્યાય છે.

જેનું ધ્યાન કરવામા આવે તે ધ્યેય કહેવાય છે. ધ્યાન કરનાર વ્યક્તિને ધ્યાતા કહેવામાં આવે છે. ધ્યેય પદાર્થ ચેતન અચેતન બે પ્રકારના હોય છે. ચેતન પદાર્થ તો જીવ છે અને અચેતન ધર્માદિક પાંચ દ્રવ્ય છે. આ સર્વ દ્રવ્ય ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સહિત છે. સર્વથા નિત્ય કે સર્વથા અનિત્ય નથી. જીવાદિક પાંચ દ્રવ્ય અરૂપી છે, પુદ્‌ગલ દ્રવ્ય રૂપી છે, ચેતન અચેતન બે પ્રકારના ધ્યેયમાંથી ચેતનધ્યેયના સશરીરી અને અશરીરી બે પ્રકાર છે.

શુદ્ધ ધ્યાનરૂપી સૂર્યના આતપ વડે ચાર ઘાતીકર્મરૂપ જળનું જેમણે સર્વથા શોષણ કરી લીધું છે, અને શેષ ચાર અઘાતી કર્મ પણ બળી સીંદરીવત્ આકૃતિમાત્ર રહ્યાં છે એવા સર્વજ્ઞ દેવ પરમકલ્યાણકારી શ્રી અરિહંત ભગવાન તે સશરીરી ચૈતન્ય ધ્યેય છે અને સર્વ કર્મનો ક્ષય કરનાર, નિરંજન નિરાકાર, અવિનાશી એવા શ્રી સિદ્ધ ભગવાન એ અશરીરી ચૈતન્યધ્યેય છે.

ચેતન અચેતન લક્ષણયુક્ત ઉપર્યુક્ત જીવાદિક ષડ્‌દ્રવ્યના યથાર્થ સ્વરૂપનું ચિંતન-ધ્યાન કરવું આવશ્યક છે, પરંતુ તેમાંએ પ્રભુના અનંત ગુણોનું ધ્યાન આત્મામાં પ્રભુતા પ્રકટાવનાર હોવાથી એ ધ્યાન પરમ શ્રેયસ્કર છે. પરમાત્માનું ધ્યાન કરતી વખતે આત્મા પરમાત્મામાં શકિતની અપેક્ષાએ સંઈજ ભેદ નથી. માત્ર વ્યકિતની (આત્મગુણોની વ્યકતતા-પ્રગટતાની) અપેક્ષાએ જ ભેદ છે. ત્રિકાલવર્તી આત્મતત્વ એકજ છે; સંસારી મુક્તનો ભેદ નથી. એમ ચિંતવવું. પરમાત્માનું ધ્યાન કરતી વખતે તે સાકાર, નિરાકાર, નિષ્ક્રિય, નિષ્કંપ, નિર્વિકલ્પ, નિત્ય જ્ઞાનંદકંદ

વિશ્વરૂપ, મન ઇંદ્રિયોથી અગોચર, સદાકાળ ઉદયરૂપ, કૃતકૃત્ય, કલ્યાણરૂપ, શાંત, નિષ્કલંક, શોક રહિત, ઇંદ્રિય રહિત, ક્લેશવૃક્ષનું દહન કરવાને અગ્નિ સમાન, શુદ્ધ, કર્મ રહિત, અત્યંત નિર્લેપ, જ્યોતિર્મય, અનંત વીર્યયુક્ત, રોગ રહિત, અપ્રમેય આદિ આદિ અનંત ગુણોના નિધાનરૂપ શ્રી પરમાત્માનું સ્વરૂપ છે તે સ્વરૂપ સંસારાવસ્થામાં શક્તિરૂપ છે, અને મુક્ત અવસ્થામાં વ્યક્તરૂપ છે. એમ જાણીને તે સ્વરૂપને ધ્યાનગોચર કરવું જોઇએ. જે સિદ્ધ સ્વરૂપ પરમાણુથી પણ સૂક્ષ્મ છે અને આકાશથી પણ મહાન્ છે તે સિદ્ધાત્માનું ધ્યાન પરમ હિતાવહ છે. તે પરમાત્માને જાણ્યા વિના અન્ય સર્વ પદાર્થનું જાણવું નિરર્થક છે અને તેમનું સ્વરૂપ જાણવાથી સમસ્ત વિશ્વનું સ્વરૂપ જાણી શકાય છે. પરમાત્મ સ્વરૂપને જાણ્યા વિના આત્મતત્વમાં સ્થિતિ થતી નથી, પરંતુ તેમને જાણીને મુનિગણોએ સાક્ષાત્ પરમાત્મપદ પ્રાપ્ત કર્યું છે.

ધ્યાન સ્થિત મુનિ પરમાત્મ સ્વરૂપમાં મનને જોડી તેમનાજ ગુણગ્રામમાં મશગુલ રહી પોતાના આત્માને પોતાનીજ મેળે તે સ્વરૂપની સિદ્ધિ થવા દેવાને માટે જોડે છે. અર્થાત્ તલ્લીન રહે છે. ધ્યાની મુનિ અન્ય સર્વનું શરણ છોડીને તે પરમાત્મસ્વરૂપમાં એવો લીન થાય છે કે, ધ્યાતા અને ધ્યાન એ બેના ભેદનો અભાવ થઇને ધ્યેય સ્વરૂપની સાથે એકતા અનુભવે છે. સારાંશ કે, ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો ભેદ ન રહે એવો લીન થઇ જાય છે. આ પ્રકારની લીનતાને સમરસીભાવ કહે છે, અને સમરસીભાવથીજ આત્મા પરમાત્મા થાય છે. પરમાત્માના ધ્યાનમાં આત્માનું લીન થવું તેને એકીકરણ પણ કહેલ છે, અને તે એકીકરણ અનન્ય શરણ છે.

ધ્યાનના અભિલાષી ભવ્ય જીવોએ ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનના ૧૬-૧૬ ભેદોનું સ્વરૂપ શ્રી ઠાણાંગજીના ચોથે ઠાણેથી તથા ઉવવાઇ સૂત્ર અથવા જ્ઞાનાર્ણવાદિ ગ્રંથોથી કે ગુરુગમ્યથી જાણી લેવું. ચિદાનંદજી મહારાજ કહે છે કેઃ—

## ચોપાઇ.

ધ્યાન અભ્યાસી જે નર હોય, તાકું રોગ શોક નહિ કોય;
ઇંદ્રાદિક પૂજે તસ પાય, ઋદ્ધિ સિદ્ધિ મિલે ઘટ આય.

ભોગવિલાસનાં સુખો કરતાં પણ ધ્યાનાભ્યાસથી ધ્યાન સ્થિત મુનિને કેટલું બધું મહાન્ સુખ હોય છે, તે વિષે ચિદાનંદજી મહારાજ કહે છે કેઃ—

## દુહો

ઇંદ્રતણાં સુખ ભોગતાં, જે તૃપ્તિ નવ થાય;
તે સુખ સુખ છિન એકમેં, મિલે ધ્યાનમેં આય.

હે વત્સ! દશા શ્રુતસ્કંધ સૂત્રમાં કહેલ ચિત્ત સમાધિ ઉત્પન્ન કરવી હોય તો આ ઉત્તમોત્તમ ઉપાય ધ્યાનજ છે. અને તેટલા માટેજ વીર પ્રભુએ ઉવવાઇ વગેરે સૂત્રોમાં ધ્યાનને અભ્યંતર તપ ઉત્તમ અને મોક્ષ દશા સાધવાનો અને અનેક ભવના સંચેલાં કર્મનો ગજસુકુમાર અણગારની માફક ક્ષય કરવાનો અત્યુત્તમ ઉપાય બતાવેલ છે. તે માટે તું પણ તેવું ધ્યાન ધરવા પૂર્ણ પુરૂષાર્થ કરજે.

## ધ્યાન ધરનાર પુરૂષે પ્રથમ કરવું શું?

હે વત્સ! પ્રથમ પ્રાતઃકાલે વ્હેલા ઉઠી તારે જે સ્થાને બેસવું હોય તે સ્થાન સ્વચ્છ હવાવાળું હોવું જોઇએ અન્ય જનોના શબ્દો વા ઘોંઘાટ બનતા સુધી સંભળાય નહિ તેવી સગવડ કરજે. બીછાનું ગરમ બીછાવજે. હૃદયમાં ઉત્સાહની જાગૃતિ કરી પંચ પરમેષ્ટિ અને ગુરૂદેવને મનોદ્વારે વંદન કરી તારી આત્મા પ્રતિ વૃત્તિ દોરજે. આત્મ સ્વરૂપનો અનુભવ સર્વથા પ્રકારે અક્રિય ધ્યાનથી થશે અને સર્વથા પ્રકારે શરીર, ઇંદ્રિયો અને મનને ક્રિયા રહિત સ્થિર કરવાં. જો કે સ્થિર થતા મનમાં અનેક તરંગો, અનેક વિચારો જુદા જુદા પ્રકારના પ્રગટ થઇ પ્રવેશ કરવા ધાંધલ કરશે. તોપણ તેના પ્રતિ હે વત્સ! લક્ષ દઇશ નહિ. જ્યારે તું શરીરને

કંઇ પણ ક્રિયા કરવા દઇશ નહિ. અને તેને એકજ સ્થિતિમાં લાંબો સમય પડી રહેવા દઇશ ત્યારે ઈંદ્રિયો તથા મન આપોઆપ અર્ધ ક્રિયાહીન થઇ જશે. તે તું જાણુતોજ હશે. આથી શરીરને આ ક્રિયા કરવા માટે પદ્માસન, વા સિદ્ધાસન વગેરે જે તને અનુકૂળ લાગે તે આસન કરજે. શરીર અવયવોને બહુ તંગ ન રાખીશ. પણ સીધા ટટાર છાતીનો ભાગ બહાર કાઢીને બેસવા છતાં શરીરનાં સર્વ ગાત્રને શિથિલ કરજે, કારણ કે શરીરની શિથિલ અવસ્થામાં શરીરને વિશ્રાંતિ મળે છે. આસન વાળીને બનતાં સુધી પૂર્વ કે ઉત્તરાભિમુખે બેસજે. શરીરની ક્રિયા માત્રથી રહિત થજે, એક પણ અવયવને હલાવીશ ચલાવીશ નહિ. નેત્રથી દ્રષ્ટિને ભ્રૂમધ્ય ભાગે સ્થાપજે.

હે વત્સ ! કદાચ ઉંચાં નેત્ર ન ખેંચી શકે તો, સહજ ઉંચી ભ્રમુહપ્રતિ ભાવ દ્રષ્ટિ સ્થાપજે. પછી આંખની પાંપણ અને અંદર રહેલી આંખની કીકી (માણસીયાં) ને સ્થિર કરજે (એટલે પલકારા મારવા છોડી દેજે) કારણ કે શરીરને ક્રિયા રહિતજ કરવાનું છે. માટે તે વાતને મારે પુનઃ પુનઃ યાદ કરાવવી પડે છે. ઉધરસ આવી, બગાસું ખાવું, ઓડકાર ખાવો, છીંક ખાવી, અધોવાત કરવો વગેરે વગેરે સર્વ ક્રિયા રહિત થવું જોઇએ.

હે વત્સ ! થોડી વાર ભાલના મધ્ય ભાગમાં જોઈ રહેતાં નેત્રને શ્રમ જણાય એટલે ધીરેથી નેત્રને બંધ કરજે. અને લક્ષ ત્રવેણીમાં સ્થિર રાખજે. કોઈ પણ પૌદ્ગલિક વસ્તુની યાદી ન આવે તેમ કરજે. વળી ચિત્તને વારંવાર ચલાવીશ નહીં. ભાલના મધ્ય ભાગમાં દ્રષ્ટિ સ્થિર થયા પછી અમુક વખત જતાં પ્રથમ અનેક રંગના રેસાઓ પડશે, વળી આગળ વધતા અનેક રંગના ગોળા દેખાશે. ત્યારપછી શ્વેત ધોળો ગોળો દેખાશે, પણ તેમાં ચિત્ત જોવા પ્રેરાય નહિ તે લક્ષમા રાખજે. ભાલના મધ્ય ભાગમાં પ્રકાશ તને દેખાશે. તે વખતે આસપાસની નસો આકર્ષાશે; પણ જોજે આકર્ષાતો નહીં.

નાસિકામાંથી શ્વાસોશ્વાસ ધીરે ધીરે વહેશે. પ્રાણવાયુ કેટલીક વખત તો એમ લાગશે કે જાણે બહાર નીકળતોજ નથી તું જાણે નવાજ સ્વરૂપમાં આવ્યો હોય એવું જણાશે. ઉત્સાહને વધારશે. પણ એટલું તો યાદ રાખજે કે આ કામ એક બે દિવસમાં સિદ્ધ નહિ થાય, પરંતુ જેમ જેમ વખત જતો જશે તેમ તેમ કાર્ય સિદ્ધ થશે. તે તું ચોકસ માનજે. તે માટે હે આત્મન્! ધૈર્યથી આગળ વધતોજ જજે. જો આગળ વધીશ તો તેનું માહાત્મ્ય ઓર પ્રગટશે. તારી આગળ તે ધ્યાનનો મહિમા અને તેનો અનુભવ હાલ હું જાણવા છતાં પણ પ્રકાશવાનો નથી, કારણ કે મારો અંતરાત્મા તે સ્વરૂપ કહી દેખાડવાની ના કહે છે. એ વાર્તા તો પછી તારી યોગ્યતા પ્રમાણે કહેવાશે. તે માટે તું પ્રથમ ધ્યાન વૃદ્ધિ અર્થે સત્ય પુરૂષાર્થ કર.

હે વત્સ! યાદ રાખજે કે કામ, ક્રોધ, મદ, મત્સર, મોહ, અહંકાર, નિંદા, ઇર્ષાદિક રાગ દ્વેષના વિચારોને પુનઃ પુનઃ પુષ્ટ કરવા અને ત્રેવીશે કલાક પુદ્ગલમાંજ પ્રેમ જોડ્યો અને માત્ર સેજ સાજ એક કલાક વ્યાવહારિક ધર્મ કર્તવ્યમાં કાળ વ્યતીત કર્યો, તેથી શું તારૂં કાર્ય સિદ્ધ થયું ? ના એમ ના સમજીશ. એ રીતે તો અનંત કાળ કાઢ્યો, પણ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ્યું નહીં. ભલે પાછી ગમે તેટલું જ્ઞાન કંઠાગ્ર કરી સભાને રંજન કર, કે ભલે કઠીનમાં કઠીન ક્રિયા કરી દુનિયામાં વાહ વાહ કહેવરાવી ભલે તું રાજી થા, અને મનમાં માન કે મારૂં સર્વ કાર્ય સિદ્ધ થયુંજ છે. પરંતુ જરા અંતરમાં જો તો ખરો કે તારામાં મોહ કેટલો છે. અને તે તને શુભ રીતે કેટલી ખામી પીડા ઉપજાવે છે. તું તો રાગદ્વેષનું પુનઃ પુનઃ સેવન કરે છે. પણ તેનાથી નિવૃત્તિ વિના તું આત્મા તરફ વળવાનો નથી. માટે રાગદ્વેષને અંતઃકરણમાં સ્થાન આપ્યા વિના આત્મધ્યાનનું સ્મરણ કર કે હું નિરાકાર, અરૂપી, શાશ્વત, અનંતજ્ઞાન, દર્શનવાનજ [illegible] છું.

મારૂં સ્વરૂપ અલક્ષ છે. નામરૂપથી ન્યારો છું. એમ ભાવના અહર્નિશ કર. એજ તારૂં ખરૂં ધ્યેય છે. તે તું લક્ષને મુકીશ નહિ, તો તારી સર્વ કાર્યસિદ્ધિ અવશ્ય થશેજ.

હે વત્સ ! વિચાર કર કે જ્ઞાન ક્યાંથી ઉત્પન્ન થાય છે ? શાસ્ત્રો કે સિદ્ધાંતો ક્યાંથી નીકળ્યાં ? જ્ઞાનીઓએ તત્ત્વવિદ્યાનો પ્રકાશ ક્યાંથી કર્યો ? તે તું જાણે છે ? જવાબ નંકારમાં મળ્યો. ત્યારે હે વત્સ ! સાંભળ : તે સર્વનું મૂળ **આત્મા, આત્મા અને આત્માજ છે.** આત્મા અમર છે તેના જ્ઞાનની અને તેની શક્તિની હદ નથી. સમસ્ત વિશ્વને અને ભૂત ભવિષ્ય તથા વર્તમાન કાળના સમસ્ત ભાવોને આત્મા જાણી શકે છે, અને વિશ્વના સમસ્ત પદાર્થો પર આત્માની સત્તા ચાલી શકે છે, એવો અનંત વીર્યવાન આત્મા તે હું પોતેજ છું. આત્માથીજ કૈવલ્યજ્ઞાન, કૈવલ્ય દર્શન અને અનંત વીર્યશક્તિ પ્રગટે છે. જાતિ સ્મરણ, અવધિજ્ઞાન, મનઃ પર્યવજ્ઞાન તથા અઠ્ઠાવીશ લબ્ધિઓ પણ આત્મ શક્તિ વડેજ પ્રકટે છે, કેમકે ભ૦ શ૦ ૧૪ માને વિષે આત્માની અનંત શકિત વર્ણવી છે. અને તે શકિતને સત્યપુરૂષાર્થેજ પ્રગટાવી શકાય છે. અનેક ચમત્કારો તથા જલચારણા, પુષ્પચારણાદિક લબ્ધિ પ્રગટ કરવાનો ખરો ખજાનો આત્માસાજ છે તેટલા માટે હે વત્સ ! સર્વ સંશયને તજી જાગ્રત થા, અને માત્ર એક આત્મ સ્વરૂપનીજ ભાવના કર. અને આત્મ સ્વરૂપમય થા.

**આત્મસ્વરૂપમય થવાને માટે ધ્યાનની ખાસ આવશ્યકતા છે.**

હે વત્સ ! જૈનેતર લોકો જેને પ્રાણાયામ, સમાધિ, યોગ અને મેસ્મેરીઝમ વગેરે નામોથી બોલાવે છે, તે બધાનો જૈનો એક ધ્યાન શબ્દમાંજ સમાવેશ કરે છે. ઉપર્યુકત સર્વ પ્રવૃત્તિઓ કે પ્રક્રિયાઓ દ્વારા જે સાધ્યની સિદ્ધિ કરવાની છે તે સાધ્ય સાધવાનો સુગમ ઉપાય ધ્યાન છે, તો પણ તે બંનેમાં તફાવત કેટલો છે.

તે જાણવાની જરૂર હોવાથી દર્શાવું છું. જ્યારે જૈનેતર હઠમાં જાય છે, ત્યારે જૈન સહેજમાં જાય છે. જૈનેતરનો દર્શાવેલ ક્રમ પુદ્‌ગલભાવી છે, ત્યારે જૈનોનો ક્રમ આત્મભાવી છે-માટેજ જૈનોને રાજયોગ ધ્યાન કરવાની ખાસ જરૂર છે. રાજયોગ અને સમાધિ એકજ દિશા સાધે છે, દિગમ્બરી ગ્રંથ સમાધિયંત્રમાં કહેલ છે કે, સમાધિના યોગે ભવ ઘટવાની સાથે આત્મા સ્થિર થાય છે. અને ચિત્તશુદ્ધિ પણ થઇ શકે છે. વીર પ્રભુએ પણ ઉવવાઇ સૂત્રમાં બાર પ્રકારનો તપ કહ્યો. તેમાં અભ્યંતર તપ જે ધ્યાનાદિક તેનો મહિમા અલૌકિકજ કહેલ છે. અને તે તપવડેજ મોક્ષ મેળવી શકાય છે. માટે તે તપ અંગીકાર કરવાની ખાસ ભળામણ કરેલ છે, એટલે અભ્યંતર તપને શ્રેષ્ઠ કહેલ છે.

જ્યારે યોગની ચપળતા બંધ પડે છે, ત્યારે સર્વ વ્રતો શુદ્ધ આરાધી શકાય છે. એક વિદ્વાન્ કહે છે કે, જે બાંધ્યા છતાં પણ એકજ સ્થાને રહેતું નથી, વાર્યા છતાં પણ ચારે બાજુએ ફર્યા કરે છે, તેવું દુર્જય ચંચલ મન, સત્ય જ્ઞાન દર્શન વડે શુદ્ધ ક્રિયા કરવા લાગી જાય છે. અને તે શુદ્ધ ક્રિયાના યોગે આત્મધ્યાન યા સમાધિ થાય છે. અને જ્યારે આત્મધ્યાન થાય ત્યારે મન પોતાની મેળેજ શાંત થાય છે. આત્મધ્યાન કરવા સંબંધી શ્રી દશ. અ. ૧૦ ગા. ૧૫ મી કહ્યું છે કે—

**ગાથા—હત્થ સંજએ પાયસંજએ વાયસંજએ સંજયઇં-
દિયસ્સ; અઝપ્પરએ સુસમાહિ અપ્પા સુત્તત્થં ચ
વિયાણાઇ જે સ ભિક્ખુ.**

અર્થ—કારણ વિના હાથ હલાવે ચલાવે નહિ, [illegible] પગને હલાવે ચલાવે નહિ, કારણ પડયે નિર્દોષ [illegible] રહે. એવા સંયતી સર્વ ઇંદ્રિયોને વશમાં [illegible] રમ રક્ત" એટલે શુભધ્યાનને [illegible] ગુણોને વિષે દઢ છે, આત્મા જેનો, [illegible]

કાર્તિકે કલ્પના સહુ કાપી, સુરતા શિર બાણુમાંહે સ્થાપી;
શોધો પછી સુખ સકલ વ્યાપીરે. ગરએ ૯

ચૈતરે ચક્ર ષટ સાધી, પ્રભુ શું પ્રીત પૂરણ બાંધી;
કાપવા કર્મ કુંચી લાધી રે. ગરબે. ૧૦

આ ઠેકાણે બતાવેલું ધ્યાન રાજયોગ ધ્યાન કહેવાય છે પણ હઠયોગ ધ્યાન નહિ સમજવું. કારણ કે હઠયોગ ધ્યાનની ક્રિયા જુદીજ છે, અને તેનો દેહ શૂન્યાકાર બનેછે, જેથી તે ધ્યાનની જૈનોને જરૂરીઆત નથી, પણ જૈનોને તો રાજયોગ ધ્યાનનીજ ખાસ જરૂર છે. અને જે રાજયોગ ધ્યાનનીજ ખાસ જરૂર છે. અને જે રાજયોગ ધ્યાનમાં લીન થયેલા પુરૂષો એકાગ્રવૃત્તિની રમણુતામાંજ રહે છે. ગૌતમસ્વામીનોજ દાખલો લ્યો. વાંચો ભ૦ શ૦ ૧ ઉ૦ ૧ લામાં ગૌતમસ્વામીના અધિકારે.

**પાઠઃ–ઝાણ કોઠોવગએ અપ્પાણું ભાવેમાણુ વિહરઈ**

**અર્થ—આ ઠેકાણે એમ બતાવ્યું છે કે, ધ્યાનરૂપી કોઠાને વિષે ઉપગત થઇને એટલે પ્રવેશ કરીને એક આત્મ ભાવના ભાવતા થકાં વિચરે છે. આનું નામજ રાજયોગ સહેજ સમાધિ ધ્યાન કહેવાય છે.**

વળી જ્યાં મુનિવરો સંથારા કરી સુતા છે, ત્યાં ત્યાં ધ્યાન ધારામાંજ લીન થયેલા જણાય છે. સિદ્ધાંતકારાએ કહ્યું છે કેઃ—

**પાઠ—સમાહિપત્તે કાલંમાસે કાલં કિચ્ચા,**

એનો અર્થ એવો છે કે સમાધિભાવમાં રહી કાળને અવસરે કાળ કર્યો. આ ઠેકાણે સમાધિને પણ ધ્યાન કહેલ છે.

ધ્યાનના કરવાવાળા ધ્યાની આત્માઓને ભેગાભેગી એટલી પણ યાદી આપું છું કે પ્રથમ તો માદક પદાર્થ સર્વનો ત્યાગ કરી, શુષ્ક એટલે લુખ અને તુચ્છ, તે પણ જઠરાગ્નિને ન બુઝાવે

તેવો અને અલ્પ મુદ્દતમાં પચી જાય તેવો અને શુભ કાર્યમાં સંપાદન કરાવે તેવો આહાર ગ્રહણ કરવો ઉચિત ગણાય છે કારણ કે જે પ્રાણી રસેંદ્રિયને આધીન થઇ અધિક યા સ્નિગ્ધ આહાર કરે છે, તે પ્રાણીને સમાધિરૂપ ધ્યાન ધારા સિદ્ધ થતી નથી, કેમકે તે કરેલો આહાર વિકારની વૃદ્ધિ કરે છે. અથવા અધિક અજીર્ણ ભાવને પામી ધાતુની વિષમતાદ્વારા નાના પ્રકારના જ્વર શૂલાદિક વ્યાધિઓને ઉત્પન્ન કરે છે. ને જ્વરાદિક વ્યાધિયો વડે પીડાએલ પુરૂષથી ધ્યાન કરી શકાતુ નથી.

ઉપર કહેલ આહારને ગ્રહણ કર્યા પછી ૭ કલાકે ધ્યાન ધરનાર પુરૂષનું ધ્યાન ટકી શકે છે. જૈન સૂત્રોમાં ઘણે ઠેકાણે ત્રીજે પહોરે ગોચરી કર્યા બાદ ૭ કલાકે ધ્યાન કરવા કહેલ છે. માટે ખોરાક લીધા બાદ ૭ કલાકે ધ્યાન ધરનાર પુરૂષોનું ધ્યાન ટકી શકવા સંભવ છે.

ધ્યાનને ધરવાવાળા "ધ્યાતા" આત્માએ કેવા કેવા ગુણો ધારણ કરવા જોઇએ?

પ્રથમ ઇંદ્રિયદમન, મનોવિકારશમન. સમ્યકત્વ, મૈત્રીભાવ, સંવેગની વૃદ્ધિ અને તીવ્ર નિર્વેદ. તે સર્વ યોગધ્યાનના બીજ અંકુરો છે. જેમ સૂર્યનો ઉદય સૂર્યના પ્રભાવથીજ જણાય છે, તેમ યોગધ્યાન આત્મગુણો વડે પોતાની મેળેજ જણાઇ આવે છે કેમકે તેનામાં સમભાવી વા સમદર્શીપણાનીજ પ્રથમ પ્રભા પડે છે.

વિશેષમાં ધ્યાનના કરવાવાળા આત્માઓએ શુભાશુભ કર્મોના ફળની ઇચ્છા રહિત થઇ શ્રદ્ધાપૂર્વક નિષ્કામ વૃત્તિથી ચિત્તમાં રહેલી તૃષ્ણા અને વિક્ષેપનો અભાવ કરી સંકલ્પ વિકલ્પને દૂર કરી સર્વ વૃત્તિઓનો નિરોધ કરી શબ્દાદિક વિષયોમાં આસક્તિ રહિત થઇ કામ ભોગની તૃષ્ણાનો હૃદયમાંથી ક્ષય કરી આ દેહના સર્વ અવયવોને તથા મનને વિષયશુન્ય પોતાને વશ કરી સુખ દુઃખાદિ આવે છે તે, શીત ઉષ્ણાદિ પરિષહ પ્રાપ્ત થયેલ છે તે,

અને માન અપમાનાદિનો યોગ બનવાથી રાગ દ્વેષની બેડીમાં નહિ જકડાતાં સમ્યગ્બુદ્ધિ વડે કરી સર્વ ઉપર જય મેળવવો. દઢ પ્રયત્ન કરી જેટલા નિયમો પ્રથમ ગ્રહણ કરેલા છે, તે નિયમોમાં ઓર વધારો કરી મૈત્રી આદિક ચાર ભાવનાનું સ્વરૂપ લક્ષમાં લેશો તો ધ્યાનમાં ઓર વધારો થશે.

૧. **મૈત્રીભાવના**-એટલે સર્વ જગત્‌ના જીવની સાથે નિર્વૈર બુદ્ધિ ધરવી તે.

૨. **પ્રમોદભાવના**-એટલે અંશ માત્ર પણ કોઈનો ગુણ નિરખી રોમાંચિત ઉલ્લાસવાં અર્થાત્ હર્ષ પામવો તે.

૩. **કરૂણાભાવના**-એટલે સંસાર તાપથી દુઃખી આત્માના દુઃખથી અનુકંપા પામવી. અર્થાત્ દુઃખી દેખી અનુકંપિત થવું તે.

૪. **માધ્યસ્થભાવના**-(ઉપેક્ષાભાવના) એટલે શુદ્ધ સમદ્રષ્ટિના બળવીર્યને યોગ્ય થવું. અર્થાત્ નિસ્પૃહ ભાવે જગત્‌ના પ્રતિબંધને વિસારી આત્મ-હિતમાં આવવું તે.

ઉપરોક્ત ગુણવાળો આત્મા ધ્યાનમાં ટકી શકે છે.

**ધ્યાતા પુરૂષો ધ્યાનમાં કેવો વિચાર કરે. ?**

**ગાથા**-અહમિક્કો ખલુ સુદ્ધો નિમ્મમઓ નાણદંસણુ સમગ્ગો; તમ્મિ ઠિઓ તચ્ચત્તો, સવ્વ એએ ખયં નેમી. ૧,

**અર્થ**-ધ્યાતા પુરૂષ એવી વિચારણા કરે કે હું એકલો છું, પુદ્ગલથી ન્યારો છું. નિશ્ચયનયે કરી શુદ્ધ છું. અજ્ઞાનરૂપ મળથી ન્યારો છું, નિર્મળ છું, મમતા રહિત છું, જ્ઞાન દર્શનમયી છું, હું મારા જ્ઞાનસ્વભાવ સહિત છું, હું મારા

ગુણમાં રહ્યો છું ચૈતન્ય ગુણ તેજ મારી સત્તા છે. હું મારા આત્મસ્વરૂપને ધ્યાવતો સર્વ કર્મ ક્ષય કરૂં છું. ૧

**ગાથા—નિરંજણું નિક્કલ અચલ દેવ અણાઇ અણુઇઅણુતં;**
**ચેયણલક્ખણુ સિદ્ધ સમ પરમપ્પા સિવસત્તં. ૨.**

**અર્થ**—કર્મ અંજનથી રહિત નિરંજન છું. પોતાના સ્વરૂપથી ક્યારે પણ ચલાયમાન થાઉં નહિ. પરમ દેવ છું. જેની આદિ નથી તથા જેનો અંત નથી, ચેતના લક્ષણ છું, સિદ્ધ સમાન છું, સંત સત્તામયી છું. સાખ આગમસાર. ૨

હે વત્સ ! તું અહર્નિશ એજ વિચારણા કર્યા કર કે હું પુદ્ગલ રૂપ નથી એવી દ્રઢ ભાવના કર, અને હું તો અસંખ્ય પ્રદેશી અરૂપી આત્મા તેજ હું છું. એવી ભાવના ભાવી સતત દ્રઢ ઉપયોગવંત થા. આત્મા વિના અન્ય સર્વ વસ્તુ મારી પોતાની નથી. એ મહાન્ મંત્ર હૃદય મંદિરમાં સ્થાપિત કર. પોતાના સ્વરૂપમાં ઉપયોગયુકત રમણતામાં રમવું. અન્ય કોઇ પદાર્થનો અણુ માત્ર પણ વિકલ્પ ઉત્પન્ન થવા દેવો નહિ. અને નિર્વિકલ્પ દશા પ્રાપ્ત થાય તેવો સતત પ્રયત્ન કરવો. સ્વપ્નામાં પણ દેહ સાથે આત્માનો સંગ થાય તેમ ન પ્રવર્તવું; એટલે સુધી અભ્યાસ વધારવો. આવી દશા પ્રાપ્ત થાય તેજ મોક્ષ માર્ગની સીડી છે. આવી દશા જેણે પ્રાપ્ત કરેલ છે, તેજ પુરૂષો દુનિયામાં સર્વોપરી ગણાયા છે.

કોઈ મુનિરાજ ગમે તેટલાં શાસ્ત્ર સિદ્ધાંતો ભણે વા ચારિત્ર ગ્રહણ કરી કઠીનમાં કઠીન ક્રિયા કરે, વા ઘોરમાં ઘોર તપશ્ચર્યા કરે. તે ઘણુંજ ઉત્તમ છે ખરૂં, પણ જ્યાંસુધી તે આત્માની ઉપરોક્ત કહેલ ધ્યાન દશા વા વિદેહ દશાની પ્રાપ્તિ નથી કરી, ત્યાં સુધી પુણ્યાનુબંધી પુણ્યનોજ વધારો કરે છે; પણ ભવ ટાળી શકતો નથી. કેમકે ક્યાં સંકલ્પ વિકલ્પ દશા ! અને ક્યાં નિર્વિકલ્પ દશા! આકાશ પાતાળ જેટલો ફેર છે. બાહ્યાંતર ઉપાધિ છોડી કરી સ્વાત્મ

ભાવને વધારે અને સારમાં સાર આ મારોજ આત્માજ છે. એમ સત્ય જ્યારે હૃદયમાં ભાસે ત્યારેજ આત્મધર્મ ઉપર રૂચી થાય છે. અને જ્યારે આત્મધર્મનું ખરૂં સ્વરૂપ સમજાય છે. ત્યારે તેના આત્માને સંસારમાં ચેન પડતુંજ નથી. તેને તો માત્ર જેમ ચકોરને ચંદ્રની સાથે, ચાતકને મેઘવૃષ્ટિ ઉપર, મયૂરને ઘનગર્જના સાથે પૂર્ણ પ્રેમ છે; તેમ જ્ઞાની મહાત્માઓને માત્ર એક શુદ્ધાત્મા ઉપરજ પ્રેમ છે. આત્મા તેજ સાધ્ય છે. આત્માજ મુકિત પામે છે. આત્માંમાંજ અનંત સુખ રહ્યું છે. એમ નિશ્ચય થતાં આત્મધ્યાનમાંજ એકતાન લાગે છે, અને તેથીજ આત્મા સહજ સિદ્ધ સ્વરૂપ પ્રગટ કરે છે.

## શુદ્ધાશુદ્ધ પાત્ર જોવા વિષે.

કાચા કુંભનું જળ જેમ યોગ્ય પાત્રતાના અભાવે વસ્તુનો વિનાશ કરવામાં સહાયભુત નીવડે છે, તેજ પ્રમાણે સિદ્ધાંત તત્વરહસ્ય, ક્રિયા કર્મો અને ધ્યાન આદિ વસ્તુઓ અપાત્ર ભાજનનો નાશ કરે છે. તેવા આત્માને સન્માર્ગે પ્રવર્તાવવાને બદલે કુમાર્ગે દોરી જઇ અનંત અત્યાચારોના ઉંડા કુવામાં ધક્કેલી દે છે. સત્યતાના દોર ઉપર ચડેલા આત્માને અસત્યના પાપરૂપ દોર ઉપર સપ્રેમ ચલાવી ઉંધા મસ્તકે ટીંગાડી, ફાંસો ખવડાવી, લટકાવી દે છે. માટે સિદ્ધાંત રહસ્ય ક્રિયા ધ્યાન આદિ વસ્તુઓમે ગ્રહણ કરી જે ભાજનમાં તેને સ્થાન આપવું હોય, જે ભાજનના સિંહાસન ઉપર તે વસ્તુઓનું રાજ્યારોહણ કરવું હોય તે ભાજનને તે પહેલાં વાળી ચોળી કચરો કાઢી સાફ કરી નાખી માંજીને તેના મૂળ સ્વરૂપની તેજસ્વિતા પ્રાપ્ત કરાવવી જોઇએ. અને તે પછી તે વસ્તુઓની તેમાં સ્થાપના કરવી જોઇએ. ભાજનને સાફ કરવા પહેલાં તો નિજાત્માએ પુદ્ગલ ઉપરનો અસત્ય પ્રેમ, વૃથા મોહ આદિ આવરણોને અલગ કરવા જોઇએ. અને તેનો પ્રેમ, મોહ આદિ આવરણો દૂર થયા પછીજ અમર, અજર, જ્યોતિવંત આત્મા મહારાજા શુદ્ધ

રત્નત્રયીની આરાધના કરવા નિમિત્તે ધ્યાનની વૃદ્ધિ કરે છે. અને તેવા ધ્યાનથી પૂર્વનાં થયેલાં કર્મોને અલ્પવારમાં વિદારી નિષ્કર્મી બની શકે છે.

આ પ્રમાણે આત્માની શુદ્ધિ મેળવવા અર્થે કરેલાં કર્મોને બાળી ભસ્મીભુત કરવા અર્થે અને નૂતન કર્મોનો પ્રવેશ રોકવા અર્થે પ્રત્યેક વ્યકિતએ નીચે પ્રમાણે શ્રીવીર પરમાત્મા અને ગુરૂ દેવ સાક્ષીએ ક્ષમાપના લઈ તેનું અહર્નિશ સ્મરણ કરવું જોઇએ. અને તે ક્ષમાપનાના સોનેરી અક્ષરો પોતાના હૃદયમા જડી રાખવા જોઇએ. તે ક્ષમાપના કઇ? તે હવે હું જણાવું છું.

## મારા આંતરિક ભાવની ક્ષમાપના.

### શ્લોક.

**વૈરાગ્યરંગ પરવંચનાય, ધર્મોપદેશો જનરંજનાય:**
**વાદાય વિદ્યાધ્યયનં ચ મેભુ ત્કિયત્બ્રુવે હાસ્યકરં સ્વમીશ.**

રત્નાકરપચ્ચીશી.

**ભાવાર્થ**—હે નિયંતા! હે પ્રભો! આજ સુધીમા જે મે વૈરાગ્યનો રંગ દેખાડયો તે સર્વ મનુષ્યોને ઠગવાને અર્થે પણ મારા આત્માને તારવાને અર્થે નહિ, વળી વિવિધ પ્રકારનો વિસ્તારથી જે ધર્મોપદેશ કર્યો તે પણ મનુષ્યોને રંજન કરવાને અર્થે, પણ આત્માને સમજાવવાને અર્થે નહીં, વળી વિવિધ પ્રકારના જે જે વિદ્યાભ્યાસ કર્યો તે સર્વ વાદ વિવાદ તથા ઝગડા કરવાને અર્થે, પણ આત્મગુણ વૃદ્ધિ કરવા અર્થે નહિ. હે ઇશ! હે પરમાત્મા! હું શું કહું! નિશ્ચેથી મારૂં ચરિત્ર પરને હાંસી કરવાનું કારણ બન્યું છે. ૧

* * *

રત્નત્રયીની આરાધના, આચરનાર, જ્ઞાની, ધ્યાની, ચારિત્ર પાત્ર, હળુકર્મી, ભવભીરૂ, સરલ, આત્મા જે મોક્ષરૂપી [illegible]

હેત બની તેજસ્વી દીપકરૂપી જ્ઞાનજ્યોતિમાં રમણ કરતો હોય જ ક્ષમાપના ચાહી શકે છે. ક્ષમાપના લઇ શકે છે. અને ક્ષમાપના આપી શકે છે. તે ક્ષમાપના કઇ? તે ક્ષમાપના બાહ્ય નહિ, આંતરિક. તે ક્ષમાપના દુનિયાને ઠગવાની નહિ, પણ ખરા જીગરની. તે ક્ષમાપના ખોટા ડોળની નહીં, પણ સત્યતાની. તે ક્ષમાપના સુંદર પુષ્પની વિજયમાળ મહારથી કોઇ વિરલા ઉચ્ચ સ્થિતના શિખરે ચડેલ સમર્થ આત્માઓજ પહેરી અને પહેરાવી શકે. સામાન્ય સ્થિતિ ભોગવતા મનુષ્યોની શકિત બહારની તે વાત છે તે ક્ષમાપના ચાહતા, લેતા, બક્ષતા, આત્માએ કેવા પ્રકારની અને કયા શબ્દમાં ઉચ્ચારવી જોઇએ તે હવે વર્ણવું છું.

હે વીરપ્રભો! મારા આત્માએ અનંત ભવ ભ્રમણ કરતાં થકાં મનુષ્ય યોનિમાં આવી મનુષ્ય ભવ ધારણું કરી શ્રાવક શ્રાવિકાનું નામ ધારણ કરી સાધુ સાધ્વીપણું ગ્રહણ કર્યું. આ જન્મમાં પણ સાધુ સાધવીપણું ધારણ કરી વ્યવહારથી સંયમ પાળ્યો. શ્રી વીતરાગદેવે વર્ણવેલ જે નિરારંભી અને નિષ્પરિગ્રહી ધર્મ તેને મેં સપ્રેમે હૃદયે ધારણ કીધો, પરંતુ તેનું ખરૂં સ્વરૂપ છેવટ સુધી સમજ્યો નહીં. અરેરે!! તદુપરાંત રત્નત્રયી જ્ઞાન, દર્શન અને ચારિત્રની અમૂલ્ય અલભ્ય ઝવેરાતને મર્કટની પેઠે રાખમાં રોળી નાખી મેં પરિધાન કરેલાં સુવ્રતોને વિરાધ્યાં. જાણવા છતાં તજી દીધાં, ફેંકી દીધાં. મહાન મોહનીય કર્મોના ઉદયને લીધે હું અજ્ઞાન સરિતાના વહનમાં તણાઇ જઇ બુડી ગયો. હું આ ભવવ્યાપારમાં નફો લેવાની ઇચ્છા રાખનાર પામર જીવ અકથનીય ખોટમાં પડી ગયો. મેં મૂઢ બાવરો બની અંગીકાર કરેલાં સુવ્રતોને ઠોકર મારી. તેની વિરાધના કરતો થકો પાપના પુંજમાં અટવાયો. અથડાયો, અરેરે!! પ્રભુ! મેં ઘણાં અપકૃત્યો કર્યાં. ઘણા અનાચારો કર્યા, ઘણાં કરપીણ કર્મોનો આરંભ પરિગ્રહ કરી આ સંસાર સાગરની મારી નૌકા તે અઘોર પાપનો

બોજો ભરી મેં મારી જાતે ડુબાડી. ઉભા રહેવાની ડાળને પાપ કર્મરૂપી કુહાડાથી કાપી ઉપરથી પછડાયો. અરેરે પ્રભો! મને બચાવો, મને ઉગારો થયેલ કર્મોને વિદારી નવાં ન બને તેનો ખ્યાલ રાખી મને આ સંસાર સાગર તરાવો. હું બુડું છું! હું બુડું છું!! નાથ! મને બચાવો.

હે પ્રભો! મારાથી થયેલા અપરાધોની તો પરિસીમા રહી નથી. આપે પરૂપેલ જે અમૂલ્ય ધર્મ તેનું યથાર્થ પાલન ન કર્યું. અને જેટલી હદે મેં તેનું પાલન કર્યું તે માત્ર ઠગબાજી-થીજ. અર્થાત્ તેમ કરવામાં હે વીતરાગ દેવ! હું આપનો તેમજ મારા ગુરૂદેવનો દ્રોહી બન્યો. તે દ્રોહ તથા મારાં દુષ્કૃત્યોની જ્યારે મને હવે સ્મૃતિ થાય છે, ત્યારે મારૂં હૃદય તે પાપ અગ્નિની પ્રજ્વલિત જ્વાલામાં બળી જાય છે. સળગી જાય છે. અરેરે! મારા તે પ્રજ્વલતા અંતઃકરણની શાંતિ અર્થે, તેની શીતલતા અર્થે, તેને ઠારવા અર્થે હું કયાં જાઉં? શું કરૂં? એમ વારંવાર વિચાર આવતાં હું ઘેલો બની જાઉં છું. તેના ઉપાય અર્થે આપનો આશ્રય, આપનું નામ, આપનું ધામ. અને આપની જપમાળ સિવાય મને અન્ય કોઇમાં મારો ઉદ્ધાર જણાતો નથી.

"જ્યાં જ્યાં નજર મારી ઠરે, ત્યાં ત્યાં સ્મૃતિ છે આપની"

એજ હવે છેવટનો નિશ્ચય છે. માટે હે દયાળુ દેવ! જેમ તપેલા લોઢા ઉપર પાણીનો નાશ થાય છે. તેજ પ્રમાણે મારાથી થયેલ પાપકર્મોનો વિનાશ કરી મને તારા શરણમાં લઇ લે. તે પાપકર્મો યાદ આવતાં હું રડું છું, હું દુઃખી થાઉં છું. હું હવે જીગરથી પશ્ચાત્તાપ કરૂં છું. પ્રભો! એક વખત મારા ઉપર દયા કરી તે પાપકર્મોનો નાશ કર. હું ફરીથી તેઓને મારી સમીપ આવવા નહિં દઉં. તેઓને રોકીશ, જરૂર રોકીશ. મારૂં અંતઃકરણ હવે બળવાન્ છે. પ્રભુ તે બળ સાચવવું તે તારા હાથમાં છે. પ્રભો! હવે મને વધારે રડાવો નહિ. અને મારા જીગરના પશ્ચાત્તાપની બૂમો સાંભળી કરૂણા કરો, કરૂણા કરો. તમે કરૂણાના સાગર છો. તે

સાગરના પાણીની અંજળી મારા તરફ છાંટી મારા આત્માને શુદ્ધ કરો. અને મને અગ્નિની વિષમ જ્વાળાથી બળી જતાને બચાવો! હે નાથ બચાવો! હે દયાળુ દેવ! મેં આ જગતમાં મનુષ્ય જન્મ પામી, અરે! સાધુપણું લઇ ન કરવા યોગ્ય કર્મો કરી આપને છેતર્યા. આપનો દ્રોહ કર્યો છે, જૈન ધર્મ જેવા સુવર્ણ ધર્મને અંગીકાર કરી અધર્મ મચાવ્યો. ત્યાગદશા અંગીકાર કરી સંસારીને પણ ન ઘટે તેવા કર્મો કરી, મારી ત્યાગ દશાને લજવાવી, સાધુ ધર્મમાં અસાધુતાનાં આચરણોનો આદર કર્યો. સાધુદશામાં પ્રાપ્ત થતા પરિસહો તથા પર ભવના મારાં દુષ્કૃત્યોથી ઉદ્ભવેલા પરિસહો તથા વેદનીય કર્મો પૂર્ણ શાંતિથી, પૂર્ણ આનંદથી અને પૂર્ણ પ્રેમથી સહન ન કર્યા. મેં મારો વેષ લજવ્યો. હું સાધુતાના લેબાસમાં દેખાતો મનાતો અને જગતની દ્રષ્ટિએ દેખાતો પુજનીય સાધુએ અસાધુતાના અવિચારી અમાનુષિક કર્મોનો અવિજયવંત વાવટો ફરકાવી આ દુનિયાને છક કરી નાખી, ભોળાઓને ભરમાવી કેવળ જુઠાં બાનાં બતાવી-ઘણી પ્રશંસાનો લોભી બની ઘણાં માન પાનનો લાલચુ બની આખી આલમમાં અતિ પૂજ્યભાવ ઉત્પન્ન કરવાની લાલસા રાખી દુનિયામાં-ફુલણજીની પેઠે બહુજ ફુલાયો.

અરેરે!! ચેલા, પુસ્તક પાનાં, કપડાં પાત્રાં, વગેરેનો મારો મોહ મારો લોભ તે જીવન પર્યંત ન ટળ્યો, અને તેને અર્થે પણ ઘણાંજ વિચિત્ર પ્રકારનાં સાધુતાને અયોગ્ય એવાં કર્મો કરી કરાવી મારી સાધુતાનો લાભ મેં ધૂળમાં પુષ્પની માફક રગદોળાવી દીધો. સંસાર ત્યાગ અવસ્થામાં મેં સંસારી કરતાં પણ વિશેષ ભાગે મારા તારાપણું, વાડ, પરિગ્રહ, બંધન, મોહ વગેરેને પણ અનંતીવાર અનંતભાવે મારા હૃદયમાં સ્થાન આપી મારી સાધુતાની યોગ્યતાને નષ્ટ કરી નાખી.

અરેરે! પ્રભો! આટલા પરિશ્રમના ભોગે પ્રાપ્ત કરેલી મારી સાધુતા. મારી સંસારત્યાગાવસ્થા શું નષ્ટ થઇ ગઇ? તે વિચારથી

હું ઘેલો બન્યો છું, બાવરો બન્યો છું. હે નાથ! મારાં પોતાનાં કર્મોથી મને શરમ આવે છે. હું અન્યને શુ મોહું બતાવી શકું. આપની સમીપ આવીને આપની હુ શું માફી માગી શકું. નાથ! નાથ! હું બહુ શરમાઉં છું, અકળાઉં છુ, મુંઝાઉં છું, પ્રભો ! મને તેમાંથી મુકત થવાનો રસ્તો સુઝાડો. હું ભવાટવીમાં ભૂલા પડેલા આપના ભિક્ષુકને, આપના આશ્રિતને, આપના બાળને પાપરૂપી કાંટા, ઝાંખરાં દૂર કરી સત્ય રસ્તે ચડાવો. હું અશરણને શરણ બક્ષો. હે પ્રભો! મારી ઘેલછા દિનપ્રતિદિન વધતી જાય છે, તેના અંગે માનસિક સ્થિતિની અંતિમ દશાની ઝાંખી સમીપ દ્રશ્યમાન થાય છે. પ્રભુ તે અંતિમ દશા વખતે મારૂં શરણ જરૂર સ્વીકારશો. મારી નાડી આપના હસ્તમાં ગ્રહી લેશો, મારી દશા સુધરશો. મારાં કરેલાં કૃત્યોની અંતરથી ચાહેલી માફી આપી મને કૃતાર્થ કરશો. હે નાથ! હે પ્રભુ! હે અંતર્યામી! આપ તો દયાળુ છો. "કદી છોરૂ કછોરૂ થાય તોએ પિતાની પ્રીતિ ના ઘટે" એ કથનને સત્ય પરાવી મારી વૃત્તિ સુધારશો. મારી સુદશા પ્રગટાવશો. અને ન બુડે તેવી નૌકામાં મને બેસાડી આ ભવ સમુદ્રમાંથી મને તારી પેલે પાર પહોંચાડશો. મને આજે આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. તે જ્ઞાન દ્રષ્ટિથી હું શુદ્ધ રત્નત્રયની ઓળખાણ કરી શુદ્ધભાવે સમકિત પાણી જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મારો વેષ બદલાવી શોભાવીશ, આપનાજ વચનામૃતનું પાન મન, વચન કાયાએ કરીશ. હે પ્રભો ! મારી મલીન વાસના આજથી નષ્ટ થઇ ગઇ છે, અને તેના પ્રભાવે હું નવીન અપરાધો તો નહિંજ કરૂં. મેં જે જે અપરાધો કર્યા છે, તેને માટે સર્વ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ અને ગુરૂ આત્માની સાક્ષીએ હું માફી યાચું છું. પ્રભુ મને જરૂર માફી આપો. હું આપનું બાળક છું અને આપનું શરણુ મને નિરંતર ક્ષણે ક્ષણે રહે એટલીજ મારી નમ્ર પ્રાર્થના છે.

લી० અંગાન.

## "પુસ્તકનો સંક્ષેપ સાર."

આ પુસ્તકના સંક્ષેપ સારરૂપે તમને જણાવવાનું છે. પ્રત્યેક મનુષ્યે નીચેના શબ્દોની માળા યોજી તેને કંઠમાં નિરંતર ધારણ કરવી જોઇએ. તેનું નિત્ય ક્ષણે ક્ષણે પાલન કરવું જોઇએ. અને તે શોષાય નહીં, કરમાય નહીં, વૃથા જાય નહીં, તૂટે નહીં તેવી રીતે તેની રક્ષા કરવી જોઇએ.

આ જગતમાં ઘણી વસ્તુ મૂલ્યવાન હોય છે. પણ આ નીચેના મંત્રમાળના પ્રત્યેક શબ્દો અમૂલ્ય છે. જેની કિંમત માત્ર ઝવેરીજ આંકી શકે છે. પરંતુ મર્કટ તો તેને ઉકરડામાંજ ફેંકી દે છે.

## મંત્રમાળ.

હે ભવભીરૂ આત્મન્! શાસ્ત્ર સિદ્ધાંતો ઘણાં છે. ભણવાનું, સાંભળવાનું, શીખવાનું અને જાણવાનું ઘણું છે. મહાન્ વક્તા બની ઘણાં વ્યાખ્યાનો આપ્યાં, ઘણાં વ્યાખ્યાનો સાંભળ્યાં, તોપણ પાષાણ હૃદયમાંથી અમૃત ઝરણાંનાં બિંદુ દ્રષ્ટિગોચર ન થયાં તે નજ થયાં. જીકાર શબ્દોની તો તમારા ઉપર નિરંતર વૃષ્ટિ થઇ અને તમે પણ અનેકવાર શબ્દોનો ઉચ્ચાર કર્યો, પરંતુ હૃદય તો દયાર્દ્ર ના થયું તે નાજ થયું. હે આત્મન્! તું સાર ગ્રહી ન શક્યો.

મૂર્ખ વિચાર કર કે તારે રાત્રિ થોડી અને વેષ ભજવવાના ઘણા છે. તારે લેણા કરતાં દેણાનો પાર નથી. સમય ટુંકો છે, વિઘ્નો અપાર છે, માટે કાલે કરતો હોય તો આજે કર અને આજે કરતો હોય તો અત્યારે કર. પણ સર્વ વસ્તુનો સાર ગ્રહણ કરી આત્મ કલ્યાણ સાધી લે. એક ક્ષણ પણ ન ગુમાવ. ગઇ પળ પાછી સાંપડશે નહીં. પછી પસ્તાવો પારાવાર થશે. પણ તે નિરર્થક નીવડશે. જો જો યમઘંટ વાગી રહ્યો છે; તેના પડઘા તારે કાને અથડાય છે. જગતના મિથ્યાવાદના ટંટાને શાંત પાડી સાંભળ. તને સંભળાય છે? તને તૈયારી કરવા અવ્યક્તપણે સૂચના કરે છે. અરે! ઓ છતા કાને બેહેરા! છતી આંખે આંધળા પ્રાણી! યમઘંટના નાદને સાંભળી લે. અને તારા હૃદયને કુમળું પાડ. જો જો

આંખ ઉઘાડ. અંત સમયે તારાં સગા વ્હાલાં તને વીંટીને તારી પથારી પાસે વિલાપ કરતાં બેઠાં છે. તારા કાનમાં અરિહંત મહાવીરની અમૃતવાણી અને તેમનું પવિત્ર નામ પરાણે ધકેલે છે. તારો આત્મા તેને સંગ્રહી શકતો નથી, કારણકે તેને અભ્યાસ નથી, અને તે વિચાર કરે છે. આખી જીંદગી ન સમજ્યો ન બુઝયો. તે હવે આ અંતિમ વેળાએ કૂવો ખોદી પાણી કાઢી પ્રજ્વલિત કોપિત અગ્નિને બુઝાવવો અશકય છે. જો જો વૈદ્ય તારી નાડી ઝાલી બેઠા છે અને તારાં સગાં સ્નેહીને સૂચના કરે છે કે હવે પાંચ મીનીટની વાર છે. ધ્યાન રાખજો હું જાઉં છું. તારી નવગઢની નાડીઓ તૂટતી વેળાએ છતા અસહ્ય દુઃખોનું તને ભાન થાય છે. તું રાડ પાડી બેઠો થાય છે. કરેલાં દુષ્કૃત્યો તને એક પછી એક પડદારૂપે દ્રશ્ય-માન થઇ તારા દુઃખમા તને વધારો કરે છે. ઓ બાપ! ઓ મા! એ શબ્દનો તને જાપ જપવો પડે છે. તારી આ તારા અંતિમ સમયે સારી કીમતી ચુડી કાઢી બે પૈસાની ચુડી ભાગવા વાસ્તે પહેર-વાની મુંઝવણમાં પડે છે. તારાં સગાંવ્હાલાં રડવા કૂટવાની જગ્યા તથા તને સાથરે નાખવાની જગ્યા તે સમયે સાફ કરવા યતન કરે છે. અને બીજાઓ અન્ય ચીજોની તૈયારીમાં પડી જાય છે. ત્યાં તો શ્વાસોશ્વાસ પૂરા થતાં તારો આત્મા જડ દેહનો સંબંધ તજી અન્ય સ્થાને નાશી જાય છે. મૂર્ખ તું કોણ અને તારાં સગાવ્હાલાં કોણ? તે સમયનો વિચાર કર, છતાં તારી બંધ થએલી આંખો કેમ ઉઘડતી નથી? આવું સંસાર સ્વરૂપ નિહાળી તારૂં આત્મ કલ્યાણ સાધી લે. આવો સમય ફરીથી નહિ આવે તે નહિજ આવે.

સર્વ શાસ્ત્રો, સિદ્ધાંતો, સૂત્રો અને સર્વ મહાત્મા આત્મા-ઓનું કથન માત્ર એજ છે કે, વિવેક બુદ્ધિના વિચારીએ તો એજ ચોક્કસ છે કે પ્રાણીઓને હણવા કરતાં પાપોને હણવા અથવા પોતે પોતાની જાતેજ અશુદ્ધ આત્માને હણવો તે વિશેષ લાભકારી છે. અસત્ય ઉચ્ચારવા કરતાં મૌન ધારણ કરવું તે વિશેષ ઉત્તમ છે.

પારકા ધન માલને ગ્રહણ કરવાની ઇચ્છા કરવા કરતાં **પરમાત્મ** પ્રેરિત સૂત્રોનો સાર ગ્રહણ કરવો વધારે ઉચિત છે. **પરસ્ત્રીગમન** કરવા કરતાં ષંઢ (નપુંસક) પણાનું સેવન વિશેષ હિતકર છે. વિશ્વાસ-ઘાત કરવા કરતાં વિશ્વાસીને સત્યતાના પ્રદેશમાં ઉચકી જઇ સત્ય ભાસની દ્રષ્ટિએ ચડાવવો વધારે શ્રેયસ્કર છે. ક્રોધ કરવા કરતાં ક્રોધ કરનારની ક્ષમા ચાહવી તે વિશેષ ઉપયોગી છે. સાધુતાનો ખોટો વેષ ભજવી, મોહ, સ્ત્રીઇચ્છા, પરધન, મારાતારાપણું અંતરમાં રાખી જગત્‌ને ખોટા ચાકડે ચડી ભરમાવી, પોતે નર્ક કુંડીમાં ગમન કરવું અને આશ્રિતોને ગમન કરાવવું તે કરતાં મૃત્યુ લાવી દેહાન્ત કરવો વિશેષ હિતકર છે. ઝેર વૈર, ક્લેશ, કંકાસ, વિષય, કષાયો વધારી જીવન વ્યતીત કરવું, તે કરતાં સહનશીલતા ધારણ કરી, શુદ્ધ સંયમ ધારણ કરી, મનોનિગ્રહની તીક્ષ્ણ અણીએ વિંધાવું તે વિશેષ વ્હાલું હે આત્મન્! માનજે.

હિંસા જેવું કોઈ દુઃખ નથી.
દયા જેવો બીજો કોઇ ધર્મ નથી.
ક્રોધ જેવો બીજો કોઇ શત્રુ નથી.
ક્ષમા જેવો બીજો કોઇ મિત્ર નથી.
તૃષ્ણા જેવું બીજું કોઇ દુઃખ નથી.
સંતોષ જેવું બીજું કોઇ સુખ નથી.
કપટ જેવું બીજું કોઇ કુડું નથી.
સરળતા જેવું બીજું કાંઇ રૂડું નથી.
અનંગ જેવો બીજો કોઇ અધીરો નથી.
ધ્યાન જેવો બીજો કોઇ ધીરો નથી.

ઇત્યાદિક દુર્ગુણોને દૂર કરી, સત્ય વસ્તુનો સંગ્રહ કરી, વિષય કષાયોને વેગળા મુકી, આરંભ પરિગ્રહે રહિત થઇ, યોગ ધ્યાનમાં મગ્ન બની આધ્યાત્મ રસનું પાન કરી અંતરાત્માને ઓળખી રત્નત્રયનું આરાધન કરી આત્મ જ્યોતિ પ્રગટાવવા આત્મ

જ્ઞાનની પ્રાપ્તિ કરી શુદ્ધ ક્રિયા કરવી અને તેથીજ જન્મ મરણના ફેરા ફીટાવી આ સંસાર સાગર સહેલાઇથી તરી શકાય. અને પરમાત્મપદ પામી સિદ્ધ થતાં તેજમાં તેજ ભળી જઇ મોક્ષ થાય તેજ અંતીમ ઇચ્છા રાખવી કે જેથી આ આત્મા અજર અમર થાય એજ અર્થે સત્ય પુરૂષાર્થ પૂરણ કરજે, અને એ પુરૂષાર્થ વહેલો વહેલો સફળ થાય તેટલા માટે પંચ પરમેષ્ટિનું સ્મરણ, તેમના ગુણોનું સ્મરણ, ચિંતન, ધ્યાન, નિરંતર કરતો રહેજે. નીચેની વિધિએ નવકારમંત્રના જાપ કરવાથી તારો આત્મા ઉજ્વલ થશે.

---

## તપોપધ્યાનપૂર્વક શ્રી નવકાર મંત્રના નવ લાખ જાપ કરવાનો વિધિ.

### અથ નવકારનો લઘુ ઉપધ્યાન તપ ૭ દિવસનો.

૧ પહેલે દિવસે આયંબિલ તપ કરી "નમો અરિહંતાણં" એ પ્રથમ પદની ૧૦૮ માળા ગણવી, ઉપરાંત ૨૪ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

૨ બીજે દિવસે આયંબિલ કરી "નમો સિદ્ધાણં" ની ૧૦૮ માળા ગણવી, અને ૧૫ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

૩ ત્રીજે દિવસે આયંબિલ કરી "નમો આયરિયાણં" ની ૧૦૮ માળા ગણવી, ૩૬ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

૪ ચોથે દિવસે આયંબિલ કરી "નમો ઉવજ્ઝાયાણં" ની ૧૦૮ માળા ગણવી, ૨૫ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

૫ પાંચમે દિવસે આયંબિલ કરી "નમો લોએ સવ્વ સાહૂણં" ની ૧૦૮ માળા ગણવી, અને ૨૭ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

૬ છઠ્ઠે દિવસે ચઉવિહારો ઉપવાસ કરવો. અને [illegible]
૨૧ નવકારવાળી પાંચે પદની [illegible]

કાઉસગ્ગ કરવો. પોષો ન બને તો સંવર કરણી સહિત, છકાય જીવોની દયા સહિત સાવદ્ય યોગનો ત્યાગ કરવો. એ વખત પ્રતિક્રમણ ત્રિકાળ સામાયિક કરવાં.

ઉપધ્યાનના છ દિવસમાં વિકથા, હાસ્ય વગેરે ન કરવાં. ક્રોધાદિ કષાયો ટાળવાનો ઉપાય કરવો. એ નવકારનો લઘુ ઉપધ્યાન તપ. આ પ્રકારનો ઉપધ્યાન તપ નવકારના જાપની આદિમાં બને તો ઠીક, નહિ તો મધ્યમાં કે અંતમાં પણ કરી શકાય છે.

જાપ મૌનપણે જીભ, હોઠ કે કંઠ પણ હલે નહિ તેમ કરવા.

નિત્ય નવકારવાળી ગણવા બેસવા પહેલાં પંચપરમેષ્ટિને પંચાંગ નમાવી વંદના કરી જાપ શરૂ કરવા. આ પ્રમાણે રોજ યથાશકિત માળા ગણી નવ લાખ જાપ પૂરા કરવા. જાપ પૂરા થઈ જાય તેને છેલ્લે દિવસે પણ આયંબિલ કે ઉપવાસ કરવો.

ઇહલૌકિક તથા પારલૌકિક ઉભય પ્રકારનાં ઇચ્છિત સુખોની પ્રાપ્તિ ઉપરના જાપ વડે થાય છે શુદ્ધોપયોગ વડે અને પૌદ્ગલિક સુખની વાંછના વિના જો આ જાપ કરવામાં આવે તો નરક ગતિના નદાવા થઇ જાય અને ક્રમે ક્રમે મોક્ષ ગતિની પ્રાપ્તિ થાય, પણ જો ફળની લાલચે પૌદ્ગલિક સુખની ઇચ્છાએ ઉપરોકત જાપ કરવામાં આવે તો કાચના ટુકડા માટે અમૂલ્ય હીરો હારી જવા જેવું થાય, માટે માત્ર નિર્જરાને અર્થેજ—આત્માને કર્મથી વિમુકત કરવાને માટે પંચપરમેષ્ટિનું સ્મરણ કરવું જોઇએ. કરણીના ફળને માગી લેવું તેને જૈનશાસ્ત્ર નિયાણું કહે છે. નિયાણું એ ત્રણ શલ્ય માંહેલું એક શલ્ય છે. માટે સ્વાર્થબુદ્ધિથી આ જાપ કરવા નહિ.

ॐ શાન્તિઃ! ॐ શાન્તિઃ!! ॐ શાન્તિઃ!!!



સર્વજ્ઞાય નમઃ

# અથ શ્રી ઇંદ્રિયપરાજયશતક પ્રારંભઃ



દુહો.

એક વિષયને જીતતાં, જીત્યો સહુ સંસાર
નૃપતિ જીતતાં જીતીએ, દલ પૂરને અધિકાર. ૧. શ્રીમદ્.

ગાથા-સુચ્ચિઅ સુરો સો ચેવ, પંડિઓ તં પસંસિમો
નિચ્ચં; ઇંદિય ચોરેહિં સયા, ન લુંટિઅં જસ્સ
ચરણધણં. ૧. ઇંદિય ચવલ તુરંગો, દુગ્ગઇ મગ્ગા-
ણુ ધાવિરે નિચ્ચં; ભાવિઅ ભવસ્સરૂવો, રૂંભઇ
જિણવયણરસ્સીહિં. ૨.

અર્થ--તેજ શૂર, તેજ પંડિત, તેનેજ નિરંતર હું પ્રશંસું છું, કે જેનું સદા ઇંદ્રિયોરૂપ ચોરોએ, ચારિત્રરૂપી ધન નથી લૂંટ્યું. ૧ ઇંદ્રિયોરૂપ જે ચપળ ઘોડાઓ છે, તે દુર્ગતિના માર્ગે નિરંતર દોડવાનું કરે છે, તેને સંસાર સ્વરૂપને જેણે જાણ્યું છે, તે પ્રાણી શ્રી વીતરાગનાં વચનરૂપ દોરડીએ કરીને રૂંધે છે. ૨.

ગાથા-ઇંદિય ધુત્તાણમહો તિલતુસ મિત્તંપિ દેસુ મા પસરં;
જઇ દિન્નો તો નીઓ જત્થ ખણો વરિસ કોડિસમો. ૩
અજિઇંદિએહિં ચરણં કટ્ઠં વ ઘુણેહિં કિરઇ અસારં;
તો ધમ્મત્થિહિં દઢં. જઇ અવ્વં ઇંદિય જયંમિ. ૪.

અર્થ—અહો ઉત્તમ જન! ઇંદ્રિયરૂપ ધૂર્તને તિલના ફોતરા જેટલું પણ પસરવા દેશ નહિ. જો પસરવા દીધો તો લીધું. શું લીધું? તે કહે છે. જ્યાં ક્ષણ માત્રમાં પણ વરસની કોટી સમાન દુઃખમય છે. ત્યાં તેનું દુઃખ લીધું. ૩ જેણે ઇંદ્રિયો જીતી નથી

તેનું ચારિત્ર, કાષ્ટમાં રહેનારા કીડાએ જેમ કાષ્ટને કરડીને અસાર કર્યું, એવું અસાર જાણવું એ માટે ધર્મના અર્થિ જનને ઇંદ્રિયો જીતવાને માટે દ્રઢ યત્ન કરવો.

**ગાથા-જહ કાંગિણીઓ હેઉં, કોડિ રયણાણ હારએ કોઇ;**
**તહ તુચ્છ વિસયગિદ્ધા જીવા હારંતિ સિદ્ધિસુહં. ૫**
**તિલમિત્તં વિસયસુહં દુહં ચ ગિરિરાયસિંગ તુંગયરં;**
**ભવકોડીહિં ન નિટ્ઠઇ જં જાણસુ તં કરિજ્જાસુ. ૬**

અર્થ—જેમ કોઇ, કોઈએક કાંગણીને હેતુ એટલે અર્થે કોડી રત્નને હારે છે, તેમ નીચ એવા વિષયમાં લોલુપ થયેલા જીવો છે તે, પોતાના મોક્ષ સુખને હારી જાય છે. ૫ તિલ માત્ર પણ વિષય સુખ તે દુઃખરૂપ પર્વત તેનાં ઉંચાં એવાં શિખર છે, એવું જાણવું. અર્થાત્ થોડું પણ વિષયસુખ છે, તે મહાદુઃખનું હેતુ જાણવું. એ વિષયસુખને માટે ભવની કોડિએ દુઃખ ભોગવતાં પણ ન નિવર્તે એવું છે. માટે જેમ ધ્યાનમાં આવે તેમ કરજે. ૬

**ગાથા-ભુંજંતા મહુરા વિવાગ વિરસા કિંપાગ તુલ્લા ઇમે,**
**કચ્છકંડુઅણંવ દુઃખજણયા દાવિંતિ બુદ્ધિંસુહે;**
**મજ્જન્હે મયતિણ્હિઅવ્વ સયયં વિચ્છાભિ સંધિ અપ્પયા,**
**ભુત્તાદિંત્તિ કુજમ્મ જોણિગહણં ભોગા મહાવેરિણો. ૭**

અર્થ—ભોગ કેવા છે? તે કહે છે. ભોગવતાં થકાં મધુરા પણ પરિણામે અથવા વિપાકે કિંપાક વૃક્ષતુલ્ય નિરસ છે. વળી ખસનું જે ખણવું-તે ખણતાં તો સારૂં લાગે, પણ પરિણામે મહા દુઃખ થાય, તેમ એ સુખ ભોગવે છે, તે પણ તે ખસના ખણવા સરખાં દુઃખનાં ઉપજાવણહારાં એવાં બુદ્ધિ સુખને દે છે. અને મજ્જન કરતાં થકાં અર્થાત્ ભોગમાં તલ્લીન હોતાં થકાં મૃગતૃષ્ણા જે ઝાંઝવાં તેની પેરે નિરંતર ખોટા અભિપ્રાયના દેનારા છે અને

ભોગવ્યા થકાં કુજન્મયોનિનું જે ગ્રહણ તેને દે છે. એ માટે ભોગ જે વિષયાદિક તે મહાવેરી છે એમ જાણવું. ૭

ગાથા—સક્કા અગ્ગી નિવારેઉં, વારિણો જલિઉ વિહુ;
સવ્વોદહિ જલેણાવિ, કામગ્ગિ દુન્નિવારઓ. ૮
વિસમ્મિવ મુહંમિ મહુરા, પરિણામ નિકામ દારૂણા વિસયા;
કાલમણંતં ભુત્તા, અજ્જાવિમુત્તં ન કિં જુત્ત ૯

અર્થ—ઘણોજ લાગેલો એવો જે અગ્નિ, તેને પાણીએ કરીને નિવારણ કરી શકીએ; પરંતુ કામાગ્નિ જે છે તે, સર્વ સમુદ્રના પાણીએ કરી પણ નિવારણ કરવો મહા દુષ્કર છે. ૮ હે મૂઢ! આ સંસારના ભોગ વિષય છે તે પ્રથમ આદ્યમાં મધુરા છે, પણ અંતે વિષની પરે અત્યંત અસાર અને મહા ભયંકર એવા છે તે અનંતકાલ યાવત્ ભોગવ્યા. તોપણ હજી નથી ત્યાગ કરતો. એ વિષયસુખમાં કેમ રક્ત થઇ રહ્યો છે? ૯

ગાથા—વિસયરસાસવમત્તો, જુત્તાજુત્તં ન જાણઇ જીવો;
ઝુરઇ કલુણં પચ્છા, પત્તો નરયં મહાઘોરં. ૧૦
જહ નિંબદુમ્મપત્તો કીડો, કડુઅપિ મન્નએ મહુરં;
તહ સિદ્ધિસુહપરૂક્ખા. સંસારદુહં સુહં બિંતિ. ૧૧

અર્થ—એ જીવ વિષય રસરૂપ આસવ એટલે મદિરાએ કરી મદોન્મત્ત થયો થકો યુક્તાયુક્ત એટલે યોગ્ય અને અયોગ્યને નથી જાણતો; પણ પછી જ્યારે મહા દુઃખમય એવા અતિશય ભયંકર નરકને પામ્યો ત્યારે ઝુરે છે. અર્થાત્ પશ્ચાતાપ કરે છે. ૧૦ જેમ, લીંબડાના વૃક્ષનું પાંદડું તે કડવું છે. તોપણ તે પાંદડામાં રહેનારો કીડો મધુર સુખ માને છે; તેમ એ જીવ મોક્ષ સુખથી પરોક્ષ જે સંસારનાં દુઃખ તેને સુખ કરીને જાણે છે. ૧૧

**ગાથા—અથિરાણુ ચંચલાણુ ય, ખણુમિત્ત સુહંકરાણુ પાવાણું;**
**દુગ્ગઇ નિબંધણાણું, વિરમસુ એઆણુ ભોગાણું. ૧૨**
**પત્તા ય કામભોગા સુરેસુ, અસુરેસુ તહ ય મણુએસુ;**
**ન ય જીવ તુબ્ભ તિત્તી, જલણુસ્સ વ કટ્ઠનિયરેણુ. ૧૩**

**અર્થ**—હે અજાણ જીવ તું, અસ્થિર, અને ચંચલ એવા ક્ષણુમાત્ર સુખને કરનારા એવા, અને મહાપાપરૂપ તથા દુર્ગતિએ બંધન થવાના હેતુરૂપ જે ભોગ, તેથી વિરમ-પાછો હઠ. ૧૨ દેવતાઓને વિષે, અસુર દેવતાને વિષે, તેમજ મનુષ્યને વિષે હે જીવ! તું કામના ભોગ જે સ્ત્રીવિષયાદિક સુખ તે પામ્યો; તોપણ જેમ અગ્નિ કાષ્ટોના સમૂહે પણ તૃપ્તિ પામતો નથી, તેમ હે જીવ! તને પણ તૃપ્તિ થતી નથી. ૧૩

**ગાથા-જહાય કિંપાગફલા મણોરમા રસેણુ વન્નેણુ ય ભુંજમાણા; તે ખુદ્દએ જીવિય પચ્ચમાણા એ ઓવમા કામગુણા વિવાગે. ૧૪.**
**સવ્વંવિલવિઅં ગીઅં, સવ્વંનટ્ટં વિડંબણા;**
**સવ્વે આભરણા ભારા, સવ્વે કામા દુહાવહા. ૧૫.**

**અર્થ**—જેમ કિંપાક નામક વૃક્ષનાં ફળ તે મનોહર, રસે કરી પરિપૂર્ણ, વર્ણે કરી રૂડાં પણ તે ખાધાં થકાં અને પચ્યાં થકા જીવિતવ્યને ખુટાડે. એ કિંપાક નામક વૃક્ષનાં ફળનીજ ઉપમા કામના ગુણુનો જે વિપાક તેને વિષે જાણુવી. અર્થાત્ કામગુણુ વિપાક છે તે દેખતાં મનોહર રસે કરી પરિપૂર્ણ અને બાહ્ય રંગે કરી રૂડા છે, પણુ તેઓનો પરિણામ મહા દુઃખદાયક છે. ૧૪. સંસારમાં જે ગીત છે. તે સર્વ વિલાપ તુલ્ય જાણુવા, સર્વ નાટક તે વિટંબના જેવાં જાણુવાં, સર્વ જે આભરણુ તે ભારરૂપ જાણુવાં અને સર્વ કામ ભોગ તે દુઃખદાઇ જાણુવા. ૧૫.

ગાથા-દેવિંદ ચક્કવટ્ટિત્તણાઇ રજ્જાઇં ઉત્તમા ભોગા;
પત્તા અણંતખુત્તો નય હું તત્તિં ગઉત્તેહિં. ૧૬
સંસારચક્કવાલે સવ્વેવિ ય પુગ્ગલામએ બહુસો,
આહારિઆય પરિણામિઆય ન ય તેસુ તિત્તોહં. ૧૭

અર્થ—હે જીવ! ઇંદ્ર, ચક્રવર્તિ ઇત્યાદિક રાજ્ય અને ઉત્તમ પ્રકારના ભોગ એટલે વિષયાદિ સુખ તે તું અનંતવાર પામ્યો તો પણ તેઓએ કરીને તૃપ્તિને પામ્યો નહિ. ૧૬ અહો! મેં સંસારરૂપ ચક્રવાલને વિષે સઘળાંએ પુદ્ગલોનો ઘણીવાર આહાર કર્યો. એટલે ખાધાં અને આહારપણે પરિણમાવ્યાં ખરાં, પણ તેને વિષે હું તૃપ્તિ પામ્યો નહીં ૧૭

ગાથા—ઉવલેવો હોઇ ભોગેસુ, અભોગી નોવલિપ્પઇ;
ભોગી ભમઇ સંસારે, અભોગી વિપ્પમુચ્ચઇ.
અલ્લો સુક્કો અ દો છુટા, ગોલયા મટ્ટિઆમયા;
દોવિ આવડિઆ કૂડે, જો અલ્લો તત્થ લગ્ગઇ. ૧૯

અર્થ—ભોગી પુરૂષને ભોગને વિષે લપટાવું તે થાય છે, અને વાંછના રહિત એવા પુરૂષો ન લપેટાય, આ સંસારને વિષે ભોગી હોય તે ભમે છે, અને અભોગી પુરૂષ સંસારથી મુક્ત થાય છે. ૧૮ લીલો અને સૂકો એવા બે માટીમય ગોળા છે, તે બેય ગોળા ભીંતને વિષે અફાળ્યા, તેમાથી જે લીલો ગોળો હતો તે ભીંતને વિષે લાગી રહ્યો. ૧૯

ગાથા—એવં લગંતિ દુમ્મેહા, જે નરા કામલાલસા;
વિરત્તા ઉ ન લગ્ગંતિ, જહા સુક્કે અ ગોલએ. ૨૦
તણકટ્ઠેહિં વ અગ્ગી, લવણસમુદ્દો નઇ સહસ્સેહિં;
ન ઇમો જીવો સક્કો, તિપ્પેઉ કામભોગેહિં. ૨૧

અર્થ—એ પ્રમાણે લાગે છે, દુર્બુદ્ધિ એવા જે પુરૂષ, કામલંપટ એટલે જે કામલંપટ એવા દુર્બુદ્ધિ પુરૂષો છે, તેઓ આ સંસારને વિષે ભીંતને વિષે લીલા ગોળાની પેરે લાગી રહે છે, અને જે સંસારથી વિરમ્યા તે જેમ સૂકો ગોળો ભીંતને વિષે ન ચોંટે-ન લાગે, તેમ નથી લાગતા. ૨૦ જેમ, તૃણકાષ્ટે કરીને અગ્નિ તૃપ્ત થતો નથી, અને નદીના સહસ્રોએ કરી જેમ લવણસમુદ્ર તૃપ્ત થતો નથી તેમ કામભોગે કરીને આ જીવ પણ તૃપ્ત થવાને શક્તિવંત થતો નથી. ૨૧

ગાથા-ભુત્તુણ વિ ભોગસુહં સુરનર; ખયરેસુ પુણ પમાએણં
પિજ્જઇ નરએસુ ભેરવ કલકલએ તઉ તંબપાણાઇ ૨૨
કો લોભેણ ન નિહઓ કસ્સ ન રમણીહિં ભોલિઅં હિઅયં;
કો મચ્ચુણા ન ગહિઓ કો ગિદ્ધો નેવ વિસએહિં' ૨૩

અર્થ—જીવ ભોગનાં જે સુખ; તે દેવતા મનુષ્ય અને ખેચરને વિષે ભોગવીને પણ, વળી પ્રમાદે કરીને નરકને વિષે ભયંકર એવા અગ્નિએ કરી તપ્ત થએલા ત્રાંબાના પાનને પીએ છે. ૨૨. કોણ પુરૂષ લોભેન ન નિહત એટલે નથી હણાયો? કોણ પુરૂષને મૃત્યુએ નથી ગ્રહ્યો? અને કોણ પુરૂષ વિષયોએ કરી નથી ગૃદ્ધ થયો? ૨૩.

ગાથા—ખણમિત્ત સુખા બહુ કાલ દુક્ખા પગામ દુક્ખા
અનિકામ સુખા; સંસાર મુક્ખસ્સ વિપક્ખભૂઆ
ખાણી અણત્થાણ ઉ કામભોગા. ૨૪
સવ્વ ગહાણં પભવો મહાગહો સવ્વ દોસ પાયટ્ટિ;
કામગ્ગહો દુરપ્પા જેણ ભિભૂઅં જગં સવ્વં. ૨૫

અર્થ—આ સંસારને વિષે ક્ષણ માત્ર સુખ છે, અને દુઃખ તો ઘણા કાળ સુધી છે. તે વળી અતિશય દુઃખ છે; અતિ થોડું સુખ છે એ

સંસારને માટે મુકવો, અને તેના વિપક્ષભૂત થવું. અને એ કામ વિષયાદિકના જે ભોગ છે તે, અનર્થની ખાણ છે. ૨૪ જેણે સર્વ જગતને ભેદ્યું, સંતાપ્યું, એવા દુરાત્મા કામરૂપી ગ્રહ તે સર્વ ગ્રહોને ઉપજાવવાનું મૂળકારણ છે, અને સર્વ દોષોનો પ્રગટ કરનાર મ્હોટો ગ્રહ જાણવો. ૨૫.

ગાથા—જહ કચ્છુલ્લો કચ્છું કંડુઅમણો, દુહં સુણઈ સુહં;
મોહાઉરા મણુસ્સા, તહ કામદુહં સુહં બિંતિ,
સલ્લં કામા વિસં કામા, કામા આસી વિસોવમાઃ
કામે પત્થેયમાણા, અકામા જંતિ દુગ્ગઈં. ૨૭

અર્થ—જેમ, ખસનો ધણી ખસને ખણતો થકો, જો કે પરિણામે દુઃખ ભોગવે છે, તોપણ તેને સુખ માને છેઃ તેમ મોહે કરી આતુર એટલે પીડિત એવાં મનુષ્યો, કામભોગાદિકના વિષય દુઃખને સુખકારી જાણે છે. ૨૬ કામ છે તે શલ્યરૂપ છે, વિષરૂપ છે, અને સર્પની દાઢમાં જે વિષ છે તેની ઉપમાએ છે. એ કામની માત્ર પ્રાર્થના કરતાં અને અણભોગવ્યે થકે પણ જીવ દુર્ગતિએ જાય છે. ૨૭

ગાથા—વિસએ અવઇક્ખંતા. પડંતિ સંસારસાયરે ઘોરે;
વિસએસુ નિરાવિક્ખા તરંતિ સંસાર કાંતારે. ૨૮
છલિયા અવઇક્ખંતા, નિરાવઇક્ખા ગયા અવિગ્ઘેણં;
તમ્હા પવયણસારે, નિરાવઇક્ખેણ હોઅવ્વં. ૨૯

અર્થ—વિષયની અપેક્ષા-પ્રતિબંધ કરતાં જીવ સંસારરૂપી મહા ભયંકર એવા સમુદ્રને વિષે પડે છે; અને વિષયને વિષે નિરપેક્ષ હોતાં થકાં સંસારરૂપી અરણ્યને તરે છે. ૨૮ ધ્રુવંન ... વિષયની અપેક્ષાથી જે નિરપેક્ષ થયા, તે નિર્વિઘ્ને ... તે માટે પ્રવચનનું સાર જે ચારિત્ર તેને વિષે નિરપેક્ષ ... ૨૯.

ગાથા–વિસયા વિક્ખો નિવડઇ નિરવિક્ખો તરઇ દુત્તર ભવોહં;
દેવી દીવસમાગય ભાઉ અ જ્જુઅલેણ દિઠ્ઠંતો. ૩૦
જં અઇતિક્ખં દુક્ખં જં ચ સુહં ઉત્તમં તિલોઅંમિ;
તં જાણસુ વિસયાણં વુઢ્ઢિક્ખય હેઉઅં સવ્વં. ૩૧

અર્થ—વિષયની અપેક્ષા ધરતો જીવ સંસારને વિષે પડે છે, અને જે સંસારથી નિરપેક્ષ છે તે દુસ્તર એવો આ જે સંસાર તેને તરે છે. જેમ દેવીના દ્વીપને વિષે આવેલા એવા ભ્રાતા એટલે ભાઇનું યુગલ અર્થાત્ બે ભાઇઓ તેના દ્રષ્ટાંતે જાણવું. એટલે બે ભાઇમાંથી એક ભાઇએ રયણાદેવી સન્મુખ કિંચિત્ જોયું, તેથી તે સમુદ્રમાં જઇ પડયો. અને બીજો ભાઇ નિરપેક્ષ રહ્યો તો સમુદ્ર પાર ઉતર્યો. એ કથા જ્ઞાતાજીમાં છે, ત્યાંથી જાણવી. ૩૦ જે અતિશય તીક્ષ્ણ દુ:ખ અને જે વળી ત્રૈલોકયને વિષે ઉત્તમ પ્રકારનું સુખ છે, તે સર્વ વિષયની જે વૃદ્ધિ અને ક્ષય એટલે હાની તેના હેતુ છે. એમ હે જીવ! તું જાણજે. ૩૧.

ગાથા–ઇંદિય વિસય પસત્તી, પડંતિ સંસારસાયરે જીવા;
પક્ખીવ છિન્ન પંખા સુસીલ ગુણ પેહુણ વિહિણા. ૩૨
ન લહઇ જહા લિહંતો મુહિલ્લિયં અઠિઅં જહા સુણઓ;
સોસઇ તાલુઅ રસિઅં વિવિહંતો મન્નએ સુખં. ૩૩

અર્થ--ઇંદ્રિયોના વિષયોને વિષે વિશેષ કરી આસકત એવો જીવ જેની પાંખ છેદાણી છે એવો પક્ષી જેમ આકાશથી પૃથ્વી ઉપર જઇ પડે, તેમ સુશીલગુણરૂપી પાંખો વિના જીવ, સંસારસાગરને વિષે પડે છે. ૩૨ જેમ શ્વાન મોટું હાડકું ચાટતાં થકાં નથી જાણતું કે પોતાના તાળવાનો રસ શોષે છે!! એ શ્વાન પોતાનાજ તાળવાનો રસ ચાટે છે, તોપણ તે ચાટતાં થકાં વિવિધ પ્રકારનાં સુખ માને છે. ૩૩.

ગાથા-મિહિલ્લાણુ કાયસેવી ન લહઇ કિંચવિ સુહં તહા
પુરિસો સો મન્નએ વરાઓ સયકાય પરિસ્સમં સુખં. ૩૪
સુઠુવિમગ્ગિજંતો કત્થવિકયલીઇ નત્થિ જહ સારો;
ઇંદિય વિસએસુ તહા નથી સુહંસુઠુ વિગવિઠું. ૩૫

અર્થ-તેમ સ્ત્રીની કાયાનો સેવણુહાર પુરૂષ તે કાંઇ પણ સુખને નથી લેતો; પરંતુ તે બાપડો રાંક પોતાની કાયાના પરિશ્રમને સુખરૂપ માને છે. ૩૪. અતિશય અવલોકયું તોપણ કહીએ પણ કેલીને વિષે જેમ સાર નથી તેમજ ઇંદ્રિયોના વિષયોને વિષે પણ સુખ તે અતિશય શ્રુષ્ટુ જોઇતું નથી. ૩૫.

ગાથા-સિંગારતરંગાએ વિલાસવેલાઇ જુવ્વણજલાએ;
કેકે જયંમિ પુરિસા નારીનઇએ ન બુડ્ઢંતી. ૩૬
સોઅસરી દુરિઅદરી કવડકુડી મહિલિયા કિલેસકરી;
વઇરવિરોયણઅરણી દુક્ખખાણી સુખપડિવકખા ૩૭

અર્થ—શૃંગારરૂપ જેમાં કલ્લોલો છે, અને વિલાસરૂપ જેમાં જલભ્રમર છે, અને યૌવનરૂપ જેમાં જલ છે, એવી નારીરૂપ નદીને વિષે નથી બુડતા, એવા જગતને વિષે કોણ પુરૂષ છે? અર્થાત્ નારીરૂપ નદીને વિષે નથી બુડયો એવો કોઇ પણ પુરૂષ જગતમાં નથી. ૩૬ શોકરૂપ નદી એવી, કપટ જેની ગુફા એવી, કપટતાની કુંડી એવી કલેશની કરનારી વૈર તે રૂપ વિશ્વાનળ એટલે અગ્નિ તેને ઉપજાવવા માટે અરણી કાષ્ટ સરખી એવી સ્ત્રી છે, તે દુઃખની ખાણ અને સુખથી ઉપરાંઠી છે. ૩૭

ગાથા-અસુણિઅ મણ પરિકમ્મો સમ્મં કો નામ નાસિઉં
તરઇ; વમ્મહ સર પસરોહે દિઠ્ઠિચ્છોહે મયચ્છીણં. ૩૮
પરિહરસુ તઉસિ દિઠ્ઠિ દિઠ્ઠીવિસસ્સવ અહિસ્સ;
જં રમણિ નયણબાણા ચરિત્તપાણે વિણાસંતિ. ૩૯

અર્થ—નથી જાણ્યું મનનું પરાક્રમ જેણે એવો કોણ પુરૂષ મૃગાક્ષિના દ્રષ્ટિક્ષોભે કરી કંદર્પનાં જે બાણ પસરે, તેનાથી નાસવાને સમર્થ થાય? અર્થાત્ કોઈ સમર્થ ન થાય. ૩૮ એ માટે હે જીવ! સર્પની વિષમય દ્રષ્ટિ તેવી જેની વિષયદ્રષ્ટિ છે, અને જે સ્રીનાં નયનરૂપ બાણો ચારિત્રરૂપ પ્રાણને નાશ પમાડે છે. તેવી સ્રીનો પરિત્યાગ કર. ૩૯

ગાથા-સિદ્ધંત જલહિ પારંગઓવિવિ જિઇંદિઓવિ સુરોવિ;
દઢચિત્તોવિ છલિજ્જઇ જુવઇ પિસાઇહિં ખુદ્દાહિં ૪૦
મણય નવણીય વિલઓ જહ જાયઇ જલણ સંનિહાણંમિ;
તહ રમણિ સંનિહાણે વિદ્દવઇ મણો મુણીણંપિ. ૪૧

અર્થ—દ્રઢ ચિત્તવાળો એવો વિશેષે કરી શૂરો પુરૂષ જે સિદ્ધાંત સમુદ્રને વિશેષે કરીને પાર પહોંચેલો એવો અને ઇંદ્રિયોને જેણે જીતી હોય તેને પણ જુવતીરૂપ ક્ષુદ્રણી એવી પિશાચણી છળે છે. ૪૦ જેમ અગ્નિ તેના સન્નિધે એટલે સમીપ ભાગને વિષે મીણ અને નવનીત એટલે માખણ ઓગળી જાય છે; તેમ સ્રીના સન્નિધે એટલે સમીપ ભાગે મુનીશ્વરનું પણ મન વિશેષે કરી દ્રવિત થાય છે. એટલે મન ચલિત થઇ જાય છે. ૪૧

ગાથા-નીઅંગમાહિંસુ પઉરાહિં ઉપ્પિચ્છમંથરગઇહિં;
મહિલાહિં નિનગ્ગા ઇવ ગિરવર ગુરૂઆવિ ભજ્જંતિ. ૪૨
વિસયજલં મોહકલં વિલાસવિઓ અજલયરાઇત્તં;
મમમયરં ઉત્તિન્ના તારૂણ્ણ મહન્નવં ધીરા. ૪૩

અર્થ—નીચી ગતિએ છે, તે માટે પાણી સહિત એવી, અને મંથર ગતિએ છે માટે જોવા યોગ્ય એવી, સ્રીને નદીની પેઠે મેરૂપર્વત સરખા સ્થિર મનવાળાઓને પણ વિશેષે કરી ભેદે છે. ૪૨ વિષયરૂપ જે જલ મોહરૂપ કલલોગ અને વિલાસ હાવભાવ

રૂપી જલચર જીવો તેણે આકીર્ણ એટલે ભરેલો એવો અને મદ–તે રૂપ મગરમચ્છવાળો એવો તરૂણ એટલે યૌવનાવસ્થારૂપ મહોર્ણવ એટલે મહા સમુદ્રને જે ધીર પુરૂષ તે ઉતરે છે અર્થાત એવા સમુદ્રને તરી પાર ઉતરે છે. ૪૩

ગથા–**જઇવિ પરિચત્ત** સંગો **તવ** તણુ અંગો તહાવિ પરિવડઇ;
**મિહિલા સંસગ્ગીએ** કોસા ભવણુ સિમુણિવ્વ. ૪૪
સવ્વગ્ગંથ વિમુકકો સીઇભૂ ઉપસંતિ ચિત્તોઅ;
જં **પાવઇ** મુત્તિસુહં **ન ચકકવટ્ટી** વિ તં લહઇ. ૪૫

**અર્થ**––યદ્યપિ સમસ્ત પ્રકારે બાહ્ય કુટુંબાદિકના સંગનો **પરિત્યાગ** કર્યો છે જેણે અને તપે કરી દુર્બળ અંગ જેણે કર્યું છે; તો પણ મહિલા જે સ્ત્રી તેના સંસર્ગે સંસાર માંહે પડે છે. કોની પેરે? તોકે વેશ્યા તેના ભુવનને વિષે નિવાસ કરનાર એવા જે સિંહ ગુફાવાસી મુનિવર તેની પેઠે જાણી લેવું. ૪૪ સર્વ ગ્રંથથી વિમુક્ત અર્થાત્ સંસારના સર્વ બંધનથી રહિત એવો અને જે ચિત્તને વિષે પ્રશાંતતા પામ્યો અને જે મોક્ષનું સુખ પામે તે સુખ ચક્રવર્તી પણ નથી લેતો. ૪૫

ગાથા–**ખેલંમિ પડિઅમપ્પં** જહ **ન** તરઇ મચ્છિઆ વિ-
મોયંઉ; તહ વિસયખેલ પડિઅં **ન** તરઇ અપ્પં પિ
કામંધો. ૪૬
જં લહઇ **વીઅરાઓ** સુખં તં મુણઇ મુચ્ચિઅ ન અન્ન
ન વિગત્તા સુઅરઓ જાણઇ સુરલોઇઅં સુખં. ૪૭

અર્થ––જેમ ખેલ્મને વિષે પડેલી એવી જે મક્ષિકા પણ પોતાને મુકાવવાને સમર્થ થતી નથી; તેમ વિષયરૂપ ખેલમાં માંહે પડ્યો એવો કામે કરી અંધ થયેલો પુરૂષ પોતાને પણ ન મુકાવી શકે. ૪૬ જે સુખને વીતરાગ પામે તે સુખને શ્રી વીતરાગ લહે

પણ અન્ય કોઇ જાણે નહીં. જેમ ગર્તા એટલે ખાડામાં કર્દમને વિષે મગ્ન થએલો એવો જે ભુંડ તે સ્વર્ગલોકનાં સુખને જાણે નહીં. ૪૭

**ગાથા-જં અજ્જવિ જીવાણં વિસએસુ દુહાસવેસુ પડિબંધો;**
**તં નજ્જઇ ગુરૂઆણુવિ અલંઘણિજ્જો મહામોહો. ૪૮**
**જે કામંધા જીવા રમંતિ વિસએસુ તે વિગયસંકા;**
**જે પુણ જિણવયણુરયા તે ભીરૂ તેસુ વિરમંતિ. ૪૯**

**અર્થ**—જે કારણ માટે હજી સુધી પણ જીવોને દુઃખનેજ આશ્રવ એટલે શ્રવનારા જે વિષય તેને વિષે પ્રતિબંધ છે તે કારણ માટે મોટાને પણ મહા મોહ જે છે તે અલંઘનીય છે એવું જાણીએ છીએ. ૪૮ જે કામાંધ કામે કરી અંધ થયેલા જીવો તે શંકા રહિત હોતા થકા વિષયોને વિષે રમે છે. જે વળી જિન વચનમાં રક્ત સંસારથી બીકણ તેજ વિષયોથી વિરમે છે. ૪૯

**ગાથા—અસુઇમુત્તમલપવાહ રૂવયં વંત પિત્ત વ સમજ્જ**
**ફ્રોપ્ફસં મેઅમંસ, બહુ હડુકરંડઅં ચમ્મ મિત્ત**
**પચ્છાઇઅં જુવઈ અંગયં. ૫૦**
**મંસંઇમં મુત્તપુરીસમીસં સિંઘાણુ ખેલાઇ અનિજ્જરંતં;**
**એઅં અણિચ્ચં કિમિઆણુવાસં પાસં નરાણં મઈ**
**બાહિરાણં. ૨૧**

**અર્થ**—અશુચિ મૂત્ર અને વિષ્ટા પ્રવાહ તદ્રૂપ અને વમન પિત્ત, ચરબી અને હાડકાં માંહેલો ભૂકો, સોજા, સંમેદા, માંસ ઘણાં હાડકાંઓનો કરંડીઓ તે ચર્મ માત્રે કરી એવું આછાદીઉ એટલે આચ્છાદીઉ એવું સ્રીનું અંગ છે ૫૦ એ માંસ મૂત્ર અને વિષ્ટા તેણે કરી મિશ્રિત અને નાસિકાનો મળ બડખા એઓનું નિજ્જરણ એ નિરંતર અનિત્ય છે. વળી કરમીઆનું આવાસ સ્થાન એવું સ્રીઓનું જે શરીર તે મતિબાહિર અર્થાત્ બાહ્યદ્રષ્ટિ એવા પુરૂષોને પાસરૂપ છે. ૫૧

ગાથા-પાસેણુ પંજરેણુ ય બજ્ઝંતિ ચઉપ્પયાય પક્ખીઈ,
ઇયજુવઈ પંજરેણું બદ્ધા પુરિસા કિલિસ્સંતિ. ૫૨
અહો મોહો મહામલ્લો જેણ અમ્મારિસા વિહુ.
જાણંતાવિ અણિવ્વત્તં વિરમંતિ ન ખણંપિહુ. ૫૩.

અર્થ-જેમ પાસે કરી અને પાંજરે કરી ચાર પગનાં પંખીઓને બાંધે, તેમ આ યુવતીરૂપ પાંજરે કરી બાંધેલા એવા પુરૂષો તે કલેશ પામે છે. ૫૨ અહો ઇતિ આશ્ચર્ય મોહરૂપ મહા મલ્લ છે. જેણે કરી અમારા સરખા પણ નથી નિવર્તતા. જાણતાં છતાં પણ ક્ષણ માત્ર પણ નથી વિરમતા. અર્થાત મોહરૂપી મહા મલ્લને અમે જાણીએ છીએ તોપણ ક્ષણ માત્ર તજી શકતા નથી. ૫૩

ગાથા—જુવઇહિંસહ કુણંતો, સંસગ્ગિં કુણઇ સયલદુક્ખેહિં
નહિ મુસગાણું સંગો હોઇ સુહો સહ બિડાલિહિં ૫૪
હરિહર ચઉરાણણ ચંદ સૂર ખંદાઇણોવિ જે દેવા;
નારિણ કિંકરત્તં કુણંતિ ધિદ્ધી વિસયતિન્ના. ૫૫

અર્થ-યુવતીસહવર્તમાન સંસર્ગ કરતો થકો સમસ્ત દુઃખોનો સંસર્ગ કરે છે. એ માટે બીલાડીની સાથે મૂષક એટલે ઉંદરનો સંસર્ગ અથવા સંગત સુખદાયક ન થાય ૫૪, વાસુદેવ, મહાદેવ, ચતુરાનન એવા બ્રહ્મા, ચંદ્ર અને કાર્તિકેય સ્વામી આદે દઇને બીજા જે દેવતાઓ તે પણ સ્ત્રીઓનું કિંકરપણું કરે છે. તે માટે તે વિષયને વિષે તૃષ્ણા છે જેને એવા પૂર્વોક્ત પ્રાણીઓની તૃષ્ણાને ધિક્કાર છે! ધિક્કાર છે! ૫૫.

ગાથા-સીઅં ચ ઉન્હં ચ સહંતિ મૂઢા ઇત્થીસુ સત્તા અવિવેઅવંતા;
ઇલાઇપુત્તવ્વ ચયંતિ, જાઇં જીઅં ચ નાસંતિ અરાવણુવ્વ પદ
પુત્તૂંણુવિ જીવાણું, સુદુક્કરાયંતિ પાવચરિઆઇં.
ભયવં જાસાસાસા. પચ્ચા એસો દુરંતુનાતે. ૫૭

અર્થ—મૂર્ખ એવા પુરૂષો શીત અને ઉષ્ણ એવો તાપ સહન કરે છે, અને તે અવિવેકવંત એવા હોતા થકા, સ્રીને વિષે આસક્ત તે ઇલાતિ પુત્રની પેરે સ્વજાતિનો ત્યાગ કરે છે અને તેઓ રાવણની પેરે જીવિતવ્યનો નાશ કરે છે. તોપણ તે સ્રીઆદિકને નથી છાંડતા. ૫૬. બોલીને પણ જીવોનાં જે અત્યંત દુષ્કર એવાં પાપ ચરિત્ર, ભગવાન્ જે હતા તે ? તે તે એજ તને પ્રત્યાદેશ છે. ૫૭.

ગાથ—જલલવતરલં જીઅં અથિરાલચ્છીવિ ભંગુરો દેહો;
તુચ્છાય કામભોગા નિબંધણં દુક્ખલક્ખાણ. ૫૮
નાગો જહા પંકજલાવસન્નો દટ્ઠું થલં નાભિસમેઇ તીરં;
એવં જિઆ કામગુણેસુ ગિદ્ધા સુધમ્મમગ્ગે નરયા હવંતિ. ૫૯.

અર્થ—જલબિંદુ એટલે જલના પરપોટા સમાન ચપલ એવું જીવિતવ્ય છે, અને લક્ષ્મી છે તે પણ અસ્થિર છે, અને ક્ષણભંગુર એવો આ દેહ છે. કામભોગ જે છે તે તુચ્છ એવા અને લાખો ગમે દુઃખના હેતુ એવા છે. ૫૮ જેમ હાથી તે કાદવને જલે ખુંચ્યો થકો કાંઠો દેખે છે તો પણ તે સ્થળથી તીરે ન જઇ શકે; એ પ્રમાણે જીવો કામ સમૂહને વિષે આસકત થકા સુધર્મના માર્ગને વિષે ન રત્તા એટલે સાવધાન ન થઇ શકે. ૫૯

ગાથા—જહ વિટ્ઠપુંજ ખુત્તો કિમી સુહં મન્નએ સયાકાલં;
તહ વિસયાસુઇરત્તો જીવો વિ મુણઇ સુહં મૂઢો. ૬૦
મયરહરોવ જલેહિં તહ વિહુ દુપ્પૂરઉ ઇમો આયા;
વિસયામિસંમિ ગિદ્ધો ભવે ભવે વચ્ચઇ ન તત્તિં. ૬૧

અર્થ—જેમ વિષ્ટાના ઢગલા માંહે ખુંચેલો કરમીઓ સદા કાળ સુખ માને છે, તેમ વિષયરૂપી અશુચિને વિષે રકત થએલો એવો મૂઢ જીવ તે વિષયને વિષેજ વિશેષે કરીને સુખ માને છે.

૬૦ મયરહર એટલે મગરહર તે મગરને હરણ કરનાર એવો જે સમુદ્ર તે જેમ પાણીએ કરી પૂરવો દોહિલો છે. એટલે દુ:ખે પુરાય અર્થાત્ સમુદ્રમાં ગમે તેટલું પાણી નાખો તો પણ તે તેથી તૃપ્તિ પામે નહીં તેમ એ આત્મા! વિષયરૂપ આમિષ એટલે માંસને વિષે આસક્ત થયો થકો ભવ ભવને વિષે તૃપ્તિ પ્રત્યે ન પામે. ૬૧

ગાથા-વિસયવિસટ્ટા જીવા ઉબ્ભડરૂવાઇએસુ વિવિહેસુ;
ભવ સયસહસ્સ દુલ્લહં ન મુણંતિગયંપિ નિઅજમ્મં. ૬૨
ચિઠ્ઠંતિ વિસયવિવસા મુત્તંલજ્જંપિકે વિગયસંકા;
ન ગણંતિ કેવિ મરણં વિસયંકુસ સલ્લિયા જીવા. ૬૩

અર્થ—વિષયરૂપ જે વિષ તેણે કરી આર્ત્ત એટલે પીડાયમાન થએલા એવા જીવ, ઉદ્ભટરૂપ આદિ લઇ વિવિધ પ્રકારનાં રૂપ તે ભવનાં શત સહસ્ર કરીને એટલે લાખો ગમે ભવે કરીને પણ દુર્લભ એવો મનુષ્ય જન્મ તે ગયો થકો પણ ન જાણે. ૬૨ વિષય રૂપ અંકુશે સાલ્યા એવા જીવો વિષયને વશ થયા થકા રહે છે. અને લજ્જાને પણ મૂકે છે, કેટલાએક જીવો ગએલી છે શંકા જેઓની એવા કેટલાક મરણને પણ નથી ગણતા. ૬૩

ગાથા-વિસય વિસેણં જીવા જિણધમ્મં હારિઊણ હા નરયં;
વચ્ચંતિ જહા ચિત્ત ય નિવારિઓ બંભદત્તનિવો. ૬૪
ધી ધી તાણ નરાણં જે જિણવયણા મયંપિમુત્તૂણ;
ચઉગઇ વિડંબણકરં પિયંતિ વિસયાસવં ઘોરં. ૬૫

અર્થ—વિષયરૂપ જે વિષ તેણે કરીને જીવ [illegible] હારીને હા! પ્રતિખેદે નરકે જાય છે. જેમ ચિત્ર [illegible] તેણે વાર્યો એવો જે બ્રહ્મદત્ત નૃપ [illegible] મનુષ્યજન્મ હાર્યો તેમ. ૬૪ ધિક્કાર [illegible] ધિક્કાર [illegible]

નર જિન વચનરૂપી અમૃતને મૂકીને ચાર ગતિની જે વિડંબનાનો કરનાર એવો જે રૌદ્ર એવો વિષયરૂપ મદિરા તે પીએ છે. ૬૫

ગાથા—**મરણેવિ દીણવયણં, માણધરા જે નરા ન જંપંતિ;**

**તેવિહુ કુણંતિ લલ્લિ, બાલાણં નેહ ગહ ગિહિલ્લા.** ૬૬

**સક્કોવિ નેવ સક્કઇ, માહપ્પમહુપ્ફુરં જએ જેસિં;**

**તેવિ નરા નારીહિં, કરાવિઆ નિઅય દાસત્તં.** ૬૭

**અર્થ**—મરણ કાળ પ્રાપ્ત થયો છતાં પણ માનને ધારણ કરનાર જે પુરૂષ તે દીનવચન ન બોલે, અને તેજ પુરૂષ, બાળા જે સ્ત્રી તેનોજ સ્નેહરૂપ ગ્રહ તેણે કરીને ઘેલા થયા થકા લાલન કરે છે. ૬૬. જેના માહાત્મ્ય અને આંડંબર તેને જગતમાં ઇંદ્ર પણ ખંડન ન કરી શકે. તેવા પુરૂષોને નારીએ પોતાના દાસપણા પ્રત્યે કરાવ્યા. ૬૭.

ગાથા—**જઉ નંદણો મહપ્પા, જિણભાયા વયધરો ચરમદેહો;**

**રહનેમી રાયમઇ, રાયમઇં કાસી હી વિસયા.** ૬૮

**મયણ પવણેણ જઇ, તારિસાવિ સુર સેલ નિચ્ચલા ચલિઆ;**

**તા પક્ક પત્તસત્તાણ, ઇઅર સત્તાણ કાવત્તા.** ૬૯

**અર્થ**—યાદવનો નંદન એટલે પુત્ર મહાત્મા એવા જિન જે નેમિનાથ તેનો ભાઈ વ્રતધારી અને ચરમશરીરી એવો જે રહનેમી તે રાજીમતી ઉપર રાગને વિષે છે મતિ જેની એવો હોતો હવો. માટે હા! ઇતિખેદે ધિક્કાર છે વિષયને. ૬૮. મદનરૂપી પવને કરી જો મેરૂ પર્વત સરખા નિશ્ચલ એવા ચલ્યા તો પછી પાકાં પાદડાં સરખાં જે જીવનાં સત્વ છે એવાં ઇતર સત્વ એવા જીવોની શી વાર્તા? અર્થાત્ કામદેવરૂપી પવને કરી મેરૂપર્વત સરખા ધૈર્યવંત પુરૂષો ચલાયમાન થયા, તો પછી અલ્પ સત્વવાળા એવા જીવોની શી વાર્તા? ૬૯

ગાથા-જિપ્પંતિ સુહેણું ચિઅ, હરિ કરિ સપ્પાઇણો મહાકૂરા;
ઇક્કુ વિચય દુજ્જેઓ કામો, કય સિવસુહ વિરામો. ૭૦
વિસમા વિસય પવાસા, અણાઇ ભવભાવણાઇ જીવાણું;
અઈદુજ્જે તહ આણિયં, ઇંદિઆઈ ચંચલં ચિત્તં. ૭૧

અર્થ--સિંહ, હાથી અને સર્પાદિક મહા ક્રુર એવાંઓને સુખે કરીને જીતાય, પણ કર્યો છે મોક્ષ સુખથી વિરામ જેણે એવો એક પણ કંદર્પ; તે જીતવો દુર્લભ છે. ૭૦ જીવને વિષમ એવા વિષયોની પિપાસા એટલે તરસ છે, અને અનાદિની સંસારની ભાવના છે, અને ઇંદ્રિયો છે તે અતિશય દુર્જય છે; તેમજ ચિત્ત છે તે ચપળ છે. ૭૧

ગાથા-કલમલઅરઈ અભુક્ખી, વાહી દાહાઇ વિવિહ દુક્ખાઇ;
મરણંપિઅ વિરહાઇસુ, સંપજ્જઇ કામતવિઆણ. ૭૨
પંચિંદિય વિસય પસંગરેસિ, મણ વયણ કાય નવિ સંવરેસિ;
તં વાહિસિ કત્તિઆ ગલપએસિ, જં અઠકમ્મ નવિ
નિજ્જારસિ. ૭૩

અર્થ—કામેકરી તપ્ત થયેલા એવા જનોને કલમલ, તથા અરતિ ઉપજે, અને ભૂખ, વ્યાધિ, દાયજ્વરાદિ પ્રમુખ વિવિધ પ્રકારનાં દુઃખો, મરણ, અને પ્રિય વિયોગાદિક સંપજે. ૭૨. હે જીવ! પાંચ ઇંદ્રિયોના વિષય પ્રસંગને માટે મન, વચન અને કાયા નથી સંવરતો; અને જે આઠ કર્મોને નથી નિર્જરા પમાડતો તે તું ગલ પ્રદેશને હામે કાતી એટલે કાતર વાહે છે. ૭૩

ગાથા-કિં તુમંધોસિ કિં વાસિ ધત્તુરિઓ અહવ કિં સંનિવાએણ આઊરિઓ અમય સમુધમ્મજં વિસવ અવમન્નસે વિસય વિસવિસમ અમિયંવ બહુમન્નસે. ૭૪

**તુઝિભ તુહંનાણ વિન્નાણ ગુણડંબરો જલણ જાલાસુ**
**નિવડંતુ જિય નિબ્ભરો પયઈ વામેસુ કામેસુ જં રજ્જસે**
**જેહિં પુણપુણ વિનિરયાનલેપચ્ચસે. ૭૫**

**અર્થ**—હે જીવ! શું તું આંધળો છે? શું તેં ધતુરો પીધો છે? અથવા શું તું સન્નિપાત રોગે કરી પરિપૂર્ણ છે? કે જે માટે અમૃત સમાન ધર્મ છે, તેને વિષવત્ માને છે!! અને વિષયરૂપ જે મહા વિષમ વિષ તેને અમૃતવત્ બહુ માને છે! ૭૪ હે જીવ! તું તારૂં જ્ઞાન, તારૂં વિજ્ઞાન અને ગુણોનો આડંબર તે જ્વલનજવાલાને વિષે અત્યંતપણે પડો. જે કારણ માટે પ્રકૃતિએ કરી વાંકા વિપરીત એવા જે કામ ભોગ તેને વિષે તું રાચે છે. માટે જે કામભોગે કરીને તું વળી વળી વિશેષે કરીને નરકરૂપી અગ્નિને વિષે પચ્ચે છે. ૭૫

**ગાથા—દહઈ ગોસીસ સિરકુખંડ છારકએ છગલ ગહણટ્ઠ એરા-**
**વણં વિક્કએ કપ્પતરૂતોડિ એરંડ સો વાવએ જુજિઓ**
**વિસએહિં માણુઅત્તણં હારએ. ૭૬**
**અધુવં જીવિઅં નચ્ચા સિદ્ધિમગ્ગં વિઆણિયા;**
**વિણિ અટ્ટિજજ ભોગેસુ આઉં પરિમિઅમપ્પણો. ૭૭**

**અર્થ**—જે પુરૂષ વિષયે કરીને મનુષ્યપણું હારે છે તો તે સૂકી રાખને માટે ગોશીર્ષ તે બાવનાચંદન અને સિરખંડ એટલે સુખડ તેને બાળે છે, અને બોકડો લેવાને અર્થે ઐરાવત હાથીને વેચે છે, અને તે કલ્પવૃક્ષને તોડી એરંડાને વાવે છે. ૭૬ જે ઉત્તમ પુરૂષો તે અશાશ્વતું એવું જે જીવિતવ્ય જાણતા થકા અને મોક્ષ માર્ગને પણ જાણતા અને પોતાનું પરિમિત એટલે પ્રમાણ સહિત આયુષ્યને અર્થાત્ આટલુંજ આયુષ્ય છે; એવું તે જાણતા થકા ભોગ થકી નિવર્તે છે. ૭૭

**ગાથા-સિવમગ્ગ સંઠિઆણંવિ જહ દુજ્જેઆ જિઆણ પણવિસયા; તહ અન્નં કિંપિ જએ દુજ્જેઅં નત્થિ સયલેવિ. ૭૮**

**સવિડંકુબ્ભડરૂવા દિટ્ઠા મોહેઇ જા મણં ઇત્થિ;**
**આયહિઅં ચિંતંતા દૂરયરેણં પરિહરંતિ. ૭૯.**

અર્થ—જેમ સર્વ જગતને વિષે મોક્ષ માર્ગે જેઓ રહ્યા છે, એવા જીવોને પણ પાંચ વિષય જે છે તે દુર્જય છે; તેમ અન્ય કોઈ પણ દુર્જય નથી. અર્થાત્ વિષય જીતવા તેજ દુર્જય છે, પણ તે સિવાય બીજું કાંઇ દુર્જય નથી. ૭૮ સવિટંક ઉદ્ભટરૂપ એવી સ્ત્રીઓ તે દીઠી થકી મનને મોહ પમાડે છે, તેઓને આત્મહિતને ચિંતવતા એવા જે પુરૂષ તે દૂરથી પરિહરે છે. ૭૯.

ગાથા-સવ્વ સુઅંપિસીલં વિન્નાણં તહ તવંપિ વેરગ્ગં;
વચ્ચઇ ખણેણસવ્વં વિસયવિસેણં જઇણંપિ. ૮૦

રેજીવ ભય વિગપ્પિય નિમેસ સુહલાલસો કહં મૂઢ;
સાસયસુહ મસમતસં હારિસિ સિસિ સોઅરંચજનં. ૮૧

અર્થ—સર્વશ્રુત, સર્વશીલ, સર્વવિજ્ઞાન તેમજ વૈરાગ્ય તે સર્વ યતિઓને પણ વિષયરૂપ વિષે કરીને ક્ષણમાત્રમાં જતાં રહે છે. ૮૦ રે જીવ! શાશ્વતાં સુખ, જેના સમાન જગત્માં બીજાં કોઇ સુખ નથી, તેને અને જેમાં ચંદ્રમા સરખો ઉજ્વલ યશ છે. તેને હે મૂઢ! પોતાની મતિએ કલ્પ્યાં [illegible] નિમેષ માત્ર સુખમાં લંપટ થઇને કેમ હારે છે! ૮૧.

ગાથા-પજ્જલિઉ વિસયઅગ્ગી, ચરિત્તસારં ડહિજ્જ કસિણંપિ;
સમ્મત્તં પિવિરાહિઅ, અણુંત સંસારિઅં કુજ્જા. ૮૨
ભીસણ ભવ કંતારે. વિસમા જીવાણ વિસયતિન્હાઓ;
જએ નડિઆ ચઉદ્દસપુવ્વી. વિરૂલંતિ હુ નિગોએ. ૮૩

**અર્થ**--પ્રજ્વલિત થએલો એવો જે વિષયરૂપ અગ્નિ છે તે સમસ્ત એવા ચારિત્રના સારને બાળે છે. અને સમ્યક્ત્વને વિરાધીને અનંત સંસારીપણાને કરે છે. ૮૨ જીવને ભયંકર એવાં સંસારરૂપ અરણ્યને વિષે વિષમ એવી જે વિષયરૂપ તૃષ્ણા છે. જે તૃષ્ણાએ નચાવેલા એવા ચૌદ પૂર્વધારી પણ નિશ્ચયે કરીને નિગોદને વિષે ભમે છે. ૮૩

**ગાથા**-હા વિસમા હાવિસમા, વિસયા જીવાણ જેહિ પડિબદ્ધા;
હિંડંતિ ભવ સમુદ્દે અણંતદુક્ખાઇ પાવંતા ૮૪
મા ઇંદજાલચવલા, વિસયા જીવાણ વિજ્જતેઅ સમા;
ખણદિઠા ખણુનિઠા, તાતેસિં કો હુ પડિબંધો. ૮૫

**અર્થ**—હા ! ઇતિ ખેદે વિષમ વળી હા ! ઇતિ ખેદે વિષમ એવા વિષયો, તે જીવને વિષમ છે. જે વિષયોએ કરીને પ્રતિબંધ થયેલા એવા જીવ અનંત દુઃખ પામતા થકા સંસાર સમુદ્રને વિષે હિંડે છે. ૮૪ મા ઇતિ નિષેધે ઇન્દ્રજાલની પેરે ચપલ એવા જે વિષયો છે, તે જીવને તે વિષયો વિજળીના તેજ સમાન ક્ષણમાત્રમાં દેખાએલા, પણ પછી ક્ષણમાત્રમાં નાશ પામવાનું છે શીલ જેનું, એટલે એમ કે વિજળી જેમ ક્ષણમાં દેખવામાં આવે અને વળી ક્ષણમાં ન દીઠામાં આવે, તેમ એ વિષયો પણ ક્ષણમાત્ર દેખવામા આવે અને ક્ષણમાં ન દીઠામાં આવે, તે માટે તેમનો નિશ્ચે શો પ્રતિબંધ કરવો? ૮૫

ગાથા-સત્તુવિસં પિસાઓ વેઆલો, હુઅવહોવિપજ્જલિઓ;
તં ન કુણઇ જં કુવિઆ, કુણંતિ રાગાઇણો દેહે. ૮૬
જોરાગાઇણવસે વસંમિ, સો સયલ દુક્ખલક્ખાણં;
જસ્સ વસે રાગાઇ, તસ્સવસે સયલસુખાઇં. ૮૭

**અર્થઃ**--જેટલું રાગદ્વેષાદિક કોપ્યા થકા દેહને વિષે દુઃખ પ્રત્યે કરે છે, તેટલું દુઃખ શત્રુ, વિષ, પિશાચ, વૈતાલ અને

પ્રજ્વલિત થયેલો અગ્નિ પણ ન કરી શકે. ૮૬ જે પુરૂષ રાગાદિકને વશ છે, તે પુરુષ દુઃખ સમસ્ત લાખો ગમે તેને વશ થઈ રહ્યા છે એમ જાણવું; અને જે પુરૂષના વશમાં એટલે સ્વાધીનમાં રાગાદિક છે, તે પુરૂષના વશમાં સઘળાં સુખ છે, એમ જાણવું. ૮૭

ગાથા-કેવલ દુહ નિમ્મવિએ, પડિઓ સંસારસાયરે જીવો;
જં અણુહવઇ કિલેસં, તં આસવહેઊઅં સવ્વં. ૮૮
હી સંસારે વિહિણા, મહિલારૂવેણ મંડિઅં જાલં;
બજ્ઝંતિ જત્થ મૂઢા, મણૂઆ તિરિયા સુરા અસુરા ૮૯

અર્થ—નિઃકેવળ દુઃખે કરીને નીપજાવેલો એવો જે સંસાર રૂપી સાગર તેને વિષે જીવ પડયો છે; અને ત્યાં જે કલેશ અનુભવે છે, તે સઘળો કલેશ આશ્રવ છે હેતુ જેનો એવો છે. ૮૮ હી! ઇતિખેદે! અહો આ સંસારને વિષે કર્મ જે છે, તેણે સ્રીરૂપે જાળ માંડી છે. જે જાળને વિષે મૂઢ એવા મનુષ્યો, તિર્યંચો, દેવો અને અસુરકુમાર દેવો બંધાય છે. ૮૯

ગાથા-વિસમા વિસયભુઅંગા જેહિ ડંસિઆ જિઆ ભવ-
વણંમિ; કીસંતિ દુહગ્ગીહિં ચુલસીઇજોણિલક્ખેસુ. ૯૦
સંસારચારગિમ્હે વિસયકુવાએહિલુકિકઆ જીવા;
હિઅમહિઅ અમુણંતા અણુહવંતિ અણંત દુક્ખાઇં. ૯૧

અર્થ—વિષમ એવા વિષયરૂપ ભુજંગો એટલે સર્પો, જેઓએ સંસારરૂપ અરણ્યને વિષે જીવ ડસ્યા છતાં દુઃખરૂપ અગ્નિએ કરીને ચોરાશી લાખ જીવાયોનીને વિષે ક્લેશ પામે છે ૯૦ સંસારનું ચાલવું તદ્રુપ ગ્રીષ્મકાલ તેને વિષે વિષયરૂપ નઠારો વાયરો તેણે કરી લુકાયા થકા એવા જે જીવો તે હિત અહિતને અણજાણતા થકા અનંત દુઃખો અનુભવે છે. ૯૧

ગાથા-હાહાદુરંતદુઠ્ઠા વિસય તુરંગા કુસિક્ખિઆ લોએ;
ભીસણભવાડવીએ પાડંતિ જિઆણ મુદ્ધાણં. ૯૨
વિસય પિવાસાતત્તા રત્તાનારીસુ પંકિલસરંમિ;
દુહિઆ દીણા ખીણા રુલંતિ જીવા ભવવણંમિ. ૯૩

અર્થ—હાહા! ઈતિખેદે મુગ્ધ એવા જીવોને જેનો અંત દુઃખે કરીને છે, એવા દુષ્ટ જે વિષયરૂપ તુરંગ એટલે ઘોડા તે વિપરિત શીખાવેલા એવા લોકને વિષે ભયંકર એવી સંસારરૂપી અટવી માંહે પાડે છે. ૯૨ વિષયરૂપ પિપાસા એટલે તૃષા-તેણે કરી તૃપ્ત થયેલા એવા અને સ્ત્રીને વિષે આસકત એવા જીવો સંસારરૂપી વનને વિષે સ્ત્રીરૂપ કાદવવાળા સરોવરમાં દુઃખીઆ દીન અને ક્ષીણ એવા હોતા થકા ભમે છે ૯૩

ગાથા-ગુણકારિ આઇંધણિઆં ધિઈરજ્જુ નિઅંતિ આઇંતુહ
જીવા; નિઅયાઇંઈંદિઆઇં વલ્લિનિઅત્તાતુરંગુવ્વ ૯૪
મણવયણકાયજોગાસુ નિઅત્તા તેવિગુણકરાહુંતિ;
અનિઅત્તા પુણ ભંજંતિ મત્તકરિણુવ્વ સીલવણં. ૯૫

અર્થ—હે જીવ! તને અતિશે ધૃતિરૂપ જે રજ્જુ એટલે દોરડું તેણે કરી વશ થયેલી એવી પોતાની ઈંદ્રિયો છે તે ગુણકારી છે. જેમ તુરંગ એટલે વશ થયેલા એવા બાંધેલા ઘોડાની પેઠે વાળવા યોગ્ય છે. ૯૪ મન, વચન અને કાયાના જે યોગ છે તે ગાઢ એવા નિયંત્રિયા થકા એટલે વશ થયા થકા તે પણ વિશેષે ગુણકારી થાય છે. અને ન યંત્રિયા થકા વળી મદોન્મત્ત કરિની પેઠે શીલ રૂપ વનને ભાંગે છે. ૯૫

ગાથા-જહ જહ દોસા વિરમઇ જહ જહ વિસએહિં હોઇ
વેરગ્ગં; તહ તહ વિન્નાયવ્વં આસન્નં સેઅ પરમપયં

૯૬ દુક્કરમે જહિંએહિં કયંસમણેહિં જુવ્વણત્થેહિં

ભગ્ગં ઇંદિયસિન્નં ધિઇપાયારં વિલગ્ગેહિં. ૯૭

અર્થ--જેમ જેમ દોષો વિરમે છે. અને જેમ જેમ વિષયથી વૈરાગ્ય થાય છે; તેમ તેમ જાણવું કે તેહને પરમપદનું આગલ એટલે ઢુંકડાપણું થાય છે. ૯૬ તેણે દુષ્કર કામ કર્યું, તે કોણે દુષ્કર કામ કર્યું? તે કહે છે. જે સમણોએ યૌવન અવસ્થાને વિષે ઇંદ્રિયરૂપ સૈન્યને ભાંગ્યું. તે પુરૂષ ધૈર્યરૂપ જે ગઢ તેને વળગ્યા જાણવા. ૯૭

ગાથા-તેધન્ના તાણનમો દાસોહં તાણસંજમધરાણં;

અદ્ધત્થિ પત્થિરીઓ જાણ નહિ અઓરઝકકંતિ. ૯૮

કિંબહુણા જઇવંછસિ જીવતુમં સાસયં મુહં અરૂઅં.

તા પિઅસુ વિસય વિમુહો સંવેગરસાયણં નિચ્ચં. ૯૯

અર્થ--જે પુરૂષને હૃદયને વિષે અર્ધપટ્ટિમાટી આંખે અર્થાત્ કટાક્ષ નેત્ર કરી જોનારી સ્ત્રી નથી ખટકતી, તે પુરૂષને ધન્ય છે. તેને હું નમસ્કાર કરૂં છું તેવા સંયમધારીનો હું દાસ છું ૯૮ વધારે શું કહેવું? હે જીવ! તું નિરોગ એવું શાશ્વતું સુખ જો વાંછે છે તો વિષયથી વિમુખ થા અને નિરંતર સંવેગરૂપ રસાયણને પી એટલે પાન કર! પાન કર!! પાન કર!!!

ૐ શાન્તિઃ! શાન્તિઃ!! શાન્તિ.!!!

સર્વત્ર સર્વત્ર શાન્તિર્ભવતુ.

ઇતિ શ્રી ઇંદ્રિયપરાજયશતકં સંપૂર્ણમ્.



મનન કરવા લાયક ઉત્તમ વાકયો વાંચી અંતરમાં ઉતારો.

# અધ્યાત્મ મણિરત્નમાળા.



૧ લક્ષ શું ?

**અબંધ દશા પ્રાપ્ત કરવી તે.**

૨ શુદ્ધ આત્મ વિચારની શ્રેણીએ વર્તનાર પ્રાણી અલ્પ વારમાં અલૌકિક સુખને અવશ્ય અનુભવે છે. તે માટે તું પણ તે શ્રેણિપર આરૂઢ થા.

૩ સત્ય ધર્મ સેવન કરવા અર્થે હિંમત હારશો નહિ, ધીરજ ત્યાગશો નહિ, આ અમૂલ્ય વાકયને હૃદયમાંથી વિસારશો નહિ.

સત્ય માર્ગ કયો ? આગ્રહ છોડી સમ્યક્દ્રષ્ટિ બનવું તે.

૪ દર્શનમોહ (દર્શન મોહનીય) દૂર થવાથી વીર પ્રભુના બતાવેલા ખરા માર્ગમાં પ્રવેશ કરી શકીશ; પટ્ દ્રવ્યના ખરા સ્વરૂપને સમજી તેમાંથી તત્ત્વ પ્રત્યે પ્રીતિ થઈ ત્યારે શુદ્ધ ચૈતન્ય તે તરફ વળશેજ. તે તું નિશ્ચય માનજે.

સર્વ સંસારનો મોહ અને પુદ્‌ગલ પ્રેમ ત્યાગીશ એટલે અંતર આત્માને અવશ્ય ઓળખી શકીશ.

૫ હે આત્મન્ ! જો તારા અંતરાત્માના ધર્મનો નાશ થયો તો સમજવું કે સર્વસ્વનો નાશ થયો, અને જો તેનું યથાર્થ રક્ષણ થયું તો તે સર્વની રક્ષા કરે છે. તેથી સર્વ પ્રાણીઓએ કદાપિ ધર્મથી વિમુખ થવું નહિ, કારણ કે ધર્મનો ત્યાગ કરવાથી અંતરાત્માના સર્વ ગુણોનો વિનાશ થાય છે. તે માટે તું સર્વ સિદ્ધાંતનો સાર એજ સમજજે કે અંતરાત્માને કોઇ કાળે અવરાવા દેવો નહિ.

૬ કર્મ બે પ્રકારનાં ભગવતીજી સૂત્ર વગેરેમાં કહેલ છે. તે શિથિલ કર્મ, અને નિકાચિત કર્મ, તેમાં શિથિલકર્મ જે છે તેને જ્ઞાન, દર્શન, ચારિત્ર, ત્યાગ, વૈરાગ્ય અને સુવિચારાદિકથી નિવૃત્ત કરી શકાય છે. અને નિકાચિત કર્મ જે છે તે જેવા રસ અને જેટલી સ્થિતિએ બાંધ્યાં હોય

તે તેવા પ્રકારે તે કાળે ઉદયમાં આવ્યેજ ભોગવી શકાય છે, પરંતુ નિકાચિત કર્મ અન્ય રીતે ભોગવાતું નથી, તે માટે ત્યાંજ ઉદય બલવાન સમજજે, પણ દરેક કાર્યમાં ઉદયને પ્રધાન સ્થાન આપીશ નહિ. જો તેને પ્રધાન પદ આપ્યું તો પછી પુરૂષાર્થ કરવામાં તારા પગ પાછા રહેશે. પુરૂષાર્થ કરનાર અવશ્ય ફળ પ્રાપ્ત કરે છે. જ્યારે પુરૂષાર્થ કરવા છતાં પણ ફળની પ્રાપ્તિ ન થાય ત્યારે માનજે કે પુર્વોપાર્જિત કર્મ અને નિકાચિત અત્યારે મને બળવાન થયેલ છે. તો તેને સમભાવે સહન કરી લેવાં અર્થાત્ ઉદયમાં આવેલા કર્મ ભોગવી લેવાં અને સમભાવે ભોગવી લે એજ જ્ઞાની પુરૂષ સમજવો.

૭ હે આત્મન્! તું કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વ કર્મ અને પુરૂ-પાર્થ. એ પાંચને પકડીને બેસી રહીશ નહિ, કારણ કે પ્રથમનાં ચારે કારણો પુરૂપાર્થમાંજ રહ્યાં છે. વિચાર કર કે અનંતા ચોથા આરા ગયા અને તેમાં તેં સત્ય પુરૂપાર્થ કર્યો નહી તોજ તારો આ કાળે આ ક્ષેત્રે જન્મ થયેલ છે. અને હજુ પણ ઉપરોકત પાંચને પકડીને બેસી રહો તેજ તારી મૂર્ખાઈ છે. અને બધાં ખોટાં આલંબનો લઇ આત્માના શુદ્ધ માર્ગ આડાં વિઘ્નો નાખ્યાં છે, અને હજુ પણ નાખે છે. તે તું ભૂલ ખાય છે. પરંતુ યાદ રાખજે જ્યારે તને કલ્યાણવૃત્તિ ઉગે ત્યારે તારી ભવસ્થિતિ પાકીજ છે. એમ માનજે. જેમકે શ્રાતનમાં એક વર્ષનું કામ બે ઘડીમાં કરી શકાય છે, તેમ તું પણ અનેક ભવના સંચેલાં કર્મ પુરૂપાર્થ વડે અંતર્મુહૂર્તમાં ઉડાડી શકીશ (ગજસુકુમારની પેરે) તે તું ચોકસ માની અંતરાત્માને સાચો પુરૂપાર્થ કરવા પ્રેર.

૮ વિષય કષાયાદિ દુર્ગુણો વિગેરે જોર કરે તે વખતે જ્ઞાની પુરૂષો નિર્ભયપણે તેના સામે ટટાર ઉભા રહી, મહાન્ જ્ઞાની પુરૂષોનાં ચરિત્ર અને જ્ઞાની પુરૂષોના ઉપદેશને અવલંબી અંતરાત્માને જ્ઞાનન ઉપજાવે છે. અને તે અમુલ્ય શસ્ત્ર વડેજ વિષય કષાયાદિને મારી હઠાવે છે. અને જ્યાં સુધી મારી હઠાવતા નથી ત્યાં સુધી તેના સામેજ કાર્ય સર [illegible] રહે છે. આવી ઉત્તમ વૃત્તિનેજ અવલંબે છે. તેજ તેનું કલ્યાણ કરી શકે છે. તે માટે તું પણ તેમ કરવા તત્પર થા.

૯ હે [illegible] આત્મન્! આ [illegible]
[illegible] હોય તે, અને [illegible] છે, એટલે

વાર ફક્ત અંતરાત્માને ઓળખ કે જેથી અનંત દુઃખની આપદા દૂર થાય જ્યારે અનંત દુઃખની આપદા દૂર થઇ ત્યારે અપૂર્વ આનંદ આપે આપ પ્રગટ થશેજ.

૧૦ જેઓ મોહરૂપી મદિરાનું પાન કરી અભિમાનમાં અંધ બની કાળની પણ દરકાર કર્યા વિના નિરંતર નીચ કાર્યો કરી કાળ ગુમાવે છે અહાહા !! ખરેખર આશ્ચર્ય છે કે તે માયાની જાળમાં મસ્ત થઇ મદમાં મદાંધ બની આત્મભાન ભૂલે છે. તે માટે તું તારૂં કર્ત્તવ્ય ભૂલીશ નહિ

૧૧ હે આત્મન્! પતિતજનો જાણે છે છતાં પાપ કર્મો કરે છે. ત્યારે અંતરાત્મા રોકે છે. છતાં મન પ્રબલ થઇ ચંચળ ઇંદ્રિયોને નીચ કાર્યો કરવા ઉશ્કેરે છે, એજ બહિરાત્માની પ્રબલ સત્તા સમજવી અર્થાત ઉદય બલવાન માનજે.

૧૨ હે આત્મન્ જો તું વિષયોને વિષ સમાન ગણી શાન્તિ ધરીશ તો આ સંસારથી તરીશ, નહિ તો અંતે રીબાઇને મરીશ અને છેવટે નર્કાધિકારી થઇશ. માટે વિષયથી વેગળો થવા પુરૂષાર્થ કર.

૧૩ હે આત્મન્! અંતરાત્માથી વિચાર કે આ શું ? હું કોણ ? મારી આ શી સ્થિતિ ? શું મારે આવી રીતે વર્તવું યોગ્ય છે ? નહિ નહિ મન્મથ ( કામદેવ ) તું શાંત થા. નહિ તો નર્કનો અધિકારી થઇશ તે માટે ચેત ! ચેત ! ! તુચ્છ વિષયથી ચેત.

૧૪ હે આત્મન્! તારૂં તું શ્રેય કરવા ઇચ્છતો હો તો સુખ દુઃખ પૂર્વોપાર્જિત ઉદય છે એમ સમજી ધીરજથી આવેલ દુઃખ સહન કરવું. અને હંમેશાં સત્પુરૂષોના ચરણકમળમાંજ ચિત્તવૃત્તિયોને પ્રેરવી. આ ઉપરાંત દુઃખમાં ધીરજ, શત્રુને ક્ષમા, ચોરીનો ત્યાગ, પવિત્રતા, ઇંદ્રિય-નિગ્રહ એટલે ઇંદ્રિયોને વશ રાખવી, સુબુદ્ધિ, આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી, સત્ય બોલવું, છલકપટથી હંમેશાં દૂર રહેવું, પરનિંદા પરિહરવી, અને કોઇના પર ક્રોધ કરવો નહિ એજ આત્માનો અમૂલ્ય ધર્મ છે. તેનું તું સેવન કરજે.

૧૫ સુખ અને દુઃખ માત્ર મનનાંજ કારણ છે. દેહમાં રહેલા આત્માને કાંઇજ નથી. હે આત્મન્! તું અંતરાત્માથી જો કે તારો દેહની સાથે કંઇ પણ સંબંધ છે ? નહિજ જેમ આપણાં શરીર પર શોભતાં

વસ્ત્રો જીર્ણ થતાં યાતો ફાટી જવાથી તેને ફેંકી દઇ નવાં વસ્ત્રો ધારણ કરીએ છીએ તેવીજ રીતે જીવ આ શરીર તજી અન્ય ગતિમાં જાય છે. પૂર્વકૃત કર્મ પ્રમાણે સુઃખ દુઃખ આવે છે તો તેને સમભાવપણે ભોગવી લે. પરંતુ આર્ત્તરૌદ્ર ધ્યાન ધ્યાતો ના. કેમકે આ આત્મા અજર અમર છે એમ માની દેહપર પડતાં દુઃખોથી ડરીશ નહિ. તારો દેહ પડશે ખરો, પણ આત્મા તો અમરજ રહેશે.

૧૬ આ દેહપિંજરમાં પુરાએલ આત્માને સુખ દુઃખ નથી તે તું નિશ્ચે માનજે, કારણ કે અમર આત્માને કોઇ પણ શસ્ત્રો વડે કાપી શકાતો નથી, અગ્નિથી બાળી શકાતો નથી, પાણીનો પ્રવાહ પણ તેને રોકી કે ભીંજવી શકતો નથી, અને વાયુ પણ ક્ષોભ પમાડી શકતો નથી એવો તે વિકાર વિહીન, નિત્ય સર્વદા શાશ્વતો, સ્થિર, અચળ, અનંત જ્ઞાનમય આત્માને ઓળખીશ ત્યારેજ તને દેહ ઉપરથી મૂર્છા મટશે તે તું નિશ્ચય માનજે.

૧૭ હે આત્મન્! અંતર્ દ્રષ્ટિથી વિચાર કર કે મહાન્ બળવાન વીર પુરૂષો પણ આખરે સ્મશાન ક્ષેત્રની ભસ્મ થઇ હતા ન હતા થઇ ગયા. તો તું કોણ માત્ર છે! તેટલા માટે આચારાંગજી સૂત્રમાં વીર પ્રભુજીએ કહ્યું છે કે **नत्थि कालस्स अणागमो ॥** એટલે કાળનું અનાગમન નથી એટલે કાળ અવશ્ય આવશેજ. તે માટે તું અંતરનું આવરણ દૂર કરી કાળના સન્મુખેજ ઉભો રહે.

૧૮ હે ગર્વિષ્ટ આત્મન્! ગર્વનો ત્યાગ કર. કારણ કે કર્મની કૃતિ આગળ તારૂં સઘળું બળ વૃથા સમજજે. તેટલા માટે પાપ કરતાં અટકો, નહિ તો આખરે પસ્તાવું પડશે. એમ જ્ઞાની પુરૂષો વારંવાર પોકારી કહે છે. તે પર તું લક્ષ દેજે.

૧૯ હે આત્મન્! તું ગમે તેટલો પરમાર્થ કર, પણ જ્યાં સુધી માયા (કપટ)ની મોહજાળનો ત્યાગ કર્યો નથી, ત્યાંસુધી તારૂં [illegible] સર્વ [illegible] છે. તે માટે તું પ્રથમ અનંત [illegible] કરાવનાર [illegible] ત્યાગ કરજે. [illegible] આત્મા [illegible] આધીન છે [illegible] માટે માયા (કપટ)ને [illegible]

૨૦ આ સંસારમાં [illegible] કરવાથી [illegible] નથી; કારણ કે આ [illegible]

મયજ છે અને તેઓ તેઓના ઉદય પ્રમાણે ભોગવ્યાજ કરે છે અને ભવિષ્યે ભોગવશે. એમ અંતરાત્માથી વિચારી સર્વ ઉપાધિઓને અલગ કરી, પરમાત્મ પદમાં સ્થિર થા એજ તારૂં કર્તવ્ય છે.

૨૧ હે આત્મન્! તું જ્યાં સુધી આશાનો ગુલામ બનીશ, ત્યાં સુધી તારા આત્માનું કલ્યાણ થઇ શકશે નહિ. જેમ મ્હોટી સરિતા (નદી) નૌકા વિના તરી શકાતી નથી, તેમ આ સંસારની વચમાં પડેલી આશારૂપી સરિતા વૈરાગ્યરૂપ નૌકા મેળવ્યા વિના તરી શકાતી નથી. તે માટે વિષયવાંચ્છારૂપ આશનો વિધ્વંસ કરવા વૈરાગ્યરૂપ નૌકા ગ્રહણ કર જેથી સુખે સરિતા તરી જવાય.

૨૨. હે દીનબંધુ! હવે મને ક્ષમા કરો! ક્ષમા કરો!! મેં આજ-સુધીમાં અજ્ઞાનતાથી ભ્રમણમાં ભૂલી આપનાં અમૂલ્ય વચનામૃતનું પાન કર્યું નહિ, વા પાન કર્યું તો આત્મભાવે મનન કર્યું નહિ, તેથીજ આ દુષ્ટ વિષયવાસનાઓ મને ડંક મારી મારૂં આત્મભાન ભૂલાવે છે. અરે! મલિન વિચારો કરાવે છે. હાય! ભવાબ્ધિમાં રખડાવી મારે છે. હે અનંતજ્ઞાની પ્રભો! હવે આ અનાથનો હાથ ઝાલી આ સંસાર સમુદ્રમાંથી પાર ઉતારવાની કૃપા કરો. આ સંસારને નથી ઇચ્છતો, તેના ક્ષણિક સુખને પણ નથી ઇચ્છતો. હવે હું સર્વ પુદ્ગલ પ્રેમને ત્યાગી આત્મગુણનોજ ભોગી થાઉં છું. માત્ર નિષ્કામ ક્રિયા અને પવિત્ર પ્રેમને દિલમાંથી દૂર કરતાં કંપું છું-ધ્રૂજું છું. તેટલા માટે તેને દૂર નહિ કરતાં હૃદયમાં સ્થાપિત કરૂં છું.

૨૩. હે પ્રભો! મને સદ્બુદ્ધિ આપો અને આજસુધીમાં કરેલાં પાપ કૃત્યોની ક્ષમા આપશો.

૨૪. બળના ગર્વમાં છકેલા મૂર્ખાઓ પોતાની બડાઇ પોતેજ કર્યા કરે છે.

૨૫. ઘોરમાં ઘોર, ભયંકરમાં ભયંકર કાળું કૃત્ય કોણ કરે? મનુષ્ય. આત્મન્! તું યાદ રાખજે કે સ્વાર્થી મનુષ્ય, પોતાનો સ્વાર્થ સાધવા ... ધારે તે કરે તે નિઃસંશય છે. તે માટે તેવું કૃત્ય કરતાં પાછો ...માં ભરજે.

૨૬. હે આત્મન્! તું જો મોહરૂપી મદિરાનું પાન કરતાં નહિજ ... તો યાદ રાખજે કે ખરેખર આ જગત્માંજ દીન દુઃખી થઇ રીબાઇ

રીઆઇને મરીશ અને પશ્ચાત્ ઘોરાતિઘોર નર્કનો અધિકારી થઇ પરમાધામીઓના ભયંકર શિક્ષાને પાત્ર બનીશ.

૨૭ અહાહા! લક્ષ્મીની મૃગજલ સમાન ક્ષણિક આશાઓને વશ થઇ સ્વાર્થાંધ માણસો કેવાં નીચ કાર્યો કરવાને તૈયાર થાય છે! ક્ષણિક સુખના દ્રવ્યની લાલચે લલચાઇને તે અધમો ભવિષ્યનો લગીર પણ વિચાર કરતા નથી કે આ લોભના થોભથી અંધ થતાં અમારી શું દશા થશે.

૨૮ જ્યારે જ્યારે બહિરાત્મા દુષ્ટ કૃત્ય કરવા પ્રેરાય છે, ત્યારે હૃદયમાં રહેલો શુદ્ધાત્મા (અંતરાત્મા) મના કરે છે ખરો, તો પણ પાપી મન બળાત્કારે ભયંકર કૃત્ય કરવાને ઉશ્કેરે છે. પવિત્ર આત્મા અને મલિન મનનું હૃદયમાં તુમુલ યુદ્ધ થયાંજ કરે છે, તે વખતે જો પુરૂષાર્થહીન બનીશ તો, મલિન મન અંતરાત્મા પર વિજય મેળવશે. માટે સમય પ્રાપ્ત થયે સત્ય પુરૂષાર્થ હીન નહી થાય તો તું અવશ્ય વિજય મેળવી શકીશ તે તું ચોકસ માનજે.

૨૯ આપણી આટલી બધી શોચનીય દશા થવાનું કારણ શું? હું તો એમજ માનું છું કે આપણે દયા, સત્યધર્મ, ન્યાય નીતિ અને બ્રહ્મચર્યનો આત્મ અવળાઇ વડે નાશ કર્યો છે. તેથીજ આપણી શોચનીય દશા થઇ પડી છે.

૩૦ જે આત્માના સત્ય [illegible], [illegible], [illegible] અને સત્ય વીર્ય—શક્તિ હોય છે તેજ આત્મા પરમાત્મ પદની પ્રાપ્તિ કરી શકે છે, પરંતુ જેઓનામાં તે ગુણો નથી તે બિચારા કલેશ કંકાસ અને દુઃખોમાં બળ્યાં કરે છે, તે માટે હે આત્મન્! તે વસ્તુ તારી નથી તે માટે તેને તજી આત્માનું સત્ય સ્વરૂપ સમજી અનુભવ પ્રમાણથી [illegible] તેજ તારો ગુણ છે.

૩૧ હા! મન [illegible]! [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] હવે અવશ્ય સિદ્ધ થશેજ. [illegible] [illegible] [illegible] [illegible].

૩૨ આત્મા અનંત [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] તે એમજ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] પ્રેમ અને [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible]

નજરે વારંવાર તેજ મામિક પદાર્થો જણાઈ આવે છે. સંસારી સંબંધને તોડી હું અહિં નિર્જન સ્થાનમાં આવી બેઠો, છતાં પણ માયાએ મને નજ છોડ્યો. હા ! મોહમય માયા ! તારો અજબ ચમત્કાર છે. હે યોગ માયા ! હવે મને વધારે વાર ન સતાવ ! હું હવે સંસારના ત્રાસમાંથી છૂટી આવેલાને શા માટે પાછો તારા મોહમાં ફસાવે છે ? જા હવે જા ! મને છોડી દે, અને મને પ્રભુના ધ્યાનમાં લીન થવા દે. હવે હું એજ ઇચ્છું છું.

૩૩ હે અંતરાત્મન્ ! આ ભ્રમિત મન અત્યારે અસ્વસ્થ થઇ માયાને આધીન થયું છે. હે દેવાધિદેવ ! દયા કરી મને પુદ્‌ગલના પાસમાંથી છોડાવી ચિરકાળની શાન્તિ આપો બસ હવે હુ એજ ઇચ્છા રાખું છું.

૩૪ અંતરાત્માનો દિવ્યનાદ સાંભળ ! સાંભળ ! હે ભવભીરૂ પ્રાણી શાન્ત થા ! ! શાન્ત થા ! ! તારાં કર્મ વિશુદ્ધ છે, એથીજ હું તારા મનની ભ્રમણા ભાંગવાને કહું છું કે, તુ કહે છે કે હું શાન્તિ શોધું છું, પણ તે શાન્તિ તને મળશે, ધૈર્ય ધર. કારણ કે હજી તું આ બંધનથી છુટયો નથી, ઉદય બળવાન છે, તારે હજી હમણાં કામ કરવાનાં છે. તુ જ્ઞાની છે, સર્વ જાણ્યે તે પૂર્ણ થયે તું નિવૃત્ત થઇશ, પરંતુ હજુ તારે કર્મોદય બળવાન છે, તેથીજ તને માયા મોહ જાળમાં ફસાવે છે. તે ભોગવ્યા બાદ અવશ્ય ચિરકાળની શાન્તિ સંપાદન કરી શકીશ. તે તું નિશ્ચય માની સમપરિણામે ઉદયમાં આવેલ કર્મ ભોગવી લે.

૩૫. અહાહા ! હવેજ મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે કે આજસુધી મેં પાપીમાં પાપી બહિરાત્માના પ્રસંગથી હે અંતરાત્મન્ ! તારી કેટલી બધી દુર્દશા કરી નાખી છે. હે અંતરાત્મન્ ! હવે હું જાગ્યો છું, તેનાથી ચેત્યો છું, માટે હવે તું મને તારા પડખામા રાખી મને સુરસ્તે ચડાવ." એજ હવે ઇચ્છું છું.

૩૬ હે દીનબંધુ ! આજસુધી મદમાં અંધ બની તારાં હિતકારી વાક્યો મેં શ્રવણ કર્યાં નહિ, એજ ખરેખર હવે મને પશ્ચાત્તાપ થાય છે.

૩૭ ચાલ ચાલ, મલિન દેહ જલદી તૈયાર થા, કારણ કે આજસુધીમાં મેં તારા સંગે વિષ સમાન વિષયવૃત્તિઓમાં પડી અનહદ સુખ ભોગવ્યું છે. તે સમયે મને ખબર પડી ન હતી કે આ ક્ષણિક સુખ છે-મૃગતૃષ્ણા સમાન છે.

તે માટે તારે હવે શિક્ષા (દુઃખ) સહન કરવીજ જોઇએ. તો તે શિક્ષા સમભાવે સહન કરી લે.

૩૮ આ સંસારમાં રખડાએલાં પ્રાણીઓ! તમો ચેતીને ચાલજો, કારણ કે યુવાની દીવાની છે. તે તમોને આખરે રઝળાવશે અને છેવટે રીબાવશે. તમો જે જે પગલાં ભરો તે વિચારીને ભરજો, નહિ તો હું જેમ બહિરાત્માને સંગે ભૂલો ભમ્યો તેમ તમો ભૂલા ભમશો જો ભૂલા નહિ ભમો તો અનંત જ્યોતિ પ્રગટવાની સાથ અવ્યાબાધ સુખ સુખે પ્રાપ્ત થશે.

૩૯ હે આત્મન્! તુ ગમે તેટલો પુરૂપાર્થ કર, પણ કોઇ કોઇ વખત કર્મોદય બળવાન હોવાથી ભાવી મિથ્યા થતું નથી કારણ કે તે ભલભલા જ્ઞાનીને પણ ભૂલાવી ભમાવે છે, તો તું કોણ માત્ર. પૂર્વ જન્મના કુસસ્કારે કરીને આ જન્મમાં અવળી મતિ સુઝે છે, પણ તે સંસ્કાર કર્મ ) પૂરા થતાંજ પુનઃ પાછી શુભ મતિ પ્રાપ્ત થાય છે. તે માટે તું હિમત હારીશ નહિ.

૪૦ હે આત્મન્! જો તું ખરા અંતઃકરણથી પ્રભુ પાસે તારાં પાપ કર્મની ક્ષમા યાચીશ તો તેઓ (અતરાત્મા) ક્ષમા આપશેજ. ખરા ભાવથી પશ્ચાત્તાપ કરનારનાં અર્ધાં પાપ તો પશ્ચાત્તાપ કરતાંજ બળી જાય છે, અને જે બાકી હશે તે પણ બળી જશે. તે માટે તું મનમાં એમ ન માન કે હું પાપી છું. તું જો ધારીશ તો પુન· પાછો એક ધર્મિષ્ટ મહાન્ પુરૂપ થઇ શકીશ. સર્વ શાસ્ત્રનો એજ સિદ્ધાંત છે કે આત્મા જે ધારે તેવુ થાય. તે માટે હંમેશાં શુભ વિચાર રાખી દુષ્ટ વિચારોનો ત્યાગ કરો; અને એવી હવેથી ભાવના ભાવો કે હું એક સદાચરણી માણસ છું. એમ નિરંતર મનમાં ધારી સદ્‌ગુણી થવાના પ્રયત્નો કરો તો તમો અવસ્ય સદ્‌ગુણી થશોજ તે નિઃસંશય છે.

૪૧ આ શરીરપર લાખો બલ્કે કરોડો સંકટો તૂટી પડે, અને તેથી કદાચ મારા પ્રાણ પડી જાય તેવો જેને ભય નથી. તેઓ તો ભય તે શું ચીજ છે તે જાણતાજ નથી. તેવો આત્મા અવસ્ય આત્માને ઓળખી શકે છે, અને જેણે આત્માને ઓળખ્યો, તેઓથી મોક્ષ દૂરજ નથી. તે તું નિશ્ચય માની ભયને તજવા તત્પર થા.

૪૨ જ્યારે જે આત્માને પોતાનાં કરેલાં ભયંકર પાપ કર્મો યાદ

આવે તે વખતે સમસ્ત શરીર કંપે ત્યારે માની લેવું કે તે આત્મા ભવભીરૂ અને હળુકર્મી અવશ્ય છેજ.

૪૩ ભલે આ શરીરના રોમરોમ જેવડા ટુકડે ટુકડા થાય તો પણ મારા સત્ય ધર્મથી લેશ માત્ર પણ ચળાયમાન થનાર નથી. એવો તું નિશ્ચય કરજે.

૪૪ જેઓનો આત્મા સત્ય ધર્મને વિષે, દૃઢ વિશ્વાસ રાખે છે, તેને અંતરાત્મા અવશ્ય સહાય કરેજ છે.

૪૫ જે માણસ અનાચાર આચરી કર્તવ્યને વિસારી પાપકર્મમાં તદ્રૂપ બની જાય છે, તેઓ ધિક્કારને પાત્ર બને છે, તે માટે તું સત્ય કર્ત્તવ્ય હીન થઇશ નહિ.

૪૬ હે આત્મન્! યાદ રાખજે કે આ ધર્મની અવદશા થઇ હોય તો ફક્ત આડંબરી ધર્માચાર્યોથીજ થઇ છે. તેમણે તેમના સ્વાર્થને ખાતર સનાતન ધર્મને તિલાંજલી આપી પોતાને અનુકૂળ થતો ધર્મોપદેશ કર્યો છે, અને તે વડેજ ધર્મના અનેક ફાંટા પડ્યા છે. ભોળાં મનુષ્યો ખરા ખોટાની તુલના કર્યા વિના અંધ થઇ ધર્મ ઘેલા બની પાપમાં ધસડાય છે, અને તે પાખંડી ગુરૂઓને ઇશ્વર તુલ્ય માની સર્વસ્વ અર્પણ કરી દ્રવ્યનો ગેરઉપયોગ કરે છે-કરાવે છે. વિશેષમાં ઇંદ્રિયોને અનીતિને માર્ગે દોરી ધર્માંધ સેવકોનું સર્વસ્વ પોતાનુંજ ગણી મોજમજા ઉડાવે છે. આથી તેઓ નર્કાધિકારી થાય છે. તેઓ ગુરૂપદને કલંક લગાડી, પશુ સમાન જીવન ગુજારી, અંતે દારૂણ કષ્ટથી પીડાઇ યમરાજને શરણે પણ થઇ જાય છે. હા! અનેક ધર્મોથી કુસંપ અને ઇર્ષ્યાની વૃદ્ધિ થઇ રહી છે. બસ એજ કારણથી હે આત્મન્! આ ઉત્તમોત્તમ જૈનધર્મ આજે લુપ્ત થવા બેઠો છે. તે માટે હે ભવભીરૂ આત્મન્! જો તારે તારૂં શ્રેય કરવું હોય તો તેવા સ્વાર્થી ધર્મગુરૂઓથી ચેતીને ચાલજે અને નિશ્ચય સ્વરૂપે તો તારા અંતરમાં રહેલ અંતરાત્માને ઓળખી તેનેજ ગુરૂપદ આપી તેની આજ્ઞાએ પ્રવર્તજે.

૪૭ હે ભવભીરૂ ધર્માત્મા! તેં શુદ્ધ આત્મધર્મ અંગીકાર કીધો છે તો હવે મરણના સંકટથી શા માટે ગભરાય છે? મરણ તો આપણું નિકટનું સંબંધી છે આપણે અત્યારે પંડિતમરણે મરવા તૈયાર થયા છીએ તો તે વખતે તે હોંશથી મળવા આવે છે; માટે આપણે આનંદથી તેને મળવુંજ

જોઇએ. હે શૂરવીર આત્મા! કાળ સન્મુખ થઇ જા અને માત્ર એકજ વખત પંડિત મરણે મર કે જેથી પુનઃ મરણ કરવું નજ પડે.

૪૮ જેઓનું હૃદય કપટથી ભરપૂર હોય છે, તેઓ અન્યને પણ કપટીજ સમજે છે. જેઓ પાપાત્મા છે તેઓને નિરંતર દુઃખનાજ ભણકારા થયાંજ કરે છે, અને જેઓ ધર્માત્મા છે તેઓને હમેશાં મોક્ષ સુખનાજ ભણકારા થયા કરે છે. વાહવાહ! અંતરાત્માની કેવી ખુબી!

૪૯ જેઓ પવિત્ર છે. તેઓ પાપીના પડછાયાને પણ અપવિત્ર ગણે છે. તેઓ તો હમેશાં તેવા આત્માઓથી દૂરજ રહેવા ઇચ્છે છે. કારણ કે તેવાઓના સહવાસથી કદાચ મલિન વાસનાનો રખે ચેપ ચાલે. તેટલા માટે તેઓથી દૂર રહેવા આ આત્મા સદાય ઇચ્છે છે. અને સત્ય પંથે વિચરી આત્મ ધ્યાનમાં નિમગ્ન રહેતા હોય તેવાઓનોજ આ આત્મા સંગ ઇચ્છે છે કારણ કે તેઓ તરે અને અન્યને તારે.

૫૦ આત્મન્! કલ્યાણ કોણ કરે? જેઓ સત્ય ધર્મનો બોધ આપી સત્ય માર્ગને સમજાવતા, અને પછી એકાંત ભાગમાં નિવાસ કરી મોક્ષ પંથે વિચરતા, જે સંતોષી છે, જેઓને પૌદ્ગલિક પ્રેમ નથી, જેને સુખ દુઃખ સમાન છે, ભૂખ-તરસનું ભાન નથી. સર્વદા આનંદમાંજ પ્રવર્તે છે. તેવા મહાત્માઓજ કલ્યાણ કરે છે. અને પતિત જનોને પાવન બનાવે છે. તે માટે તું પણ હે આત્મન્! તેવા મહાત્માનોજ સંગ કરજે.

૫૧ હે આત્મન્! તું ભ્રમથી ભૂલી શા માટે દુઃખી થાય છે? આ સંસારની મોહ જાળ અગમ્ય છે. આ સંસાર શૂરવીર, સત્યવાદી અને સત્ય ધર્મ સેવન કરનાર જનોને રણ મેદાન જેવો સમજવાનો છે. તેની અંદર ત્રણ મહા બળવાન દુશ્મનોને જીતવાના છે. જે એ ત્રણ દુઃશ્મનોને જીતે છે તેજ આ સંસાર રણમાં યશ પ્રાપ્ત કરે છે. કામ ક્રોધ, અને મોહ તે ભયંકરમાં ભયંકર દુશ્મનો છે. તે સર્વ પ્રાણીઓનું સર્વસ્વ નાશ કરનાર છે. અરે! જ્ઞાન ધ્યાનને પણ ચૂકાવે છે. તેમજ આ સંસાર પણ વાસ્તવિક રીતે જોતાં સ્વપ્ન સમાન છે. અજ્ઞાન દશામાં તે સત્યની પેઠે જણાય છે, પણ જ્યારે જ્ઞાન દશા પ્રાપ્ત થાય છે, ત્યારે અસત્ય તે અસત્ય જણાઇજ આવે છે. તે માટે હે આત્મન્! જ્યાં સુધી તારા કર્મોનો ઉદય બળવાન છે, ત્યાં સુધીજ તું ભ્રમમાં પડી દુઃખ સહન કરે છે. અને તે દુઃખ પણ મારા પણાને લઇનેજ

છે. તે માટે શુદ્ધ જ્ઞાન સંપાદન કર કે જેથી મારાપણાનો ભ્રમ મટી જાય જ્યારે મારાપણાનો ભ્રમ મટયો એટલે તારી વસ્તુને તું શોધી શકીશ.

૫૨ પૂર્ણ પશ્ચાત્તાપથી નિર્મળ થયેલ આત્માનું ભલે ભાવી ભયાનક હોય, પણ અંતરાત્મા તેના ભાવીને ઉજ્વળ કરે છે; શુદ્ધ રત્નત્રયની આરાધના એજ પ્રભુપદને આપે છે. માટે ભવિષ્યની ચિંતા કર્યા વિના દ્રઢતાપૂર્વક આત્મભાવથી પૂર્ણ પશ્ચાતાપ કર.

૫૩ હે દયાનિધિ! આ પાપીને આપ વિના કોણ તારે? હે નાથ હું તારો છું! મુજ રંકને તાર! આ ભવાટવીમાં ભૂલો ભમું છું. મુજ પાપીને શુદ્ધ માર્ગ બતાવો વા સંસાર સમુદ્રમાંથી બાંહ્ય ઝાલી બહાર ખેંચી કાઢો. હે દયાળુ દેવ! હું ભૂલ્યો છું; દુષ્ટ મનથી ઠગાયો છું. અને વિષય વૃત્તિઓનાં પરિબળે હાલ હું બુરી દશાએ પહોંચ્યો છું. હવે પ્રભો! આપ વિના મુજને કોણ તારશે! હે પ્રભુ હવે મારા અપરાધોની ક્ષમા આપી મુજ રંકને તારો! તારો!! હે પ્રભુ તારો!!

૫૪ આજ સુધીમાં આ અમૂલ્ય માનવદેહને મેં નિરર્થક ગુમાવ્યો છે, તેનો મને પશ્ચાતાપ પૂર્ણ થાય છે.

૫૫ દયા એજ ધર્મનું મૂળ છે. તે માટે હે આત્મન્! ગમે તેવા પાપીજનો હોય તો પણ તેના પર દયાજ દર્શાવજે. એજ અમૂલ્ય ધર્મ તારો છે. તે માટે તું ભૂલીશ નહિ.

૫૬ જ્યાંસુધી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ નથી, ત્યાંસુધી તું નિશ્ચય માનજે કે આ આત્માની અવદશા થવાની જ.

૫૭ મહાન્ પાપી પુરૂષોના નસીબમાં ભગવાનનું નામ લેવું લખાયેલું નથી. અર્થાત્ મહાન્ માયાવી મનુષ્યો અંતરંગભાવે પ્રભુનું નામ લઇ શકતાજ નથી.

૫૮. ખરેખર પાપી પુરૂષો પાપવૃત્તિ સહિતજ મરે છે. અરેરે! કરેલ કર્મનો બદલો કેટલીક વખત તો આ ભવમાંજ મળે છે, અને તે દેખવામાં આવે છે. છતાં આ આત્મા અવળાઇને લઇ પાપકર્મ છાંડતો નથી. એજ ભારેકર્મીનાં ચિન્હ.

૫૯ હે આત્મન્! હવે તને છેવટનો સમય પ્રાપ્ત થયો છે, તો

હવે તો પ્રભુનું નામ યાદ કરી તેજ દેવાધિદેવનુ ધ્યાન કર, કારણ કે તારો મૃત્યુનો કાળ નજીક આવી પહોંચ્યો છે ચેત! ચેત!! હે આત્મન્! ચેત.

૬૦ હે આત્મન્! ભાવીના ભૂલાવાથી માણસ યુવાનીના મદમાં અંધ થઇ ન કરવાનાં કાર્યો કરે છે. યુવાની દિવાની છે; જેણે યુવાની સંભાળી તેણે સ્વર્ગની ગાદી મેળવી, પરંતુ યુવાની સંભાળનાર ખરેખર કોઇકજ-જ્ઞાની પુરૂષ વિરલાજ જોવામાં આવે છે. ધન્ય છે તેવા પુરૂષોને.

૬૧ હે આત્મન્! ભયંકર કુકર્મનો કરનાર વા સત્ કર્ત્તવ્યનો કરનાર કે દેવ દાનવ, ઇંદ્ર ચંદ્ર કે નાગેંદ્ર વગેરે સર્વ પ્રાણીઓ એક દિવસ કાળને વશ થયા છે, અને મહાન્ ચક્રવર્તી વાસુદેવ જેવાઓને પણ અગ્નિએ તેના દેહને ક્ષણમાં બાળીને ભસ્મ કરી નાખ્યા છે. આથી સમજવાનું એટલુંજ છે કે આ શરીર ક્ષણભંગુર છે, માટે તેનો મોહ નકામો છે, એમ જાણી મલિન દેહ પરથી મમત્વપણું મૂકજે.

૬૨ હુ અને મ્હારૂં, એ પ્રકારે સમજવું એજ બાધન છે, અને નથી હું તથા નથી મ્હારૂ એ સમજવુ તે મુક્તપણું છે.

૬૩ અહાહા! ખરેખર આશ્ચર્ય છે કે જેવી રીતે સ્મશાનમાં ગયેલા સમૂહના બળતા શબ સમક્ષ થતા શુદ્ધ વિચારો સ્મશાનમાં રહ્યા સુધીજ ટકી શકે છે, તેવીજ રીતે જો કાયમ તે વિચારો ટકે તો કેટલો બધો આ આત્માને વૈરાગ્ય સ્ફુરાયમાન થાય!

૬૪ એવું એક પણ કઠિન કાર્ય નથી, કે જે સ્ત્રી ધારે તે ન કરી શકે મદોમન્ત ગજરાજનો મદ ઉતારનાર શૂરવીરો અનેક છે, પરંતુ સ્ત્રીઓના મોહને પરાજીત કરનાર વીર એક પણ નથી. તેને જીતનાર મહાન્ જ્ઞાની મહાત્માઓને કોટી ધન્યવાદ છે

૬૫ સ્ત્રીઓનો એક પળનો સહવાસ પણ અનિષ્ટકારક છે. તો પછી તેઓના સહવાસમાં રહેતા હશે તેના શા હાલ થતા હશે, તેનો તું અંતર દ્રષ્ટિથી વિચાર કરી અલગ રહેવા હે આત્મન્! પૂર્ણ પુરૂપાર્થ કરજે.

૬૬ પરસ્ત્રી એ પુરૂષના સ્વર્ગદ્વારનું રોધક પાત્ર છે. તે તું ચોકકસ માનજે.

૬૭ હે આત્મન્! તારી બહાદુરી ત્યારેજ કહેવાય, કે જ્યારે તુ તારા અતરના દુશ્મનો વિષય કષાયાદિક જે છે તેના ઉપર સંપૂર્ણ વિજય મેળવ

ત્યારેજ શાબાશીને લાયક ગણાય, પરંતુ ઉલટો દુશ્મનોને આધીન થઇ તેઓની ઇચ્છાને અનુસાર વર્તવામાં આવે ત્યારે તુ ચોકસ માનજે કે તારો અધઃપાત થવાનોજ,

૬૮ હે આત્મન્! સાવચેતી રાખજે કે દુષ્ટ સાથે દુશ્મનાઇ કે સ્નેહ એ બંને દુઃખોત્પાદક છે. તે તું નિશ્ચય માનજે.

૬૯ સંસારી સ્નેહ બંધનજ મનુષ્યને દુઃખના મહાસાગરમાં ડુબાવી દે છે. સર્વ ઉપાધિઓનું મૂળ શોધવા જઇશું તો "સ્નેહ" સિવાય અન્ય કંઇજ નજરે પડશે નહિ (અહિં સ્નેહ સજીવ અને નિર્જીવ એ બંનેનો સમજવો) તે તું ચોકસ માની હે આત્મન્! સ્નેહ સંબંધ છોડવા પ્રયત્ન કરજે.

૭૦ કેટલાક જ્ઞાની પુરૂષોનો એવો વ્યવસાય હોય છે કે બીજાઓને તે આંતરિક ભાવના યુક્ત દેખાય છતાં તેઓ તેથી સદા નિરાળાજ હોય છે. એટલે એ વસ્તુ તેમની પાસે રહે અગર ન રહે, મળે અગર ન મળે તેનો કિંચિત્ માત્ર પણ હર્ષ વા શોક તેમને થતો નથી.

૭૧ સંસારથી વિરક્ત રહેનાર હે આત્મન્! જોજે હો! વિષય વિકારની જાળમાં સપડાઇ પડતો નહિ, અને જો સપડાયો તો જરૂર તારી પ્રસરેલી કીર્તિમાં કાળો ડાઘ પડશેજ, તેથી હે આત્મન્! ચેતીનેજ ચાલજે.

૭૨ આ ક્ષણભંગુર જીવનની અતૃપ્ત આશાની પરિતૃપ્તિ અર્થે કાંઇ અકાર્ય કરવામાં મેં જરાપણ કચાશ રાખી નથી. ઇચ્છાનુસાર અનેક વૈભવો ભોગવવામાં હું જરાયે પચ્છાત રહ્યો નથી. તથાપિ મરણ પર્યંત અતૃપ્તજ રહેલું આ "મન" હજુ પણ મુક્ત થઈ શકતું નથી. જ્યાં સુધી મુક્ત થશે નહિ ત્યાં સુધી વિષય વાંચ્છનાઓ તજશે નહિ. એવા પ્રબળ "મન" ને હું મારે હાથેજ મારી નાખવા પ્રયત્ન કરૂં, તો શું ન કરી શકું? હે આત્મન્! તું ધારે તે કરી શકવાને સમર્થ છે. માટે મનને મારવા પ્રથમજ પુરૂષાર્થ કર.

—: દુહા :—

મનકો કહ્યો ન કીજીએ, મન જહાં તહાં લે જાય,
મનકું જ્ઞાને મારીએ, ટૂટ ટૂટ ભગ જાય. ૧
આત્મ ગુણ અવલોઇને, મારજે પ્રથમ મન;
મન મારતાં મોક્ષ છે, સો દિન માનજે ધન. ૨

૭૩ હે આત્મન્! મન મરી ગયું એટલે સર્વ ઉપાધિ પોતાની મેળેજ ટળી જશે, એ વાત સત્યજ સમજજે. જેઓનું મન મરેલું છે તેઓને પછી સંસારી સંબંધ અને પૌદ્ગલિક પ્રેમો ભલે સન્મુખ આવી પડે તો પણ તેઓને ઝેર સમાનજ લાગે છે. તે માટે મનને મારવા શીખ.

૭૪ જે આત્માને એક વખત જણાઇ ગયું કે વિષય કષાય અને પૌદ્ગલિક સર્વ વસ્તુ ખરેખર દુઃખદાયકજ છે, એવું જણાયા પછી કોણ મૂર્ખ હોય, કે ત્હેની જરા જેટલી પણ અપેક્ષા કરે? નજ કરે.

૭૫ સત્ય અને નિઃસ્વાર્થી પ્રેમ કોને વશ નથી કરી શકતો? અવશ્યમેવ સર્વને વશ કરી શકે છે

૭૬ હે આત્મન્! કોઇ પગલું ભરતાં પહેલાં બહુજ વિચાર કરજે. હિતાહિતની સંભાળ રાખી, અંતરાત્માનો ભય રાખી પછીજ કાર્યનો આરંભ કરજે. હું અત્યારે જે શિખામણ આપુ છું તે પ્રમાણે હું નથી વર્ત્યો તેનું પરિણામ આજે હું ભોગવી રહ્યો છું. અંતરાત્માના ભય વિના આચરેલાં આચરણોનો ન્યાય આજે મને રીબાવે છે. તે આજે પ્રત્યક્ષ જાણી, શક્યો છું, કે એ મારાં કૃતકર્મનુંજ પરિણામ છે. તે માટે હે આત્મન્! હવેથી જો સત્ય પંથે ચાલી રત્નત્રયની શુદ્ધ ભાવે આરાધના કરીશ તો તારો આ અમૂલ્ય સમય સુખમાંજ વ્યતિત થશે.

૭૭ આ સર્વ માયિક પદાર્થ અને આ સસાર સંબંધ મને ઝેર રૂપ થઇ પડયો છે. મારૂં મન હવે સંસારના કોઇપણ વિષયમાં આનંદ નથી પામતું. પણ ઉલટું કંટાળી ગયું છે, સખ્ત ત્રાસ પામતું રહે છે. મને કોઇ સ્થળે શાન્તિ મળતી નથી. હૃદયમા ઉદ્‌વેગનું પરિબળ દિનપ્રતિદિન વધારે ને વધારે વધતુંજ રહે છે, એટલા માટેજ હે બહિરાત્મા! આ સર્વ સસારી માયિક જાળથી અને સર્વ પૌદ્ગલિક વસ્તુ અને વિષયથી વિરક્ત થવા ઇચ્છું છું, તે માટે તું પણ મને હવે સતાવીશ નહિ અને અત્યારથી તારો સંગ તજી અંતરાત્માને ભજીશ જેથી અપૂર્વ આનંદ અપાવે.

૭૮ હે આત્મન્! હવે તુ મારૂ તારૂં મુકી, પરપંચાત છોડી વિષય કષાયથી વેગળો થઇશ તોજ તુ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકીશ.

૭૯ અનંતાનુબંધી કષાયનો ઉદય ઘણે ભાગે ધર્મમાંજ સંભવે છે, કેમકે ધર્માંધપણું અને ધર્મદ્વેષ જેઓના હૃદયમાં હોય છે, ત્યાંજ અનંતાનુ-

બંધી કષાયનો ઉદયજ છે. એમ સમજી હે આત્મન્! ધર્માંધપણું અને ધર્મદ્વેષને તજીશ તોજ તુ સમ્યકત્વની પ્રાપ્તિ કરી શકીશ.

૮૦ હે આત્મન્! છેવટમાં હું એટલુંજ કહું છું કે. દુરાગ્રહના પાસમાં કેટલાક આત્માઓ સપડાઇ પડયા છે, અને દુરાગ્રહથીજ અનંત ભવ ભ્રમણ કરવાપણુ પણ છે. તે માટે હે આત્મન્! તારે હવે ભવભ્રમણ ન કરવા હોય તો દુરાગ્રહ છોડી, સરલ અને સમદર્શી બની સત્ય પંથ શોધી કાઢ, અને સત્યપંથ શોધી શીઘ્ર તે સુરસ્તે ચાલ્યો જા, એટલે અખંડ અવ્યાબાધ સુખ અવસ્ય આવી મળે.

૮૧ હે આત્મન્! આ અનંત દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરતાં કરતાં મહાન્ પુણ્ય પરિબળે મનુષ્ય યોનિમાં આવ્યો. જો હવે ફરી ચોરાશીમાં ન પડવું હોય તો અતરાત્માનો લક્ષ શું? સાધ્ય શું? અને ઉદ્દેશ શું છે? તેનો તુ વિચાર કર કે મેં અનંત જન્મ મરણ શાથી કર્યા? તો જરૂર સમજાશે કે આજસુધીમાં હું વિષય કષાયના પાસમાં પડી તથા સર્વ સગાં સંબંધીઓ અને પુદ્ગલ પ્રેમ વડેજ હું બંધાઇ રહ્યો છું; તો હવે તે બધનમાંથી મુકત થઇ અબંધ દશા પ્રાપ્ત કરી અવ્યાબાધ સુખ મેળવવા પ્રયત્ન કરૂં, એવું સમજી તે ઉપર "ધ્યેય" રાખી શુદ્ધ રત્નત્રયની આરાધના કરીશ તો અવસ્ય અબંધ દશાને પ્રાપ્ત કરી શકીશ. તે તું નિશ્ચય માનજે.

લેશ્યા વડેજ આત્માના પરિણામની હાનિ વૃદ્ધિ થયા કરે છે, માટે લેશ્યાનુ સ્વરૂપ જાણી દુર્ગુણરૂપ પરિણામને અવસ્ય તજી સુપરિણામને અવલંબજે. જેથી અખંડ જ્યોતિ પ્રગટે.

દુહા.

ક્રૂર કાર્ય દિલ કૃપણતા, છકાયનો છેદનાર;  
પાંચે ઇંદ્રિય વશ પડયો, અણહિત આદરનાર. ૧

પંચાશ્રવ સેવે ઘણું, ત્રણે અગુપ્તિ જોય;  
તીવ્રારંભી ક્ષુદ્ર જે, કૃષ્ણ પ્રણામી હોય. ૨

આરંભ મદ ને અવ્રતિ, શાતા શોધણહાર;  
લંપટ ક્ષુદ્ર લજ્જાહિણો, કાર્ય સાહસિક કરનાર. ૩

કદાગ્રહી ઇર્ષ્યા કરે, કપટી ગ્રંથી અતીવ;
મૃષા બોલતો મુખ થકી, નીલ પ્રણાગી જીવ. ૪

શુદ્ધ આર્ય શ્રદ્ધા નહિ, રાગ દ્વેષ ધરનાર;
પેખી ન શકે પર સંપદા, વચન આક્રોશ વદનાર. ૫

વાંકાં કાર્ય સમાચરે, અતિ માયિક ગુણ હીણ;
કાપુત લેશી જાણીએ, પભણે એમ પ્રવીણ ૬

ગુરૂ ભક્તિ નહિં ચપળતા, સઝાય તપ ગુણ સાર;
પાપભિરૂ વ્રત પાળતો, આત્મિક ગુણ ઇચ્છનાર. ૭

પાંચે ઇંદ્રિ વશ કરે, પાળે ધર્મ વિશેપ;
વિનયવાન તે જે વળી, નાણે અંતર દ્વેપ. ૮

રાગ દ્વેપ ઉપશમ રહે, મન ઇંદ્રિય દમનાર;
મન સ્થિરતા થોડું વદે, ઉત્તમ જશ આચાર. ૯

ક્રોધ માન માયા અને, લોભ કરે જે દૂર,
પદ્મ લેશ્યાનાં લક્ષણો, શાંતચિત્ત તપશૂર. ૧૦

રાગાદિકથી ઉમગ્યો, સંયમ સુખ લહી સાર;
ચડતે શુભ પરિણામથી, શુભ શ્રેણીએ ચડનાર. ૧૧

આર્ત રૌદ્રને પરિહરે, ધર્મ શુક્લ ને ધ્યાય;
સમિતિ ગુપ્તિ આદરે, લેશ્યા શુક્લ જણાય ૧૨

પ્રત્યેક લેશ્યાનાં કહ્યાં, અસંખ્ય સ્થાનક વીર;
મંદ તીવ્રરસ મેળવી, ઉપજે (તે) સ્થાન અસ્થિર. ૧૩

ઉત્તરાધ્યયન ચોત્રીશમે, લેશ્યાનો વિસ્તાર;
મુનિ મણિલાલ સંક્ષેપથી, કહે સ્વજન હિતકાર. ૧૪

ઇતિ લેશ્યાવંત જીવાધિકાર સંપૂર્ણ.

૮૨ હાલ સમયે આપણે નિશ્ચેષ્ટ અને નિષ્ક્રિય બન્યા છીએ, તથા આધ્યાત્મિક ભાવોથી શૂન્ય બની ગયા છીએ; તેથીજ આપણામા નિર્બળતા પ્રાપ્ત થઇ છે. તે માટે હે આત્મન્! હવે તું શુદ્ધાચારનુ સંપૂર્ણ રીતે

પ્રતિપાલન કર, અને તે સાથે આધ્યાત્મિક જીવન બળવાન બનાવ, કે જેથી તારૂં સર્વ કાર્ય સિદ્ધ થાય.

૮૩ અહાહા! ખરેખર મને અત્યારે આશ્ચર્યજ થાય છે કે, આજ સુધી હું કેવળ બાહ્ય સૌન્દર્યને અવલોકવાથી મુગ્ધ બન્યો હતો, પણ આજે અંદરનું સૌન્દર્ય અવલોકવાથી જે મને આનંદ પ્રાપ્ત થયો છે તે વાણી દ્વારાએ કથી શકતોજ નથી. હે આત્મન્! તે સૌંદર્યમાંજ હવે તલ્લીન રહેજે.

૮૪ હે આત્મન્! અંતર દ્રષ્ટિથી વિચાર કરીશ તો જણાશે કે આ સંસારમાં સુખી કોણ છે? કોઇ નહિ જો સર્વના મનની વાત જાણી શકાય તો એવો અનુભવ અવશ્ય થાય કે સસારમાં કોઇ સુખી નથી. ગમે તે પ્રકારનું એક દુઃખ સુખની પાછળ લાગેલુંજ છે. સંસારમાં અવિશ્રાન્ત સુખ નથી. તેમજ દુઃખ પણ નથી. જો હોત તો બંનેમાંથી એકે પણ સારૂં લાગત નહિ. તે તું નિશ્ચય માની સંસાર સબંધથી અલગ થવા પ્રયત્ન કર.

૮૫ તે તારૂં સર્વસ્વ આપ્યું છે. અરે સમુદ્રના જેટલો સ્નેહ અર્પવા છતાં તારાં સગાં સબધીઓ પાસેથી એક બિંદુ જેટલું પણ આત્મિક સુખ મળ્યું છે કે? તેનો તું હે આત્મન્! જરા પણ વિચાર કરે છે? અહાહા સ્નેહ કેવો અધ છે! તેનો તુ આત્મદ્રષ્ટિથી વિચાર કરીશ ત્યારેજ તું તેથી અલગ થઇ શકીશ.

૮૬ હે આત્મન્! તુ ચેતીને ચાલજે. કેમકે જો એકજ વખત કલકનો સ્પર્શ થયો તો પછી તે કલક આખા જીવનમાં કદાપિ દૂર થતું નથી. તે માટે હું તને પ્રથમથીજ ચેતાવુ છુ.

૮૭ જે રૂપનુ ધ્યાન ધરી હું રાત્રિ દિવસ પસાર કરૂં છું, જે જ્યોતિ નિરખવાને માટે મેં મારૂં સર્વ કામકાજ વિલાસ વૈભવ, વ્યસન, આનદ, વિનોદ અને ખાનપાન વગેરેને તિલાંજલી આપી. ત્યારેજ આજે અપૂર્વ જ્યોતિ પ્રગટી તો શુ હુ તે જ્યોતિને પ્રાણાંતે પણ તજીશ કે? ના, ના હવે હુ તે જ્યોતિને તજવાનો નથી.

૮૮ હે આત્મન્! કર્મનો એવો નિયમજ છે કે, સુખના દિવસો હમેશાં ટકી રહેતા નથી. જો ટકી રહેતા હોત તો સુખ કોઇને પ્રિય લાગત નહિ, તથા ઇશ્વરને પણ યાદ કરતજ નહિ. તેથીજ સંસારમાં સુખની પાછળ દુઃખ આવ્યાંજ કરે છે. તે માટે હે આત્મન્! તું પરમાત્માને પળ માત્ર પણ વિસરીશ નહિ.

૮૯ હે આત્મન્! તું અંતર્ દ્રષ્ટિથી વિચાર કર કે જ્યારે બહારની જ્યોતિનું આટલું બધું સૌંદર્ય છે, ત્યારે અંતર્‌ની જ્યોતિનું સૌંદર્ય કેટલું બધું હશે? તે તું નિરખવા પ્રયત્ન કર.

૯૦ હે આત્મન્! હંમેશાં યાદ રાખજે કે જેઓ દુષ્ટ છે તેઓ કારણ હોય કિંવા ન હોય તો પણ શત્રુતા કર્યાંજ કરે છે. એ એક તેઓનો સ્વાભાવિક નિયમજ પડેલો હોય છે, તે માટે તારે તે ઉપર વિચાર કરવો નહિ. પણ તેઓથી સાવચેત રહેવું એજ ઉચિત છે.

૯૧ પારકાનું સુખ જોઇ ઇર્ષાગ્નિથી બળી મરતાં મનુષ્યો બહુધા જોવામાં આવે છે. અરે! છેવટે તેઓને, હલકા પાડવા માટે વખતે સ્વઆત્માનું પણ બલિદાન દેવામાં પાછા હઠતા નથી. તે માટે હે આત્મન્! તેવા દુર્ગુણો તારામાં આવવા ન પામે. તેનું તુ બહુધા ધ્યાન રાખજે.

હે આત્મન્! તારા અંતરમાં રહેલા તારા શત્રુઓ અનેક છે. તેઓ તારી ઉન્નતિ જોઇને ઇર્ષાથી બળીને ખાખ થાય છે, માટે હવે જોજે તું તેને જગ્યા આપતો! બળીને ખાખજ થવા દેજે.

૯૨ ચાહે તો ત્યાગી હો કે સંસારી હો, પણ જ્યાં સુધી મૃષા, અબ્રહ્મ અને અહંપણાનો ત્યાગ ન કર્યો હોય ત્યાંસુધી તેને જ્ઞાની કે મહાત્મા કે સાધુ કહેવો તે ઉચિત નથી. અને તેવો પ્રાણી કદાચ ઉંચામાં ઉંચી ક્રિયા કરતો હોય, તો પણ તે નિષ્ફળ છે. તેમજ જ્યાંસુધી તેના આત્મભાવમાં છળ, કપટ, પ્રપંચ, નિંદા અને ઇર્ષા હોય, ત્યાંસુધી તેના આત્મામાં સત્ય ધર્મ પરિણમ્યોજ નથી. એમ ચોકસ હે આત્મન્! તું માનજે.

૯૩ જ્યારે પરમ શાંત સ્વભાવ આ આત્મામાં પ્રગટ થશે. ત્યારે પરસ્પર વૈરવાળાં પ્રાણીઓ હશે તેઓ પણ પોતાનો વૈરભાવ અવશ્ય છોડી દેશે, માટે તું શાંત સ્વભાવી થા.

૯૪ હે આત્મન્! તું ચોકસ માનજે કે જેઓને સર્વ પ્રકારની વાસનાઓ ટળી ગઇ હોય છે, તેવા મહાત્માઓનેજ લબ્ધિ પ્રાપ્ત થાય છે. જ્યારે લબ્ધિ પ્રાપ્ત થાય છે ત્યારે તે શકિતને ગોપવી રાખવા માટે, તે મહાત્માઓ જાહેરમાં આવતાજ નથી, તેમ ચમત્કાર પણ બતાવતાજ નથી. અને જે કહે છે તેની પાસે તેવું હોવુંજ નથી. તે તું ચોકસ માની ભુલ ભુલામણીમાં પડતો નહિ.

૯૫ જે મહાત્મા લબ્ધિ નથી ફેરવતા તેનું કારણ માત્ર એટલુંજ છે કે, તેઓ સમજે છે કે લબ્ધિનો ક્ષોભકારી, અને ચારિત્રને શિથિલ કરનાર જે મોહ છે, અને પડવાઇ થવાનું કારણ છે. એ હેતુએજ પ્રકાશતા નથી.

૯૬ હે આત્મન્! ખાવું પીવું, હલન-ચલન, નિદ્રા સુષુપ્તિ વગેરે કરવાથી શું સમયની સાર્થકતા ગણાય? કદી નહિ, એમ માનવામાં હે આત્મન્! તું મોટી ભૂલ કરે છે. હળાહળ વિષને અમૃત લેખી પાન કરનારને કેવો કહીએ? એમ તો બધાય કરે છે. પશુઓ પણ એ વિધિમાં મસ્ત રહે છે, તો મનુષ્ય અને પશુમાં ફેર શો? સમયની સાર્થકતા તો એજ છે કે આઠે પહોર પ્રભુ ગુણ ગાવા અને પ્રભુ પદ પામવા માટે અંતરાત્માની મદદ મેળવી પરમાત્મપદ મેળવવામાંજ મગ્ન રહેવું. એજ ખરી સાર્થકતા સમજજે.

૯૭ હે આત્મન્! હવે તુ મહાન્ જ્ઞાની તપસ્વી થઇને વ્યર્થ વાદ શીદને કરે છે? તેં અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તથા મહાન્ તપસ્વીનો અધિકાર લીધો છે, તો હવે તારો આ અમૂલ્ય સમય અજ્ઞાની મનુષ્યો સાથે વાદ વિવાદ કરી વ્યર્થ સમય શા માટે ગુમાવે છે?

૯૮ અંતરાત્મા-બહિરાત્મા પ્રત્યે કહે છે. હે બહિરાત્મા! મારો અવિચળ પ્રેમ પરમાત્મા સાથે બંધાણો છે. અને તેમાંજ મારી અડગ વૃત્તિ છે. સુવર્ણ કદી પીળાશ તજી કૃષ્ણ થાય. અથાગ યત્ને લવણ સમુદ્ર ભલે મિષ્ટ થાય, અખિલ જગતની સર્વ વ્યક્તિની અપૂર્વ શક્તિના પ્રતાપે ભલે મેરૂ ચલિત થાય, સૂર્ય ભલે પશ્ચિમમાં ઉદય થાય, કદાચ પૃથ્વી ઉંધે પડ થાય તો ભલે પણ હૃદયમાં જે પ્રેમ પ્રગટ્યો છે તે પ્રેમ હવે ત્રણ કાળમાં ફરનાર નથી.

૯૯ મનુષ્ય ઉપર જ્યારે દૈવનો કોપ થાય છે ત્યારે તે મનુષ્યના સુખ ઉદ્યાનમાં દાવાનળ સળગે છે. તેના આનંદ જીવનમાં ઝેર ભેળવાય છે. તે વખતે તેના વ્હાલાઓ પણ વૈરી બને છે. તે તું ચોક્કસ માનજે.

૧૦૦. જે તારા ઉપર શ્રદ્ધા રાખે, પ્રેમ રાખે, સ્નેહ રાખે તેનેજ કટ્ટા શત્રુની માફક ત્હારા કોપનો ભોક્તા કરે એ શું ઇષ્ટ ગણાય? હા! હે આત્મન્! તું ચોક્સ યાદ રાખ કે પ્રથમ તને જે જે પરિસહો પડે છે, તિરસ્કાર અપાય છે, એજ પ્રભુ કૃપાની પૂર્ણ પ્રસાદીનો અદ્‌ભુત ચમત્કાર છે. તે માટે અડગ રહી આગળ વધજે.

૧૦૧. હે આત્મન્! તારા શરીરને કદાચ અગ્નિ વડે બાળી રાખવત્ કરે વા ટુકડે ટુકડા કરે તોપણુ તુ જરા પણુ ડગીશ નહિ, અને જે તને પરિસહો પડે છે તે તારાજ સત્ય ધર્મની કસોટીજ છે, તે માટે તે કસોટીમાં બરાબર કુંદનપણું દેખાડવાજ કમર કરજે.

૧૦૨ હે આત્મન્! આજ સુધીમાં તે આ સસાર જે વિષરૂપ છે તે વિષને અમૃત ગણી તેનું પાન કર્યું, જે માર્ગે તુ વારંવાર લુટાયો તેજ માર્ગે શું નિર્ભયપણે ગમન કરવું? ના! નહિજ કરવું. અને જો તેમ કરીશ તો સુખ સ્વપ્ને પણુ ભાળીશજ નહિ. તે તું ચોક્કસ માનજે.

૧૦૩ હે આત્મન્! તને પૂછું છુ કે તું જે રૂપમાં મોહ પાન્યો છે તે રૂપ તને શુ ગુણુ આપનાર છે? રૂપવંત સોમલ પ્રાણુનો નાશ કરે છે. દીપકના રૂપપર મોહ પામેલ પતગીયાને દીપક પોતાની જ્યોતિથી એક ક્ષણુમાં ભસ્તીભૂત કરે છે. દૂર દેખાતો રળીયામણો અરે! સ્વરૂપવાન લવણુ સમુદ્ર જીવાત્માની કઇક ધારણાઓનો સત્યાનાશ કરે છે. તે તુ ધ્યાનમાં રાખીનેજ પછી રૂપપર મોહ પામજે

૧૦૪ હે લક્ષ્મીના પૂજારી શ્રીમતો! તમો મારા આત્માને વૈભવની લાલચમાં લપટાવી મને લક્ષ્મીનો મોહ ઉપસ્થિત કરો છો, કિંતુ કહો કે તમો ભોજન સમયે હીરા માણેક જમો છો અને હું ગરીબ શું ધૂળ ફાકું છુ? શુ તમારી કાયામા કેશર કસ્તૂરી ભરેલ છે? શુ તમો લાકડાં મુકી સુવર્ણથી બળશો કે? ના, ના! તમારા અને મારા માટે તો સરખુંજ છે. તો હવે વિચારો કે તમારી લક્ષ્મી તમોને જન્મ મરણુના ફેરાથી મુકત કરશે કે? યમકિંકરના મુદ્દગરના મારથી તમારી લક્ષ્મી તમોને બચાવશે કે? આ સંસાર સાગરમાં નાવરૂપ બની તમારા ડગમગતા ક્ષણુભંગુર દેહને ડુબતો બચાવશે કે? જો તેમજ હોય તો, તેવુંજ તમારૂં માનવું હોય, તમને વિશ્વાસ હોય તો તમારા માથા પર મરણુ ભમે છે. કાળનો ઝેરી વાયરો વાય છે. મૃત્યુરૂપી તમારો પ્રબળ ચોર તમારા જીવનમાં ઝેર ભેળવશે, તમારા સુખ-રૂપ ઉદ્યાનમાં પાવક પ્રગટાવશે. તો શું તમો તમારી લક્ષ્મીની સહાયથી તે શત્રુને જીતશો કે? ના, ના કદી નહીજ જીતી શકો. તે માટે હે આત્મન્! ચંચળ લક્ષ્મીની લાલચમાં ચંચળ થતો ના.

૧૦૫ હે આત્મન્! તને ખબર છે કે આ જન્મમાં ભોગવવી પડતી વિપત્તિ પૂર્વ જન્મમાં કરેલ પાપનુંજ ફળ છે. અને સુખ વૈભવ જે મળ્યા છે તે પૂર્વના સુચારિત્ર અને તપનું ફળ છે. એમ ધારી આવતા જન્મને માટે તૈયારી કર.

૧૦૬ આત્માના ઉદ્દ્‌ગારો-અપરાધી હા અપરાધી! પાપનો ભંડાર, પાપનો સાગર, એકવાર નહિ પણ લાખવાર અપરાધીજ વિષયની વાંચ્છનાવાળા કામાંધ બહિરાત્મા! તુ હવે મારો અધિકારી થવા ઇચ્છે છે? ના, હવે હું તને મારો અધિકારી થવા દેવાનોજ નથી.

૧૦૭ હે આત્મન્! તું શેમાં મોહ પામે છે? જેમાં તું મોહ પામે છે તે આ ગંદી કાયાને નિરખ તો ખરો? ગાત્રો શિથિલ થઇ ગયાં છે, રક્ત વાહિનીઓમાંથી રક્ત સૂકાવા લાગ્યું છે, ત્વચા લટકે છે, મુખમાં દાંતનું નામ પણ નથી, ચક્ષુઓ નિસ્તેજ થતી જાય છે, અરે! કૂપ સમ ખાડા પડયા છે, મુખ અને નાસિકામાંથી મલિન પદાર્થો વહ્યાજ કરે છે, કાયા ધ્રૂજે છે, મનને પણ કંટાળો આવે એવી આ તારી જર્જરિત કાયા થઇ ગઇ છે. છતાં હજુ તારા અતરમાંથી કામ વાસના દૂર નથી થતી, એજ ખરેખર અંતરાત્માને શોચ થાય છે.

૧૦૮ સુખ દુઃખ, ચડતી પડતી, લાભાલાભ તથા જીવન મરણ આ સર્વ પૂર્વોપાર્જિત કર્માનુસાર થયાજ કરે છે. કદાચ તેવો સંયોગ પ્રાપ્ત થયો તો તે વખતે જ્ઞાની પુરૂષ આફતને પામી કોઇ કાળે વ્યથા પામતો નથી પણ ધૈર્યવાન પુરૂષ સાવધાન થઇ સમયનો સદુપયોગ કર્યેજ જાય છે. અને વખતે પૂર્ણ કષ્ટ પડે તો પણ તે સહન કરે છે. એવી સહનશીલતા વડેજ તેની ઉપર પડેલી વિપત્તિઓ નાશ પામે છે. એમ સમજી જ્ઞાની મહાત્મા આત્માને કલુષિત કરતાજ નથી. ધન્ય છે તેવા જ્ઞાની મહાત્માઓને.

**ૐ શાંતિઃ! શાંતિઃ!! શાંતિઃ!!!**



# ઉપસંહાર.



આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ ત્રિવિધિ તાપોની નિવૃત્તિ અર્થે ચિત્તસમાધિની પ્રત્યેક સુખાર્થી જીવોને પરમ આવશ્યકતા છે, અને આ આખા ગ્રંથનો ઉદ્દેશ પણ એજ છે કે તેના વાંચનાર ભણનાર સર્વ ચિત્તસમાધિને પ્રાપ્ત કરે, પરંતુ જ્યાં સુધી અસમાધિનાં ૨૦ સ્થાનક ટાળવામાં ન આવે ત્યાંસુધી ચિત્તસમાધિની આશા રાખવી વ્યર્થ છે. માટે પ્રથમ હેય સ્વરૂપ અસમાધિનાં વીશ સ્થાનકનું વર્ણન કરી તત્પશ્ચાત્ ઉપાદેય સ્વરૂપ ચિત્તસમાધિનાં ૧૦ સ્થાનકોનું વિવરણ શ્રી દશાશ્રુત સ્કંધને આધારે આપવામાં આવશે.

**અસમાધિનાં ૨૦ સ્થાનકઃ**--૧ ઉતાવળો ચાલે, ૨ વગર પોંજે ચાલે, ૩ જેમ તેમ પોંજીને ચાલે, ૪ ઘણા પાટ પાટલા ભોગવે, ૫ ગુરૂ સામું બોલે, ૬ સાધુની ઘાત ચિંતવે, ૭ પ્રાણીની ઘાત ચિંતવે, ૮ ક્રોધ કરે, ૯ પારકું વાંકું બોલે, ૧૦ પૂરી ખબર વિના નિશ્ચયકારી ભાષા બોલે, ૧૧ કલેશ કરે, ૧૨ બીજાને કલેશ ઉપજાવે, ૧૩ અકાળે સજઝાય કરે, ૧૪ બહારથી આવ્યા પછી હાથ પગ પોંજ્યા વગર બેસે, ૧૫ પહોર રાત્રી ગયા પછી ઉતાવળો બોલે, ૧૬ માંહોમાંહે કજીયા કરે, ૧૭ ગચ્છ ભેદ કરે એટલે તડાં પડાવે ૧૮ પોતે તપે અને બીજાને તપાવે, ૧૯ ઘણું ખા, ખા કરે, ૨૦ જોઇને કામ કરવું તેમા સાવચેતી ન રાખે.

ઉપર કહેલાં અસમાધિનાં સ્થાનક ધર્મધ્યાન અને શુકલધ્યાનના અવરોધક છે, માટે પ્રથમ તેને દૂર કરી પાત્રતા પ્રાપ્ત કરવી જોઇએ. અસમાધિને દૂર કરવાથી મનુષ્ય ધ્યાનનો અધિકારી થાય છે, અને એવા ઉજ્વળ આત્માઓ ધ્યાનશ્રેણિપર આરૂઢ થઇ મન ઇંદ્રિયોને વશીભૂત કરતા આગળ વધતા રહે છે. આ પ્રમાણે

ધ્યાનશ્રેણિમાં પ્રવર્તમાન જીવોને સમાધિલાભ થાય છે. મોક્ષમાર્ગને વિષે એકાંત ચિત્તની સ્થિરતા તેનું નામ સમાધિ. શ્રી દશાશ્રુતસ્કંધમાં શ્રી ભગવંતે દશ પ્રકારની ચિત્ત સમાધિ કહી છે તે આ પ્રમાણે:-

૧. ધર્મની ચિંતા જે પૂર્વે કદાપિ નથી ઉપજી તે ઉપજે તો ચિત્ત સમાધિ થાય. ધર્મ એટલે વસ્તુસ્વભાવ, જીવદ્રવ્યનો સ્વભાવ (નિજગુણ) તે જીવદ્રવ્યનો ધર્મ અને અજીવદ્રવ્યનો સ્વભાવ તે અજીવદ્રવ્યનો ધર્મ. જીવનો ધર્મ જ્ઞાનોપયોગ લક્ષણવંત ચેતના, અને અજીવનો ધર્મ અચેતન અથવા જડ. ઇત્યાદિક છ એ દ્રવ્યના ધર્મને જ્ઞપરિજ્ઞા વડે નિત્યાનિત્ય ભેદે ગુણપર્યાય સહિત જાણવાની અને પ્રત્યાખ્યાન પરિજ્ઞા વડે પરગુણને પરહરી સ્વગુણને પ્રગટાવવાનો ઉદ્યમ આદરવાની જે ભાવના તેનું નામ ધર્મચિંતા. નિશ્ચયનયે આત્મા અરૂપી, અચળ, ધ્રુવ અને નિત્ય છે જ્યારે પુદ્ગલદ્રવ્ય રૂપી, ચળ, અધ્રુવ અને અનિત્ય છે. એ પ્રકારે યથાતથ્ય સ્વરૂપ જાણી આરંભ, પરિગ્રહરૂપ પાપનાં સ્થાનક છોડી નિરારંભી, નિષ્પરિગ્રહી એવો એકાંત આત્મિક ધર્મ તેને અંગીકાર કરવાની સચોટ શ્રદ્ધા પ્રગટે છે, તેજ ચિત્તસમાધિ જાણવી.

૨. જેમ શ્રી મહાવીર પ્રભુજીને અંતિમ રાત્રિને વિષે દશ સ્વપ્નાં લાધ્યાં અને સ્વપ્નના પ્રભાવે તાત્કાલિક કૈવલ્યજ્ઞાન પ્રગટ થયું તથા શ્રી ભગવતીજીમાં કહેલાં ૧૬ સ્વપ્નાં ઇત્યાદિ પ્રકારનાં સ્વપ્નાં કે જે પૂર્વે કદાપિ જોવામા આવ્યા નથી તેવાં સ્વપ્ન લાધે તો ચિત્તસમાધિ થાય છે. ધ્યાનાવસ્થામાં અદ્રષ્ટપૂર્વ અને અશ્રુતપૂર્વ એવી અનેક ઘટનાઓ જોવામાં અને સાંભળવામાં આવે છે, તેમાં મોહ નહિ પામતાં જે સમ્યક્દ્રષ્ટિવંત મનુષ્ય કેવળ આત્મભાવનીજ ગવેષણા કરતો રહે છે તેને તે તે દ્રશ્યો અને ધ્વનિઓ ઉપકારક નીવડે છે, તેની શ્રદ્ધાને તે દ્રઢીભુત કરે છે અને તેના ચિત્તને સમાધિના ઘરમાં લાવે છે.

૩. પૂર્વે કદાપિ ઉત્પન્ન નથી થયું એવું જાતિસ્મરણ જ્ઞાન થવાથી પણ ચિત્તસમાધિનો લાભ થાય છે, પૂર્વ ભવોની વાતો સાભરી આવે તેને જાતિસ્મરણ જ્ઞાન કહે છે, જાતિસ્મરણ જ્ઞાન એ મતિજ્ઞાનનો એક પ્રકાર છે. અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ મુખ્ય ચાર ભેદ પૈકી ધારણામાં તેનો સમાવેશ થાય છે, આ જ્ઞાન વડે ઉત્કૃષ્ટા નવસો ભવ (જો સંજ્ઞી પંચેંદ્રિયપણે લગતા ભવ કીધેલા હોય તો) જોઇ શકાય છે, અને આવું જ્ઞાન થવાથી પૂર્વે જે જે શુભાશુભ કરણી કરી હોય અને તેને લઇને જે જે શુભાશુભ સુખ દુઃખાદિ કે સ્વર્ગ નર્કાદિ ફળોની પ્રાપ્તિ થઇ હોય તે હસ્તામલકવત્ જાણવામાં આવતાં મન સ્થિર થવાની સાથે વૈરાગ્યની પણ વૃદ્ધિ થાય છે. જેવી રીતે મુનિરાજના દર્શનથી મૃગાપુત્રને થયું તેવી રીતે.

૪. જે કોઇ કાળે ઉત્તમ દેવોનું દર્શન થયું નહોતું તે દેવોનું દર્શન થાય તથા તેઓની શકિત, ઋદ્ધિ, જ્યોતિ ઇત્યાદિ દેખવામાં આવે તો તે દેખવાથી પણ સંવેગની વૃદ્ધિ થાય છે.

૫. કોઇ કાળે નથી ઉત્પન્ન થયું એવું અવધિજ્ઞાન ઉત્પન્ન થાય અને તે જ્ઞાનવડે જઘન્ય અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ અસંખ્યાતા દ્વીપ સમુદ્રમાં રહેલા રૂપી પદાર્થોને તદ્રૂપે જાણવાથી શ્રી વીતરાગ વચનપર દ્રઢ શ્રદ્ધા જામે છે. અને પરિણામે વૈરાગ્યની વૃદ્ધિ અને ચિત્તની સમાધિ પ્રાપ્ત થાય છે.

૬. પૂર્વે કદાપિ નથી પ્રાપ્ત થયું તેવું અવધિ દર્શન પ્રગટવાથી લોકમાં રહેલ રૂપી પદાર્થોને તદ્વત્ દેખે છે, અને તદ્રૂપે દેખવાથી ચિત્ત સ્થિર થઈ જાય છે, અર્થાત્ ચિત્તસમાધિ પ્રાપ્ત થાય છે.

૭. જે કોઈ કાળે પ્રાપ્ત થયેલ નથી, એવું મનઃપર્યવજ્ઞાન પ્રગટ થવાથી અર્થાત્ અઢી દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેદ્રિય પર્યાપ્તા

જીવોના મનોગત ભાવોને જાણવાથી ચિત્તને અત્યંત આનંદ થવાની સાથે વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે.

૮. કોઇ કાળે નથી પ્રાપ્ત થયું એવું કેવળજ્ઞાન પ્રાપ્ત થવાથી અર્થાત્ લોકાલોકમાં રહેલાં સમસ્ત દ્રવ્યોના અતીત, અનાગત અને વર્તમાન કાળના સમસ્ત ભાવોને (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી) જાણવાથી ભાવસમાધિ પ્રગટ થાય છે. લોગસ્સના પાઠમાં "સમાહિવરમુત્તમં દિંતુ" એ વાક્યથી જે વર કહેતાં શ્રેષ્ઠ સમાધિની પ્રતીક્ષા કરવામાં આવી છે, તે પ્રકારની સર્વોત્કૃષ્ટ અને સર્વ કાળ રહેવાવાળી ભાવસમાધિ પ્રગટ થાય છે.

૯. કોઇ કાળે નથી પ્રાપ્ત થયું એવું કૈવલ્યદર્શન પ્રગટ થવાથી અર્થાત્ લોકાલોકને સંપૂર્ણપણે દેખવાથી તદંતર્ગત સર્વ ભાવોને દેખવાથી પૂર્ણાનંદ પ્રાપ્ત થાય છે.

૧૦. કોઇ કાળે નથી પ્રાપ્ત કરેલું એવું કેવળ મરણ પ્રાપ્ત કરવાથી અર્થાત્ પંડિત મરણે મરવાથી જન્મ, જરા, મરણનાં દુ:ખોથી સર્વથા મુકાવવું થાય છે, એટલે કે અનંત અવ્યાબાધ સુખ સંઘાતે આત્માનું સ્વાભાવિક અનંત સુખ પ્રાપ્ત થાય છે.

આ દશ પ્રકારની ચિત્તસમાધિ રત્નત્રયી એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ રત્નોની સંપૂર્ણપણે આરાધના કરનાર મનુષ્યને પ્રગટ થાય છે, રત્નત્રયીનો આરાધક ધ્યાનારૂઢ થઈ શકે છે અને ધ્યાનારૂઢ થનાર ભવ્ય આત્માઓજ તે વસ્તુ પ્રાપ્ત કરી શકે છે.

જૈનપ્રજામા દિવસે દિવસે અધ્યાત્મવિદ્યાનો શોખ ઓછો થતો જાય છે. ધ્યાન અને સમાધિદશા જેવાં પરમોત્કૃષ્ટ સાધનોને ઘણા જૈનો જાણતાજ નથી. અને પરિણામે દિનપ્રતિદિન અસમાધિ વધતીજ જાય છે. આ સ્થિતિની સુધારણા માટે આ ગ્રંથમાં ધ્યાનનો વિષય ચર્ચવામાં આવ્યો છે. મોક્ષપ્રાપ્તિનું મુખ્ય સાધન ધ્યાનજ છે. ભૂતકાળમા અનંત સિદ્ધ ભગવંત થયા, વર્તમાનમાં ( મહા

વિદેહ ક્ષેત્રમાં ) થાય છે, અને ભવિષ્યમાં થશે તે તમામ શુભ ધ્યાનરૂપી મહાતપના પ્રભાવથીજ થાય છે. જેમ ઘણા વખતનાં ભેગાં થયેલાં ઈંધણાં (લાકડાં) ને અગ્નિ પવનના જોરથી ક્ષણવારમાં બાળીને ભસ્મ કરી નાખે છે. તેમ અનંત અનંત ભવનાં એકઠાં થયેલાં કર્મરૂપ ઇંધણાંને શુકલ ધ્યાનરૂપી મહા અગ્નિ ક્ષણુવારમાં બાળી ખાખ કરી તેની રાખ ઉડાડી નાખી આત્માને તદ્દન પવિત્ર બનાવે છે.

પ્રિય વાંચક! આ ગ્રંથમાં મનને પવિત્ર બનાવવા તથા આત્માને કર્મમળથી રહિત કરવા માટે જે જે વિચારણાઓની, જે જે શુભ ભાવનાઓની અને જે જે સાધનાઓની આવશ્યકતા માલુમ પડી તે તે બાબતોનું સંક્ષિપ્ત દિગ્દર્શન ગ્રંથકારે પોતાની બુદ્ધિ શકિત અને અનુભવ પ્રમાણે જનસમૂહના કલ્યાણાર્થે કરાવેલું છે. વાચક વર્ગને શ્રી મહાવીર પ્રભુનાં અમૂલ્ય વચનામૃતોનું પાન કરાવવાનો પણ યથાશકિત પ્રયત્ન કર્યો છે. આ વચનામૃતોને ખરા દિલથી વાંચતાં, વિચારતાં અને આચરતાં મનની વ્યગ્રતા અને ઈંદ્રિયોની લોલુપતા ટળશે અને આત્માને પરમ શાંતિ મળશે કોઇક વિદ્વાને યથાર્થ કહ્યું છે કેઃ—

### દોહરો.

વચનામૃત વીતરાગનાં, પરમ શાન્ત રસ મૂળ;<br>
ઔષધ તે ભવરોગનાં, કાયરને પ્રતિકૂળ.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૩ | ૪ | માનસિક | માનસિક દુઃખો |
| ૧૦૮ | ૨૭ | મયણરેજહા | મયણરેહા |
| ૧૧૩ | ૪ | સૂંડ | સૂંઢ |
| ૧૧૩ | ૨૦ | મંડળમાં | મંડળમાં વિચરે છે |
| ૧૧૫ | ૧૦ | લાગ્યો | લાગ્યાં |
| ૧૨૯ | ૧૨ | ફક્ત ડાભજ ભક્ષીને રહે | ફક્ત ડાભના અગ્ર ભાગે રહે તેટલુંજ ભોજન ભક્ષીને રહે |
| ૧૫૩ | ૨૫ | નિવત્યા | નિવર્ત્યા |
| ૧૫૭ | ૧૬ | અગટવાશ્રી | અગટવાથી |
| ૧૬૬ | ૨૪ | વાડ | વાડા |
| ૧૯૧ | ૧૮ | વૈરાગ્ય | તપ અને વૈરાગ્ય |
| ૨૦૭ | ૧૪ | બાધન | બંધન |

